# ઇંદિરા

અને

## બીજી વાર્તાઓ.

ર. છ. મુનશીઆ.

# ઈંદિરા અને બીજી વાર્તાઓ.

( બંગાળી ઉપરથી )

ભાષાંતરકર્તા:

રંગીલદાસ લક્ષ્મીદાસ સુતરિઆ, બી. એ.
"ASTROLOGY OF THE RACECOURSE" ના કર્તા.

મુંબઇ:
ધી ફ્રેટ પ્રીન્ટીંગ પ્રેસ.
નં. ૧ પારસી બજાર સ્ટ્રીટ, કોટ.

પ્રથમાવૃત્તિ, પ્રત ૭૫૦, સને ૧૯૩૦.





આ પુસ્તક નં૦ ૧ પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઈ, ખાતે ફૉર્ટ પ્રિન્ટીંગ પ્રેસમાં હોશંગ તેહમુરસ અંકલેસરીઆએ પોતાને માટે છાપી પ્રસિદ્ધ કર્યું છે.

# અર્પણપત્રિકા.

મારાં વ્હાલસોયાં સદ્ગત સંતાનો

**સરસ્વતી** (જન્મ: ૧૯-૧૨-૦૫, મરણ: ૨૪-૫-૧૯૨૯.)

તથા

**શાંતિલાલ** (જન્મ: ૯-૯-૧૯૦૮, મરણ: ૫-૪-૧૯૨૪.)

જેમને કુમળી, જુવાન વયે સંસારનાં સુખદુ:ખની ઉપાધિમાંથી મુક્ત કરી પરમકૃપાળુ પરમેશ્વરે પોતાની સોડમાં બોલાવી લીધાં છે તેમનાં પવિત્ર આત્માને પિતૃસ્નેહના નિવાપાંજલિ સહિત આ લઘુ પુસ્તક અર્પણ કર્યું છે.

ર. લ. સુતરિઆ.

# પ્રસ્તાવના.

પ્રખ્યાત બંગાળી લેખક બાબુ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે લખેલી અનેક નાની મોટી નવલકથાઓમાંની એક ઇંદિરા છે. બંગાળી ભાષામાં એની એક, બે, ત્રણ નહિ પણ કુંડીબંધ આવૃત્તિઓ થઇ છે જે ઉપરથી એ વાર્તા બંગાળી વાંચકોમાં કેટલી લોકપ્રિય થઇ છે તેનો સહજ ખ્યાલ આવશે. એનું ગુજરાતી ભાષાંતર અત્યાર અગાઉ થયું છે કે નહિ તેની મને ખબર નથી—માની લ્યોકે ગુજરાતી સાહિત્ય વિષે હું એટલો અજ્ઞાન છું—છતાં વાર્તા એવી સરસ છે કે પુનરૂકિતદોષ થતો હોય તો તે વ્હોરી લઇને પણ એને ગુજરાતી પ્રજા સન્મુખ રજુ કરવાની મારી લાલચ હું રોકી શકયો નથી.

ગઇ સદીના છેલ્લા દાહેકાના પાછળના વરસોમાં, હજી તો હું નિશાળમાં ભણતો હતો ત્યારે, મારી લખેલી કેટલીક વાર્તાઓ અને કવિતાઓ તે વખતે નીકળતાં પારસી માસિકો "જ્ઞાનપ્રકાશ," "ગુલશને દાનેશ," "કોહિનુર," વગેરેમાં છપાઇ હતી. આ પ્રવૃત્તિ મેં ચાલુ રાખી હોત, પણ સને ૧૯૦૧ માં જ્યારે મુંબઇ આવી હું એલ્ફીન્સ્તન કૉલેજમાં દાખલ થયો ત્યારે અહિંના એક જાણીતા બુકસેલર અને પબલીશર મિત્રે મને ટકોરમાં કહ્યું કે "લેખકનો ધંધો કરવો હોય તો બૈરીછોકરાંને મોસાળ મોકલી પછી કરજો." આ વાત મારા ધ્યાનમાં ઉતરી અને મેં એ છંદ છોડી દીધો. આજે પણ ગુજરાતી સાહિત્ય અને પ્રજા એ સ્થિતિએ નથી પહોંચ્યાં કે જ્યારે સારા લેખકો સાહિત્યક્ષેત્રમાંથી જશ અપજશનો પોટલો બાંધવા ઉપરાંત દાળરોટલો મેળવી પોતાની અને પોતીકાંઓની પેટપૂજા કરી શકે. આ સબબથી ગુજરાતી સાહિત્યની સેવા કરવાનું તેનાથીજ બની શકે કે જેને પરમેશ્વરે પૈસો અને નવરાસ બેઉ બક્ષ્યાં હોય. મારી વાણિઆબુદ્ધિએ આ ધંધામાં લાભ દીઠો નહિ, અને મેં એને દોઢ ગાઉના નમસ્કાર કર્યા. વરસોના ગાળા પછી આજે મારા મિત્ર ભાઇ હોશંગ તેહમુરસ અંકલેસરીઆએ મને મારીને મુસલમાન બનાવ્યો છે અને એમના આગ્રહથીજ ફરીથી કલમ હાથમાં ધરી મેં આ પુસ્તક તૈયાર કર્યું છે.

ઇંદિરાનું આ ભાષાંતર જાણીતા અને પૂરાણા પારસી માસિક "પુરસદ"ના ચાલુ (૧૯૩૦ ઇસવી) સાલના જાનેવારીથી સપ્ટેંબર સુધીના નવ અંકોમાં કટકે કટકે પ્રકટ થયું હતું. એ માસીકના વિદ્વાન અધિપતિ ભાઇ કેકી ર. ભાયા વાર્તાની પુર્ણાહુતિ કરતાં લખે છે કે "આ નાનકડી વાર્તાએ પારસી માસીકોની વાર્તાઓના બાબમાં એક નવોજ સફો શરૂ કીધો હતો અને અમને જોઇને પરમસંતોષ ઉપજે છે કે અમારાં હજારો વાંચનારાંઓએ આ અમારી પહેલ વખાણી છે. નાનાં કે મોટાં, અદના કે આલા, સૌએ આ વાર્તા બહુજ હોંસથી વાંચી છે * * * * * આ વાર્તામાં બંકિમ બાબુએ હાસ્ય, કરૂણા અને શૃંગાર રસની ઘણી સારી ઝમાવટ કીધી છે—કરૂણ પ્રસંગો વાર્તાની નાયિકા ઇંદિરાને પ્રસંગેજ કરૂણ કહેવાય, બાકિ વાંચનારને તો તેમાંથી હાસ્યરસની રેખાજ નજરે પડે છે; જ્યારે શૃંગારના પ્રસંગો એવી તો નિર્મળ અને નિર્દોષ રીતે રજુ થયા છે કે તેમાં બિભત્સતાની છાયા સરખીએ જણાતી નથી."

"પુરસદ"ના હજારો વાંચનારાંઓને જે ગમ્યું તે સારી ગુજરાતી આલમને પણ ગમશે તો ભાઇ હોશંગ અંકલેસરીઆએ કરેલી મારી સુજાત સફળ થયલી ગણીશ.

સૂર્યકુંજ, બાર.
વિજ્યાદશમી, સંવત ૧૯૮૬.

ર. લ. સુતરિઆ.

# સાંકળિયું.

# ઇંદિરા



## પ્રકરણ ૧ લું

### હું સાસરે જાઉં છું.

ઘણે દીવસે હું સાસરે જતી હતી. મારૂં વય ઓગણીસ વર્ષનું થયું હતું પણ હજી સુધી મેં સાસરવાસ કર્યો નહોતો. તેનું કારણ, મારો બાપ પૈસાદાર ! સસરાજીએ તો મને તેડવા માણસ મોકલ્યો હતો, પણ બાપે મોકલી નહિ. કહ્યું કે "વહેવાઇને કહેજો કે પહેલાં મારો જમાઇ પૈસા કમાતાં તો શીખે, પછી ભલે વહુને તેડી જાય. અત્યારે અમારી દીકરીને તેડાવી ખવડાવશો શું ?" આ સાંભળી મારા વરને ખોટું લાગ્યું. તેની ઉમર તે દહાડે વીસ વરસની. તેણે પ્રતિજ્ઞા લીધી કે જાત કમાઇથીજ બૈરીનું પાલણ પોષણ કરીશ. લાગલોજ તે તો પશ્ચીમ તરફ મુસાફરીએ નીકળી પડ્યો. તે વખતે રેલ્વે નહોતી. પશ્ચીમનો રસ્તો પણ ઘણો વિકટ. ઘેરથી પાઈ પણ લીધા વગર, પગ રસ્તે, કોઇની કંઇ પણ મદદ વિના, પંથ કાપતો કાપતો તે પંજાબ જઇ પહોંચ્યો. જે આટલો સાહસ ખેડે તેનામાં કમાવાનીએ હાય હોય. સ્વામિનાથ પૈસા કમાવા લાગ્યા, ઘેર મોકલવા લાગ્યા. આમ સાત આઠ વરસ વીતી ગયાં; છતાં ન તો તે ઘેર આવ્યા કે ન પૂછાવી મારી કંઈ ખબર અંતર ! વિરહવેદનાથી મારૂં શરીર બળવા લાગ્યું. પૈસા ! પૈસા ! મા બાપ ઉપર ચીઢ ચઢી. બળી એ પૈસા કમાવાની વાત શું કામ કાઢી હશે ? મારા સુખ કરતાં રૂપીઆ વધારે હતા ? મારા બાપ પાસે અઢળક ધન હતું——રૂપીઆ લઇને તો હું છાનીમાની રમતી. મનમાંને મનમાં કહેતી, એક દહાડો રૂપીઆ પાથરી સૂઇ જોઉં—કેવુંક સુખ થતું હશે ! એક વાર માને કહ્યું, "મા, રૂપીઆની પથારી કરી સૂઇએ ?" મા

બોલી, "બેસ, બેસ, ગાંડી !" પણ મા સમજી ગઇ. શું કાંટા કાવત્રાં કીધાં તે તો ખબર નથી, પણ જે વખતની વાત લખું છું તેની થોડા દીવસ પહેલાંજ મારા સ્વામિનાથ ઘેર આવી પહોંચ્યા હતા. ગામમાં વાત ઉડી કે તે કમીસરીએટ (કોઇ કમીસર શેઠ તો નહિ હોય ? તે) ના કામ કરી પુષ્કળ પૈસા કમાઇ આવ્યા હતા. મારા સસરાએ મારા બાપને લખી મોકલ્યું કે "આપના આશિર્વાદથી ઉપેંદ્ર" (મારા વરનું નામ ઉપેંદ્ર–નામ લઇશ તો ડોશીઓ મને ઠપકો આપશે પણ જમાનાને અનુસરી મારે તો ઉપેંદ્ર કહીનેજ બોલાવવા જોઇએ) "વહુનું ભરણ પોષણ કરવા શક્તિવાન થયો છે. પાલખી તથા માણસો મોકલ્યાં છે. વહુમાતાને અમારે ઘેર મોકલી આપજો; નહિતો પુત્રનો ફરીથી સંબંધ કરીશું."

બાપે જોયું, આ તો કોઇ મોટો માણસ ! પાલખીની અંદર કીનખાબ, ઉપર રૂપાની છત્રી. સાથે એક દાસી આવેલી; શું તેનો રોફ ! રેશમી લુગડું. ગળામાં મોટા મોટા સોનના દાણા ! કાળી દાઢીવાળા ચાર ભોજપુરી (ભૈયાઓ) પણ પાલખી સાથે આવ્યા હતા.

મારો બાપ હરમોહન દત્ત જન્મથીજ ખાનદાન માણસ. તેણે હસીને કહ્યું, "મા, ઇંદિરા, હવે તને રખાય નહિ. હમણાં તો જા; જલદી પાછી તેડી લઇશ. પણ આંગળી ફૂલીને બનેલો આ કેળ[1] જોઇ હસતી ના." મનમાંને મનમાંજ મેં બાપની વાતનો જવાબ દીધો; "મારો જીવજ આંગળી ફૂલીને કેળ થઇ ગયો છે, તે જોઇ તમેજ હસતા ના."

મારી નાની બહેન કામીનીએ પૂછ્યું, "મોટી બહેન, પાછા ક્યારે આવશો ?" જવાબમાં મેં તેને ગાલે ચીમટા દીધા. તેણે ફરીથી પૂછ્યું, "બહેન, સાસરૂં કેવું હોય ? મને નહીં કહો ?"

મેં કહ્યું, "સાંભળ. સાસરૂં એટલે નંદનવન. ત્યાં રતિપતિ, પારિજાતક ફૂલનાં બાણ મારી, લોકનો જન્મ સાર્થક કરે. ત્યાં પગ મૂકતાંજ સ્ત્રી અપ્સરા બને; પુરૂષ ગાંડા બને. ત્યાં રોજ કોયલ ટહુકા કરે, સાંજે દક્ષીણવાયુ વાય અને અમાસે પણ પૂનમનો ચાંદ ઉગે !"

કામીની હસતી હસતી બોલી "તું મરે રે !"

---

૧. આજકાલનો પૈસાદાર.

# પ્રકરણ ૨ જું.

## સાસરાને રસ્તે.

બ્હેનના આ આશિર્વાદ લઇ હું સાસરે જવા નીકળી. મારૂં સાસરૂં મનોહરપૂર, પીએર મહેશપૂર. બેઉ ગામ વચ્ચે દશ ગાઉનું છેટું, એટલે સવારે જમીખાઇનેજ નીકળી હતી, કારણ કે મારી જાણ મુજબ સાસરે પહોંચતાં પાંચ સાત ઘડી રાત થાય એમ હતું.

રાતના વિચારથી મારી આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. રાતે મને કેમ ખબર પડશે કે "તે" કેવા છે? રાતે બરાબર જણાશે નહિ કે હું કેવી છું! મારી માએ બહુ કાળજી લઇ મારો અંબોડો ગુંથ્યો હતો. દશ ગાઉ મજલ કાપતાં લટીઆં કેમ સરખાં રહેશે? પાલખીમાં આડી પડી રહેવાથી બેડોળ તો નહિં થાઉં? તરસથી મોં ઉપરનો તાંબુલ (પાનનો) રંગ સૂકાઇ જશે. થાકથી શરીરની સુંદરતા ઉડી જશે...હેં! તમે તો હસો છો! વારી જાઉં તમારી ઉપરથી, તમે હસો ના, મારા બાપ! ભરજોબન, પરણ્યા પછી પહેલીજ વાર હું સાસરે જતી હતી!

રસ્તામાં કાળાદીઘી નામે એક મોટું તળાવ આવતું હતું. તેનો વિસ્તાર આશરે અર્ધો ગાઉ. પહાડ જેવી ઉંચી પાળ, તેની વચમાં થઇ જવાનો રસ્તો. ચારે બાજુ વડનાં ઝાડ: તેમની છાયા શીતળ. તળાવનું પાણી ભૂરા વાદળ જેવું. દેખાવ બહુજ મનોહર! માણસનો પગરવ નહિ, ઘાટ ઉપર એક દુકાન હતી તેટલી બાદ. પાસેજ એક ગામડું હતું તેનું નામ પણ કળાદીઘી.

દીઘી તરફ એકલાં આવતાં લોક ડરતાં. ચોરના ભયથી સંગાથ વગર ત્યાંથી કોઇ આવજા કરતું નહિ. તેથીજ તેનું નામ "ડાકુ (ધાડપાડુ) ની કાળાદીઘી" પડયું હતું. કહેવાય છે કે પેલી દુકાનનો માલીક ડાકુઓનો મળતીઓ હતો.

મને કોઈ જાતનો ભય નહોતો. મારી સાથે આટલા બધા લોક—સોળ ભોઈ (પાલખી ઉચકનારા), ચાર ચોકીવાન અને તે ઉપરાંત બીજા પણ માણસો હતા. અમે ત્યાં જઈ પહોંચ્યા ત્યારે બપોર થયા હતા. ભોઇઓએ કહ્યું, "નાસ્તોપાણી કીધા વગર અમારાથી હવે આગળ ચલાય તેમ નથી." ચોકીવાનોએ જરા આગળ જઈ સલામત જગાએ

શોભવા જણાવ્યું, પણ ભોઇઓ કહે, "આપણે આટલા બધા છીએ; આપણને ભો કેવો ?" અમારી સાથેના બીજા માણસોનેયે ભૂખ લાગી હતી એટલે આખરે ત્યાંજ શોભ્યા.

તળાવને ઘાટે એક વડ તળે પાલખી ઉતારી. મને હાડે હાડ દુઃખ લાગ્યું. હું પરમેશ્વર પાસે માગી રહી હતી કે ક્યારે સાસરે પહોંચું—અને અહીં તો ભોઇઓ પાલખી નીચે મૂકી હાશ હુશ કરતાં મેલાં કપડાં હલાવી ઠંડે કલેજે પવન ખાવા બેઠા ! પણ છટ ! સ્ત્રી જાત સ્વાર્થી તે સ્વાર્થી ! હું જતી હતી ખાંધે (બેશીને); તેઓ બિચારા જતા હતા ખાંધે (મને) લઇને. હું જતી હતી ભરજોબનને સ્વામિદર્શને; તેઓ જતા હતા ખાલી પેટે મુઠી ભાત કમાવા. તેઓ એક પૂરૂં, મેલું વસ્ત્ર ઉશાડી પવન ખાય તે પણ મારાથી ખમાયું નહિ ! ધિક્કાર, ભરજોબન !

એમ વિચારમાં ને વિચારમાં બેઠી હતી ત્યાં થોડીવારે અનુભવથી માલમ પડયું કે મારીસાથેનાં માણસો દૂર નીકળી ગયાં હતાં. એટલે હીમત કરી પાલખીનું બારણું જરા ઉઘાડી તળાવ જોવા લાગી. મેં જોયું કે ભોઇઓ એકઠા મળી દુકાન સામે એક વડ નીચે બેશીને નાસ્તો કરતા હતા. તે જગા મારી પાલખીથી કમમાં કમ દોઢ વિંઘું છેટી હશે. એ પણ જોયું કે સામે મોટું વાદળ જેવું તળાવ પથરાઇ રહ્યું હતું. તેની ચારે બાજુ પર્વતોની હાર જેવી ઉંચી, કુમળાં, હરિયાળી જેવાં ઘાસથી ભરેલી પાળ. પાળ ઉપર તેમજ પાણીમાં મોટા વિસ્તારમાં મોટા મોટા વડના ઝાડોની ઘટા. પાળ ઉપર સંખ્યાબંધ ગાયો ચરતી હતી; પાણી ઉપર જળચર પક્ષીઓ ક્રીડા કરતાં હતાં. ધીમી ધીમી પવનની લહેરોથી મોજાંઓ ડોળતાં; મોજાંઓ સાથે અઠડાવાથી પાણીમાંના કમળફુલ, પાન અને વેલાઓ નાચી રહ્યાં હતાં. મેં જોયું કે મારા ચોકીવાનો પાણીમાં પડીને નહાતા હતા. તેમના શરીરે અઠડાઇને ઉતરતા રેલાથી કાળા પાણી ઉપર જાણે સફેદ મોતીના હાર પડતા હોય તેવો દેખાવ થઇ રહયો હતો.

આકાશ તરફ જોયું. કેવું ભૂરૂં ! સફેદ વાદળાંઓનો કેવો સુંદર વિસ્તાર ! અંદર કેવા જાતજાતના આકારો ! આકાશમાં ઉડતાં નાનાં નાનાં પક્ષીઓ ભૂરા પડદા ઉપર જરીની ટપકી જેવી શોભા આપતાં હતાં ! અરે ! એવી કોઇ વિદ્યા નથી કે જેથી માણસ મરજી પડે ત્યારે પંખી

થઇ શકે ? પાંખ હોત તો હું કેવી ઝપાટાબંધ ઉડીને જેને મળવાને તલપી રહી હતી તેની પાસે પહોંચી જાત !

તળાવ તરફ ફરીથી જોયું. કંઇક ગભરાઇ. ભોઈઓ સિવાયના મારી સાથે આવેલા બધાંજ માણસો એકીવારે તળાવમાં પડયા હતા. સાથેની સ્ત્રીઓ—એક સાસરાની, બીજી પીએરની, તે પણ બેઉ પાણીમાં. મારા મનમાં ભય પેઠો—કોઇજ પાસે નહોતું—વેરાન જગા, ઠીક કર્યું નહિ. શું કરૂં, હું કુળવધૂ, મોટેથી બૂમ પાડી કોઇને બોલાવાય પણ નહિ.

આ વખતે પાલખીની ઉપર તરફ કંઇ અવાજ થયો. જાણે ઉપરના વડની શાખા ઉપરથી કોઇ ભારે ચીજ નીચે પડી. તે બાજુનું બારણું જરાક ખોલી જોતાં એક કાળો, બીહામણો માણસ જણાયો. બ્હીકથી બારણું બંધ કર્યું. પણ તરતજ વિચાર આવ્યો કે આવે વખતે તે ખુલ્લું રાખેલું સારૂં. હજી તો હું ફરીથી બારણું ઉઘાડતી હતી ત્યાંતો બીજા એક માણસે ઝાડ ઉપરથી ઝીપલાવ્યું. જોતજોતામાં તો ત્રીજો, ચોથો, એમ ચાર જણે સામટાં ઝાડપરથી કૂદી પાલખી ખાંધે મૂકી એકદમ નાસવા માંડયું.

આ જોઇ મારા ચોકીવાનો "કોન હય, કોન હયરે ?" એમ બૂમ મારતાં પાણીમાંથી દોડયા.

ત્યારેજ સમજી કે હું ચોરોના હાથમાં સપડાઇ હતી. પાલખીનું ઉપરનું બારણું ખોલી નાખ્યું. ભૂસકો મારી નાશી છૂટવાનું મન થયું, પણ મારી સાથેવાળા બધા માણસોને મોટેથી બૂમરાણ કરતાં પાલખી પાછળ દોડતા જોયા, એટલે ધીરજ આવી. પણ થોડી વારમાંજ એ ધીરજ જતી રહી. એક પછી એક આસપાસના ઝાડ ઉપરથી ભૂસકા મારી સંખ્યાબંધ ચોરોએ દેખાવ દેવા માંડયો. હું કહી ચૂકી છું કે પાણીની ધારે હારદોર વડનાં ઝાડ હતાં. એ બધાં ઝાડોની નીચે થઇ ભૂટારાઓ પાલખી લઇને જતા હતા. એજ બધાં ઝાડ ઉપરથી ભૂસકા મારી માણસો નીચે પડતા હતા. તેઓમાંના કેટલાકના હાથમાં વાંસની લાઠી અને કેટલાકના હાથમાં ઝાડની ડાળ હતી.

માણસોની સંખ્યા વધારે જોઇ મારી સાથેવાળા પાછા પડવા લાગ્યા. હવે મારી આશા ખૂટી. કૂદી પડવાનું મન થયું, પણ પાલખીવાળા એટલી ઝડપથી ચાલતા હતા કે જો કૂદું તો હાડકાંજ ભાંગી જાય. તેમાં

વળી એક ભૂંડારો લાઠી દેખાડી બોલ્યો, "જો કૂદી તો માથું ભાંગી નાંખીશ." સબબ, હું મુંગી ગગડી રહી.

મારા ચોકીઆનો પૈકી એક આગળ ધસી આવી પાલખી ધરી. તેજ વખતે એક ડાકુએ તેને લાઠીપ્રહાર કર્યો. તે બિચારો બેહોશ થઇ જમીન પર પડયો. તેને ફરી ઉઠતો જોયો નહિ. હું ધારૂં છું કે તે ફરી ઉઠયોજ નથી.

આ જોઇ મારા બીજા માણસો વિખેરાઇ ગયા. ઉંચકનારાઓ મને નિર્વિઘ્ને લઇ ચાલ્યા. એક પહોર રાત ગઇ ત્યાંસુધી આમ ચાલ્યા બાદ એક જગાએ પાલખી ઉતારી. તે જગા હતી બીયાબાન જંગલ—અંધારૂં ઘોર. ડાકુઓએ એક મશાલ સળગાવી. પછી મને કહ્યું, "તારી પાસે જે કંઇ હોય તે આપી દે નહિ તો મારી નાંખીશું." મારાં ઘરેણાં, વસ્ત્ર, બધું આપ્યું. શરીર ઉપરના દાગીના પણ ઉતારી આપ્યા; ફક્ત હાથની બંગડી રહેવા દીધી તે તે લોકે ઉતારી લીધી. તેમણે એક મેલું, ફાટેલું લૂગડું આપ્યું તે પહેરી લઇ મારા શરીર ઉપરનું મોંઘું ચીર પણ કાઢી આપ્યું. મારી પાસેનું તમામ લૂટી લીધા પછી ડાકુઓએ પાલખી ભાંગી નાંખી, તેમાં મઢેલું રૂપું કાઢી લીધું. છેવટે ભાંગેલી પાલખીને બાળી દઇ ધાડનું ચિહ્ન માત્ર નાશ કર્યું.

પછી તેઓએ ચાલવા માંડયું. ઘોર જંગલમાં, અંધારી રાતે, જંગલી પશુઓના મોંમાં મને સોંપી તેમને ચાલ્યા જતા જોઇ હું રોઇ પડી. મેં કહ્યું, "તમને પગે લાગું, મને સાથે લઇ જાઓ." ધાડપાડુઓની સોબત પણ તે વેળા મને ઠીક લાગી.

એક બુઢો ડાકુ કરૂણભાવથી બોલ્યો, "બચ્ચા, તારા જેવી સુંદર પોરીને લઇને અમે ક્યાં જઇએ? જોતજોતામાં આ ધાડની બૂમ પડશે—તારા જેવી સુંદરીને અમારી સાથે કોઇ જુએ એટલે અમારા તો બારજ વાગી જાય."

એક જુવાન ડાકુએ કહ્યું, "એ સાથે હોય અને જેલમાં જવું પડે તેબી ઠીક; પણ આવી સરસ પોટ્ટી હું તો નહિ છોડું." ઉપરાંત બીજું પણ કંઇ બોલ્યો તે અહીં લખી શકતી નથી—હમણાં મનમાં લાવી પણ નથી શકતી. પેલો બુઢો આ ટોળીનો સરદાર હતો. તેણે આ

જુવાનને લાકડી દેખાડી કહ્યું, "ઝપેટા એવા લગાવીશ કે તારૂં માથુંજ ભાંગી જાય. હરામખોર! એ બધું પાપ અમારે ભોગવવું, કેમ?" તેઓ ચાલી ગયા.

---

## પ્રકરણ ૩ જું.

### સાસરે જવાનું સુખ.

આવું કોઈ કદી બન્યું છે? આટલી આફત, આટલું દુઃખ, કોઇ પર કદી પડયાં છે? પહેલીજ વાર હું મારાં ધણી પાસે જતી હતી. સારૂં શરીર વસ્ત્રાલંકારથી શણગારીને, માથાના બાળ દંડેરાબંધ હોળીને, પાન ખાઇ, સ્વચ્છ, નીચલો હોઠ ગુલાબી બનાવીને, કોમલ કાયા અત્તરથી સુવાસિત કરીને, આ ઓગણીસ વર્ષની જુવાની લઇને, પહેલીજ વાર હું સ્વામિદર્શને જતી હતી. "તેમના" ચરણકમલમાં આ અમૂલ્ય ભેટ ધરતી વખતે શું બોલવું તેનોજ વિચાર કરતી કરતી હું જતી હતી. એકાએક કેવો વજ્રાઘાત! ઘરેણાં બધાં ઉતારી લીધાં; છો લીધાં. ફાટેલું, મેલું, ગંધાતું કપડું પહેરાવ્યું; ભલે પહેરાવ્યું. વાઘવરૂના વિકાળ મોંમાં સોંપી ચાલ્યા ગયા; છો ગયા. ભૂખ અને તરસથી જીવ જતો હતો; ભલેને જતો. જીવવાની ઇચ્છા નહોતી. હવે જીવીને શું કરવું હતું? મુએલીજ ભલી. પણ મોત આવ્યું નહિ. જવું કયાં? "તે" તો હવે મળવાના નહિ; કોણ જાણે માબાપનોએ ફરી ભેટો થશે કે નહિ. મન થયું કે પોક મૂકીને રડું પણ રડવુંએ આવ્યું નહિ!

એટલેજ નક્કી કર્યું કે રડવું તો નહિ. આંખમાંથી પાણી પડું પડું થઇ રહ્યું હતું તે અટકાવવા તજવીજ કરી રહી હતી, ત્યાંતો દૂર, એક મોટી, ભયંકર ગર્જના થઇ. નક્કી એ તો વાઘ. મારૂં મન રાજી થયું. વાઘ આવીને ખાઇ જાય તો બધી પીડા ટળે. મને લાગ્યું કે મારાં હાડકાંના ચૂરેચૂરા કરી લોહી પીશે. તે પણ ખમી લેવા નિશ્ચય કર્યો. શરીરને થોડું કષ્ટ થશે એજ કે બીજું કંઇ? મોત તો મળશે—કેવું મોટું સુખ! આ વિચારથી રોવું બંધ કરી, જરા ખુશ થઈ, વાઘની રાહ જોતી ચૂપ બેઠી. જ્યારે જ્યારે પાંદડાં ખખડે અને જરા અવાજ થાય એટલે લાગતું કે આ વાઘ, દુઃખ હરનાર, જીવને ઠંડક આપનાર, વાઘ

આવ્યો ! આમને આમ મોડી રાત થઇ તોએ વાઘમામા આવ્યા નહિ. હતાશ થઇ. પછી વિચાર આવ્યો કે કદાચ ઘીચ ઝાડીમાં કેથે પણ સાપ હશે. સાપની ઉપર પગ પડે એ આશામાં મેં „જંગલમાં પ્રવેશ કર્યો, અને આમ તેમ રખડવા લાગી. હાય ! માણસને જોઇ બધાંજ નાસે. કેટલીએ વાર સર-સર અવાજ સાંભળ્યો પણ કયાંયે સાપની ઉપર પગ પડ્યો નહિ. મારે પગે ખૂબ કાંટા વાગ્યા, વીંછીઓ પણ બહુ વળગ્યા, પણ કંઇ નહિ. સાપનો કરડયોજ નહિ. ફરી નિરાશ થઇ પાછી આવી. ભૂખ તરસથી થાકી. ચાલવાની હાય હવે રહી નહોતી. એક એકાંત જગા જોઇ બેઠી. એકાએક સામે એક રીંછ આવી ઉભું. ચાલો, હવે રીંછને હાથે તો મરીશજ ! રીંછને મારવા–ચીઢવવા લાગી, પણ હાય ! રીંછ મારી સાથે કંઇજ બોલ્યું નહિ. તેતો એક ઝાડ ઉપર ચઢી ગયું. ત્યાંથી થોડેવારે હજારો માખીઓનો ઘણઘણાટ સંભળાયો. નક્કી ઝાડ ઉપર મધપૂડો હશે; રીંછ તે જાણતો હશે એટલે મધ લૂટવાની લાલચે મારો ત્યાગ કર્યો.

પાછલી રાતે ઉંઘ આવી. ઝાડને ટેકે બેઠી બેઠીજ હું ભર ઉંઘમાં પડી.

( સાંધણ છે. )





## પ્રકરણ ૪ થું.

### હવે ક્યાં જાઉં ?

જ્યારે હું ઉંઘમાંથી જાગી ત્યારે કાગડા કા કા કરતા હતા, કોયલ ટહુકાર કરતી હતી. વાંસનાં પાંદડાંમાં થઇ આવતાં સૂર્યનાં ઝીણાં ઝીણાં કિરણોથી જમીન ઉપર જાણે મોતી માણેકના ચોક પૂર્યા હોય તેવી શોભા પથરાઇ રહી હતી. પ્રભાતના પ્રકાશમાં મારી નજર પહેલ વહેલી હાથ ઉપર પડી. કંઇજ મળે નહિ ! બંગડી વિગેરે સર્વ લૂટી લઇ ચોરોએ મારો અવતાર વિધવાના જેવો કર્યો હતો. ડાબે હાથે ફક્ત એક લોહ[1] રહી ગઇ હતી. પણ જમણો તો સાફ બાંડો ! રોતાં રોતાં એક વેલો તોડી તે જમણે હાથે બાંધ્યો !

આસપાસ નજર કરતાં માલમ પડયું કે હું બેઠી હતી તે જગાએ કેટલાંક ઝાડની ડાળ કપાયલી હતી. કોઇ કોઇ ઝાડનો થડમાંથી કાપી નાખેલું જણાયું અને તેનાં ડાળી ડાખળાં આજુબાજુ વિખેરાઇને પડયાં હતાં. આ ઉપરથી મેં ધાર્યું કે ત્યાં કઠિયારાઓની આવજા હોવી જોઇએ. તો તો પછી કોઇ ગામ પણ એટલામાંજ હોવું જોઇએ અને ત્યાં જવાનો રસ્તોએ હોવો જોઇએ. સૂર્યનો પ્રકાશ જોઇ મારા મનમાં જીવતા રહેવાની આશા નવેસરથી ઉભરી આવી—મારી ઉમર તો કેલી ઓગણીસ વર્ષનીજ કેની ? આમ તેમ તપાસ કરતાં એક ઝાંખી પગથી જડી, તેને

---

૧. બંગાળમાં પરણેલી સ્ત્રીઓ સૌભાગ્યચિહ્ન તરીકે ડાબે હાથે લોખંની બંગડી પહેરેછે તેને લોહ કહેછે.

આધારે ચાલવા માંડ્યું. આગળ જતાં ખુલ્લો રસ્તો આવ્યો, એટલે ધીરજ આવી કે કોઈ ગામ જઈ પહોંચીશ ખરી! પણ હાય, દૈવ! લૂટારાઓએ જે ફાટયું તુટયું કપડું આપ્યું હતું તેનાથી મારૂં શરીર માંડ માંડ કમરપૂર ઢંકાયું હતું. ઉપરનો ભાગ તો ખુલ્લો! શું કાળું મોં લઇને વસ્તીમાં જાઉં? એના કરતાં અહીંઆં મરવું શું ખોટું?

પણ પૃથ્વિ ઉપર પથરાયલાં સૂર્યનાં કિરણો જોઈ, પક્ષીઓનો કલરવ સાંભળી, વેલે વેલે ડોળાતાં ફુલો દેખી, વળી પાછી એકવાર જીવવાની ઇચ્છા પ્રબળ થઈ. ઝાડો ઉપરથી પાતરાં તોડી તેને સળીઓથી જોડી લઈ છાતી ઉપર ચોળીની માફક વેલાથી બાંધી લીધાં! ચાલો લાજતો જળવાઈ, પણ અવતાર જુવો તો ગાંડીનો! થોડે આગળ જતાં ગાયોની બરાડ સાંભળી એટલે લાગ્યું કે ગામ નજદીક હોવું જોઇએ.

પણ વધુ ચાલી શકી નહિ. કયાંથી ચલાય? ચાલવાની ટેવ નહિ; ઉપરથી ઉજાગરો. માનસિક અને શારીરિક વેદના, ભૂખ અને તરસથી થાકીને લોથપોથ થઈ હું એક ઝાડ તળે સૂતી. સૂતાંની સાથેજ ભર ઉંઘમાં પડી.

ઉંઘમાં મેં સ્વપ્નું જોયું. જાણે વાદળ ઉપર સ્વારી કરી હું ઇંદ્રાલયે, સાસરે, પહોંચી. ખુદ કામદેવ મારા વર, રતિદેવી મારી શોક! પારિજાત ફુલ લઈ હું તેમની સાથે ગેલ કરી રહી હતી—ત્યાંતો કોઇના સ્પર્શથી મારી ઉંઘ ઉડી ગઈ, અને આંખો ઉઘાડી જોયું તો મજુર જેવો એક નીચ વર્ણનો માણસ મારો હાથ ધરી ખેંચતો હતો. નશીબ જોગે એક લાકડી બાજુમાં પડેલી હતી તે ઉપાડી પેલા પાપીના માથામાં જોરથી મારી. એટલું બધું જોર ક્યાંથી આવ્યું તે તો નથી જાણતી પણ પરિણામે તે હરામખોર માથે હાથ ફેરવતો ફેરવતો ત્યાંથી ઉભી પૂછડીએ નાસી ગયો.

પછી ઉઠીને ને લાકડીનો ટેકો લઇ મેં આગળ ચાલવા માંડ્યું. થોડેક ગઇ ત્યાં એક ડોશી મળી. એક ગાય હાંકતી હાંકતી તે ઘેર જતી હતી. મેં તેને પૂછ્યું, "આઇ, મહેશપૂરનો રસ્તો કયો? મનહરપૂર કેણી તરફ આવ્યું?" ડોશીએ મારા તરફ જોઇ સામું પૂછ્યું, "તું કોણ છે, મા? આવી દેખાવડી છોકરી, તું રસ્તે વાટે એકલી કેમ રખડે છે? આહા! શું તારૂં રૂપ! તું મારે ઘેર ચાલ." હું તેની સાથે ગઇ. મને ભૂખી જોઇ તેણે ગાય દોહી

દૂધ પીવા આપ્યું. મહેશપુરની તેને ખબર હતી. મેં કહ્યું, "તું મને ત્યાં તેડી જા, હું તને ખુબ પૈસા અપાવીશ." પણ તેણીએ કહ્યું, "નારે બ્હેન, ઘરબાર વીલાં મૂકી મારાથી કેમ જવાય?" તેણીએ મને રસ્તો દેખાડયો તે તરફ મેં ચાલુ મૂકયું. સાંજ સુધી ચાલી તોએ પત્તો લાગ્યો નહિ. એક વટેમાર્ગુ જતો હતો તેને પૂછ્યું, "ભાઇ, મહેશપુર અહીંથી કેટલું આઘું છે?" તે તો મને જોઇને દંગ થઇ ગયો! થોડીવારે સાવધ થઇ બોલ્યો, "તું કયાંથી આવે છે?" મેં પેલી ડોશીના ગામનું નામ દીધું. તેણે કહ્યું, "તું ભૂલી પડી ઉલટેજ રસ્તે ચાલી આવી છે. મહેશ-પુરતો અહીંથી એક દિવસનો રસ્તો છે!" મારૂં માથું ફરવા લાગ્યું. મેં તેને પૂછ્યું, "તમે કયાં જાઓ છો?"

"ગોરીગામ."

ન છૂટકે હું પણ તેની પાછળ પાછળ ગઇ. ગામને પાદરે પહોંચ્યા એટલે તેણે મને પૂછ્યું, "તું અહીં કોને ઘેર જાય છે?"

"હું અહીં કોઇને ઓળખતી નથી," મેં જવાબ દીધો. "એકાદ ઝાડ નીચે પડી રહીશ."

"શી ન્યાત છે?"

"કાયસ્થ."

"હું બ્રાહ્મણ છું. તું મારે ઘેર આવ. તારૂં લૂગડું જો કે ફાટેલું અને મેલું છે તો પણ જણાય છે કે તું કોઈ મોટા ઘરની છોકરી છે. ગરીબને ઘેર આવું રૂપ હોય નહિ."

હાય, રૂપ! આ રૂપ, રૂપ સાંભળી હું સળગી ઉઠી. પણ બ્રાહ્મણ બુઢો હતો. હું તેની સાથે ગઇ.

એ દિવસની અકડામણ પછી તે રાતે તે બ્રાહ્મણને ત્યાં મને કંઇક કરાર વળ્યો. તે દયાળુ બ્રાહ્મણ ગોર હતો. અને જજમાનવૃત્તિ કરતો હતો. મારા લૂગડાંની હાલત જોઇ તેણે પૂછ્યું. "મા, તારૂં લૂગડું આવું કેમ? તારાં કપડાં કોઇએ કાઢી લીધાં છે?" મેં હા કહી. જજમાનો તરફથી દક્ષીણામાં તેને પુષ્કળ લૂગડાં મળ્યાં હતાં તેમાંથી મોટા પનાની, આછા રંગની બે એક સાડીઓ મને પહેરવાને વાસ્તે કાઢી આપી. ઘરમાં શંખની બંગડીઓ પણ હતી. તેમાંથી મેં પહેરવાજોગી માગી લીધી.

આ કામ ખલાસ થયા બાદ બ્રાહ્મણીએ મને થોડોક ભાત આપ્યો તે ખાઇ લીધો અને એક ગોદડું આપ્યું તે પાથરીને સૂતી. પણ, જો કે હું થાકી ગઇ હતી તો એ ઉંઘ આવી નહિ. મારો જન્મારો છુટી પડ્યો— હું મરી ગઇ હોત તેજ ઠીક હતું એ એકનો એક વિચાર મનમાં ઘોળાયા કીધો.

મળસ્કે એકાદ ઝોકો આવ્યો. વળી એક સ્વપ્નું દીઠું. જાણે કાળા જમદેવ પોતાના વિક્રાળ દાંતો કાઢી મારી સામે હસે છે! હું બ્હીકથી ઝબકી ઉઠી. સવારે ઉઠી ત્યારે મારા અવયવો અત્યંત દુઃખતા હતાં. પગ સૂઝી ગયા હતા. બેસવાનીએ શકિત ન હોતી.

શરીરની વેદના મટી નહિ ત્યાંસૂધી તો તે બ્રાહ્મણને ઘેર પડી રહેવા સિવાય છૂટકો નહોતો. બ્રાહ્મણે અને તેની બૈરીએ પણ મને માયાથી રાખી. પરંતુ એમ કયાં સૂધી રહેવાય? સારી થઇ એટલે મહેશ-પૂર કેમ જવું તેની તજવીજ કરવા લાગી. બૈરાંઓમાંથી કોઇને ખબર નહિ અથવા કોઇ આવવાને તૈયાર થયું નહિ. મરદો ઘણાએ તૈયાર થયા, પણ તેમની સાથે મારાથી એકલા કેમ જવાય? બ્રાહ્મણે પણ મના કરી. તે કહેતો, "એ લોક ચાલચલગતના પાધરા નથી. તું એમાંના કોઇ જોડે જતી ના. હું ગ્રહસ્થ માણસ. તને એવાઓ જોડે મોકલું તો મારી પણ અક્કલ વખણાય!" એટલેજ હું લાચાર થઇ ગઇ.

એક દહાડો ખબર મળી કે કૃષ્ણદાસ વસુ નામે તે ગામના એક ગ્રહસ્થ સહકુટુંબપરિવાર કલકત્તે જતા હતા. કલકત્તાથી મારૂં પીએર કે સાસરૂં બહુ દૂર હતાં પણ ત્યાં મારો એક સગો ધંધા રોજગારને માટે રહેતો હતો અને મને લાગ્યું કે હું જો તેને ત્યાં જાઉં તો તે મને મારે પીએર મોકલી આપશે અગર મારા બાપને ખબર આપશે તો તે આવીને મને તેડી જશે. આ વિચાર મેં તે બ્રાહ્મણને જણાવ્યો. તેણે કહ્યું, "એ ઠીક વાત છે. કૃષ્ણદાસ મારા જજમાન છે અને ભલા માણુસ છે. મારી ભલામણથી તે તને કલકતા જરૂર તેડી જશે."

બ્રાહ્મણ મને કૃષ્ણદાસને ત્યાં લઇ ગયો. તેણે બાબુજીને કહ્યું, "આ કોઇ મોટા ઘરની દીકરી, આફતમાં પડી, રસ્તો ચૂકી, દૈવયોગે અહીં આવી ચઢી છે. આપ એને કલકત્તા લઇ જાઓ. ત્યાં એનો સગો છે તે એને એના બાપને ત્યાં મોકલી આપશે." કૃષ્ણદાસે હા કહી. હુ તેમના અંતઃપુરમાં ગઇ. બીજે દહાડે, કૃષ્ણદાસ મહાશયના ધર્મપત્નિએ

મારો અનાદર કર્યો હતો તોએ, તેના ઘરનાં બૈરાંઓ સાથે હું કલકત્તાની મુસાફરીએ નીકળી પડી. પહેલે દિવસે ચારપાંચ ગાઉની મજલ કાપ્યા પછી અમે ગંગાતીરે જઇ પહોંચ્યા. વળતે દહાડે હોડીમાં બેઠા.

---

## પ્રકરણ ૫ મું.

### બજાવ્યા જાવ મલ[1]

મેં ગંગા અગાઉ દીઠી નહોતી. આજે પહેલીજવાર તેના દર્શન થયાં એટલે જીવને આનંદ થયો. પળભર તો મારૂં સઘળું દુઃખ હું વીસરી ગઇ. ગંગાનો પટ કેવો વિશાળ ! તેની ઉપર નાનાં નાનાં મોજાં–નાનાં મોજાંઓ ઉપર જ્યાં જુવો ત્યાં સૂર્યનાં કિરણો ઝગઝગી રહ્યાં છે. કાંઠા ઉપર કુંજવન જેવી શોભીતી ઝાડોની ઘટા; પાણીમાં જાતજાતની અનેક હોડીઓ; પાણી ઉપર ધમાલ અને કિનારા ઉપર પણ ધમાલ; પાણી ઉપર માછીઓ અને હોડીવાળાઓનો કોલાહલ અને કિનારે ઘાટે ઘાટે ભેગાં મળેલાં માણસોનો કોલાહલ. સેંકડો માણસો ગંગાજીમાં સ્નાન કરી રહ્યાં છે. કેથે કેથે સફેદ વાદળ જેવું મોટું ભાહું; ત્યાં જાતજાતનાં પક્ષીઓનો કલરવ. ગંગા પૂણ્યમયી કહેવાય છે તે યથાર્થ છે. કેટલા દિવસ જોતી જોતી ગઇ તોએ આંખ ધરાઇ નહિ !

અમે કલકત્તા પહોંચ્યા તેને આગલે દિવસે સાંજ પડયા અગાઉ નદીમાં જુવાળ આવ્યા હતા. હોડી આગળ જઇ શકી નહિ. એક સુંદર, નાના ગામ આગળ પાકો ઘાટ બાંધેલો હતો ત્યાં લંગર નાંખ્યુ. શું સરસ દેખાવ ! મોટી મોટી જાળ નાંખી માછીઓ માછલાં પકડતાં હતાં. ભૂદેવો ઘાટનાં પગથિયાં ઉપર બેશી શાસ્ત્રનો વિચાર કરતા હતા. કંઇક સુંદરીઓ સુંદરવેશે પાણી ભરવા આવેલી. કોઇ પાણી ઉરાડતી, કોઇ બેડું ભરતી કોઇ બેડું ખાલવતી, પાછું ભરતી, હસતી, વાતો

---

૧. બંગાળને સ્ત્રીઓ પગમાં ઝાંઝર પહેરે છે તેમાં નાની નાની ઘંટડીઓ મઢેલી હોય છે તેને મલ (બંગાળી ઉચ્ચારે મોલ) કહે છે. ચાલતી વખતે આ ઘંટડીઓનો ઝણકાર (jingling sound) થાય છે. "બજાવ્યાં જાવ મલ" એટલે ઘટડી બજાવ્યા જાવ અથવા એવી રીતે ચાલો કે ઘંટડીઓનો સુર નીકળે. ટુંકમાં, "થણ થણ કરતાં ચાલો."

ફરતી, વળી ખાલવતી, વળી પાછું ભરતી! આ જોઇ મને જુનું ગીત યાદ આવ્યું:—

એકે હાથે બેડું ધર્યું, બેડામાં જળ ભર્યું,
જળની ભીતરે શ્યામરાય;
બેડું જળથી છળકાય, ત્યાં નવ કો દેખાય;
ફરી કાનો જળમાં છુપાય.

તે દહાડે ત્યાં એ છોકરીઓને જોઇ તેમને કદી ભુલીશ નહિ. એઉની ઉમર સાત આઠ વર્ષની. દેખાવે ઠીક હતી જો કે પરમ સુંદર તો નહોતીજ. સાજ પણ ઠીક સજેલો. કાનમાં લોલકાં, હાથે અને ગળામાં એકેક દાગીનો. માથે ફુલ ઘાલી બાળ ગુંથેલા. ફક્કડ રંગીન[1] ઓઢણી પહેરેલી. પગે ફરતાં મસ. કમરે નાનો જેવો ઘડો. ઘાટના પગથિયાં ઉતરતાં ઉતરતાં જુવાળના પાણી વિષે તેમણે એક ગીત ગાયું તે હજી પણ મને યાદ છે. મધુર લાગયું એટલે અહીં આપ્યું છે. એક જણી એક કડી ગાતી; બીજી જણી, બીજી. તેમનાં નામ સાંભળ્યાં હતાં અમલા અને નિર્મળા. પહેલીએ શરૂ કીધું:—

**અમલા:**

ડાગેર[1] ક્ષેત્રે[2] ઉર્મિ[3] ઉઠે છે,
વાંસ તળે છે જળ;
આવ આવ સઇ,[4] જળ ભરવાને,
જળ ભરવાને. ચલ.

**નિર્મળા:**

ઘાટ કિનારે, ઝાડ ઉભારે
ફુલ્યો ફુલનો દલ[5]
આવ આવ સઇ, જળ ભરવાને
જળ ભરવાને ચલ.

**અમલા:**

વિનોદ વેષે, છુપે હાસે,
ખોલીએ હાસ્યની કળ;[6]

---

૧. આત. ૨ ખેતરે. ૩ મોજાં. ૪ સખી. ૫ જથો, ઝુમખો. ૬ તાળું.

એકું ધરી, ગરવ કરી,
બજાવ્યા જાવ મલ;
આવ આવ સઇ, જળ ભરવાને,
જળ ભરવાને, ચલ.

**નિર્મળા:**

ગહના ગાયે, આલ્તા પાયે,
લ્હકાદાર આંચલ;[1]
ધીમી ચાલે, તાલે તાલે,
બજાવ્યા જાવ મલ;
આવ આવ સઇ, જળ ભરવાને,
જળ ભરવાને, ચલ.

**અમલા:**

કત,[2] છેલે,[3] ખેલા[4] ફેલે[5]
ફરેછ દલે દલ[6]
કંઇ બૂઢી, જુજુબુઢી,[7]
ધરશે કત,[8] જલ;
આપણે છુપે હાસે, વિનોદ વેશે
બજાવ્યા જાવ મલ;
આપણે બજાવ્યા જાવ મલ;
સઇ બજાવ્યા જાવ મલ.

**બેઉ જણી સાથે:**

આવ આવ સઇ જળ ભરવાને
જળ ભરવાને ચલ.

બાળિકાઓએ સીંચેલા રસથી મારા દુઃખી જીવને કંઇક ટાઢક વળી, હું ધ્યાનપૂર્વક તેમનું ગીત સાંભળી રહી હતી તે જોઇ વસુ મહાશયના

---

૧ આ બેઉ લીટીઓ મૂળ બંગાળીજ રહેવા દીધી છે. અર્થ: શરીરે ઘરેણાં, પગ લાલ રંગેલા (મેંદીથી અથવા રંગથી) અને લૂગડાંનો છેડો-પલ્લવ (આંચલ) લ્હકાદાર એટલે લ્હકીવાળો. ૨ કેટલા. ૩ છોકરાઓ. ૪ રમત, ખેલ. ૫ છોડી દઈને. ૬ ટોળું થઈને. ૭ વંત્રી, ડાંકણ. ૮ કેટલું.

ધણિઆણીએ કહ્યું, " બધું એ ગીત એટલા ધ્યાનથી શાની સાંભળે છે? " મેં પૂછ્યું, "શું હરકત છે?"

વસુપતિનઃ "કંઇ લાજ શરમ છે કે નહિ? મલ વગાડવાનું તે ગીત!"

મેં જવાબ દીધો, "જે ચીજ સોળ વરસની છોકરીને મોઢે ન શોભે તે સાત વરસની છોકરીને મોઢેથી સાંભળવાની તો મઝા પડે! જુવાન માણસના હાથની છડ–છાપટ ઠીક નહિ લાગે પણ ત્રણ વરસના બાળકની છડ–છાપટ કેવી મધુર લાગે છે!"

વસુપતિન વધુ નહિ બોલતાં મોં ચઢાવી બેશી રહી. મને વિચાર થયો, એ ભેદ શા વાસ્તે? એકજ વાત બેવડા રૂપમાં કેમ જણાય? ગરીબને ભેટ આપીએ તે દાન ગણાય અને તેજ ભેટ પૈસાદારને આપીએ તો ખુશામત શા માટે કહેવાય! સત્ય જે ધર્મનું મુખ્ય લક્ષણછે તે બાજે વખત બડાઇ અથવા પરનિંદા પાપ કેમ કહેવાય? ક્ષમા એ પરમ-ધર્મ છે છતાં દુરાચારી તરફ ક્ષમા દેખાડીએ તો મહાપાપ કેમ ગણાય? જો કોઇ પોતાની બૈરીને કાઢી મૂકે તો લોક જરૂર તેને બદમાશ કહે, પણ રામચંદ્રજીએ સીતાને ખદેડી કાઢી તેને કેમ કોઇ બદમાશ કહેતું નથી?

મારી ખાત્રી થઇ કે આ બધું સંજોગ ફેરને લીધે થાય છે. વાત મારા મનમાં ઠસી ગઇ. આગળ ઉપર જે નિર્લજ વાતનો પ્રસ્તાવ મેં તમારી આગળ કર્યો છે તે આ મુદ્દો ધ્યાનમાં રાખીનેજ કીધો છે. આ ગીત પણ તેટલા વાસ્તેજ અહીં આપ્યું છે.

હોડી કલકત્તાને રસ્તે પડી. આગળ જતાં દૂરથી કલકત્તા શહેર નજરે પડયું તે જોઇ મને અજાયબી અને ગભરાટ લાગ્યો. હવેલીઓ પર હવેલીઓ, ઘર ઉપર ઘર, ઘરની પાછળ ઘર, તેની પાછળ પણ ઘર–હવેલીઓનો સમુદ્ર! નહિ તેનો છેડો, નહિ તેની સંખ્યા કે નહિ તેની હદ! હોડીઓના સઢનું જંગલ જોઇ મારી શુધબુધ ઉડી ગઇ! એટલી બધી હોડીઓ માણસો કયારે બનાવી રહ્યાં હશે! પાસે પહોંચ્યા ત્યારે જોયું તો રાજમાર્ગ ઉપર ગાડીઓ અને પાલખીઓ તો જાણે કીડી-ઓની હારની માફક ચાલી રહી હતી—પગે ચાલી જનાર લોકની સંખ્યાનો તો પાર નહોતો! આ ધાગડામાંથી મારા સગાનો પત્તો કેમ લાગશે તેની વમાસણમાં હું પડી. નદીના ભાઠામાં પડેલાં બેસુમાર કાંકરા-ઓમાંથી અમુક કાંકરો શી રીતે શોધી કઢાય?

---

## પ્રકરણ ૬ ઠું.

## સુબો.

—:૦:—

કૃષ્ણુદાસ બાબુ કાલીઘાટે પૂજા કરવા કલકત્તે આવ્યા હતા. ભવાનીપુરમાં મુકામ રાખ્યો હતો. મને પૂછ્યું, " તારો સગો કયાં રહે છે? કલકત્તામાં કે ભવાનીપુરમાં?"

મને તેની ખબર નહોતી.

ફરીથી પૂછ્યું, "કલકત્તામાં તે કઈ જગાએ રહે છે?"

તે પણ હું કંઇ જાણુતી નહોતી—મારા મનમાં કે મહેશપુરની માફક કલકત્તા પણ નાનું ગામડું હશે ત્યાં જઇ કોઇને પૂછશું તો ઘર બતાવશે! અહીં આવી ત્યારેજ જાણ્યું કે કલકત્તા એટલે બેસુમાર હવેલિઓનો સમુદ્ર! મારા સગાને શોધી કાઢવાનો કોઇ રસ્તો જડયો નહિ. કૃષ્ણુદાસ બાબુએ બહુએ તપાસ કરી પણ એક સાધારણુ ગામડિઆનો એમ કંઇ ત્યાં પત્તો લાગે?

કાલીપૂજા સમાપ્ત કરી કૃષ્ણુદાસ બાબુનો વિચાર કાશી જવાનો હતો. પૂજા ખલાસ થઇ. હવે સહપરિવાર કાશી જવાની તૈયારી કરવા માંડી. હું રડવા બેઠી. તેની બૈરીએ કહ્યું, " તું મારી વાત સાંભળ. અહિં કોઇને ઘેર દાસીપણું કર. આજ સૂબો આવનાર છે તેને કહી તે લોકને ત્યાં ચાકરી રખાવી દઇશ."

આ સાંભળી હું ફસડાઇને બેશી ગઇ અને મોટે મોટે રડવા લાગી. આખરે શું કરમમાં દાસીપણુંજ હતું કે? મારા હોઠ ચીરાઇને તેમાંથી લોહી પડતું હતું. એમાં તો સંદેહ નહોતો કે કૃષ્ણુદાસને મારી દયા આવી. પણ તેણે કહ્યું, " હું શું કરૂં?" વાત પણ ખરી—તે બિચારા શું કરે? મારૂં કપાળ!

ઘરમાં જઇ એક ખૂણામાં પડી મેં રડવા માંડયું. સમીસાંજે કૃષ્ણુદાસ બાબુની બૈરીએ મને હાક મારી. હું તેની પાસે બહાર ગઇ. તેણે કહ્યું, "આ સૂબો આવી છે. એને ઘેર ચાકરડી થઇ રહેવાની તારી મરજી હોય તો વાત કરૂં."

ચાકરી ના કરૂં તો ભૂખે મરૂં એ પણ હું સમજી ગઇ હતી, પણ હમણાં તે વાત વિચારે પડી—હમણાં તો એકી નજરે સૂબોને જોઇ રહી. "સૂબો" સાંભળી હું તો સમજી હતી કે "સુબા સાહેબ"—કોઇ મોટો અમલદાર, હશે—ગમે તેવી પણ તે વખતે તો હું ગામડીઅણ જ હતી ને! પણ આતો નીકળી કોઇ સ્ત્રી—ખરેખર જોવા લાયક સામગ્રી! કંઇક દિવસો સૂધી આવી સરસ સામગ્રી જોઇ નથી. પોટ્ટી હશે મારા જેવડીજ. રંગે પણ મારાથી ઉતરે તેવી નહોતી. શણગાર પણ સાદો. કાનમાં કડી, હાથે વાળા, ગળામાં કંઠી; એક કાળું કપડું પહેરેલું. તેથી જ તો જોવા જેવી સામગ્રી. એવું મુખ જોયું નથી. જાણે ખીલેલું કમળ! ગુંથેલા, કાળા ભમર જેવા લાંબા વાળ સાપે ફેણ પ્રસારીને જાણે કમળને ચોતરફથી ઘેરી લીધું હોય તેવા દેખાતા હતા! બહુ મોટી મોટી આંખ—કદી સ્થિર, કદી ચંચળ. બેઉ હોઠ પાતળા, ગુલાબી, ફુલની પાંખડી જેવા. મોઢું નાનું, સર્વશુધ્ધ, જાણે એક ખીલતું ફુલ! ઘાટ ઘટમ એવાં સુંદર કે વર્ણન કર્યું જાય નહિ. આંબાની લચી ગયલી ડાળ પવનમાં જેમ ડોળે તેમ તેનું આખું શરીર ડોળતું હતું—નદીમાં જેમ મોજાં ખેલે તેમ તેના શરીરે પણ કંઇ ખેલી રહ્યું હતું—હું કંઇ જ સમજી શકી નહિ. તેના મુખમાં એવી મધુરતા હતી કે તેણે મારા ઉપર જાણે જાદુ કરી નાંખ્યું! વાંચકને યાદ દેવડાવવાની જરૂર નથી કે હું કંઇ મરદ જાત નહોતી—એક છોકરી—એક દિવસ હું પોતે પણ સૌંદર્યગર્વિત હતી! સુબો સાથે એક ત્રણ વર્ષનો બાળક—તે પણ જાણે ફુલની કળી! ઉઠે છે, બેસે છે, રમે છે, હાલે છે, દોલે છે, નાચે છે, ઉભો થાય છે, હસે છે, બકે છે, મારે છે, બધાનો આદર કરે છે!

હું એકી ટશે સૂબો અને તેના બાળકને જોઇ રહી હતી તે જોઇ કૃષ્ણદાસ બાબુના ધર્મપત્નિ જરા તપીને બોલ્યાં, "પૂછ્યું તેનો જવાબ દેની. વિચાર શું કરે છે?"

મેં પૂછ્યું, "એ કોણ છે?"

ગૃહિણી ધમકાવતાં ધમકાવતાં બોલી, "તે પણ કહેવું જોઇએ? એ સૂબો, બીજું કોણ?" ત્યારે સૂબો જરા હસીને બોલી, "એમ શું કરો છો, માશી? એ બિચારી અજાણી છે તેને બરાબર સમજાવોની. એ

થોડીજ મને ઓળખે છે ?" એટલું કહી તે મારા મોં સામું જોઈ બોલી, "મારૂં નામ સુભાષિણી; આ મારા માશી, મને નાનપણથીજ એ સુબો કહી બોલાવે છે." પછી વાતની દોરી ગૃહિણીએ પોતાના હાથમાં લીધી. કહ્યું, " કલકત્તાવાળા રામરામ દત્તના છોકરા જોડે એને પરણાવી છે. તેઓ મોટા લોક. નાનપણથીજ એ સાસરે રહે છે—અમને તો કદાચજ મળે છે. અમે કલક-તે આવ્યા છીએ તે સાંભળી મળવા આવી છે. મોટા લોકને ઘેર તારાથી કામકાજ થશે કેની ?"

હું હરમોહન દત્તની દીકરી, એક વખતે રૂપીઆની પથારી કરી તેમાં સુવાની ઇચ્છા કરનારી, મારાથી મોટા લોકના ઘરનું કામકાજ થશે કેની ? મારી આંખમાં આંસુ આવ્યાં, મોઢે હસવું પણ આવ્યું. તેણીએ તો કંઇ ન દીઠું પણ સુભાષિણીની નજર પડી. ગૃહિણીને કહ્યું, " એને અંદર લઇ જઇ સઘળી વાત હું સમજાવું છું. એની ખુશી હશે તો સાથે તેડી જઇશ." આટલું બોલી સુભાષિણી મારો હાથ ખેંચી મને ઘરની અંદર તેડી ગઇ ત્યાં કોઇ નહોતું. માત્ર બાળક માની પાછળ પાછળ આવ્યો હતો. એક સાદડી પાથરેલી હતી તે ઉપર સુભાષિણી બેઠી, મને એ હાથ ધરી બેસાડી. બોલી, "મારૂં નામ તો વગર પુછેજ કહ્યું. તારૂં નામ શું, બ્હેન ?"

"બ્હેન !" જો દાસીપણું થાય તો એનીજ પાસે થાય. મનમાં ને મનમાં આ વિચાર કરતાં મેં જવાબ દીધો, " મારાં બે નામ; એક જાહેર, બીજું ખાનગી. જાહેર નામ એ લોકને કહ્યું છે, તેજ તમને પણ કહું છું. મારૂં નામ કુમુદિની."

બાળક બોલ્યો, " તુમુડિની ! "

સુભાષિણી બોલી, "બીજું નામ હમણાં સાંભળવું નથી. જાતે તો કાયસ્થ ને ?"

મેં હસીને કહ્યું, "હા, હું કાયસ્થ."

સુભાષિણી : " કોની દીકરી, કોની વહુ, ઘર ક્યાં, એ બધું હમણાં પૂછતી નથી. હમણાં મારે જે કંઇ કહેવું છે તે સાંભળી લે. તું મોટા ઘરની દીકરી છે તે મેં જોઇ લીધું છે—તારે હાથે, ગળે, ઘરેણાંના ડાગ

હજી પણ જણાય છે. તને દાસીપણું કરવા કહેતી નથી—પણ, રાંધતાં તો આવડે છે કેની ?"

મેં કહ્યું, "આવડે છે. રાંધવામાં તો મેં પીએરમાં નામ કાઢયું હતું."

સુભાષિણી : "અમારે ઘેર અમે બધાંજ રાંધીએ." (વચમાં બાળકે ટાપસી પુરી, "અમે દાંદીએ.") "તોપણ કલકત્તાના રિવાજ મુજબ ઘેર એક રસોઇયણ પણ છે. તે દેશ જવાની છે. તો મારી સાસુને કહી તેની જગાએ તને રખાવી દઉં. તને રસોઇયણની માફક રાંધવું પડશે નહિ. આપણે બધાંજ રાંધશું, તેમાં તું પણ એક બે ચીજ રાંધવા લાગજે. બોલ, રાજી ?"

બાળક બોલ્યો, "આજી ? એ આજી ?"

મા બોલી, "ચુપ, પાજી !"

બાળકે કહ્યું, "હું બાજુ, બાપા પાજી !"

"એવી વાત નહિ બોલીએ, બેટા !" એમ બાળકને નરમ ઠપકો આપી મારા તરફ જોઇ સુભાષિણી બોલી, "કેમ, શું વિચાર છે ?" મેં કહ્યું "આપની પાસે દાસીપણું કરવા રાજી છું."

"'આપની' શું બોલે છે, બ્હેન ? જોઇએ તો મારી સાસુને છાપરે ચઢાવજે. મારી સાસુ જબરી ખટ્‌ખટ્‌ખોરી છે, પણ તું તેને વશ કરી શકશે—મને પણ માણસ ઓળખતાં આવડે છે. કેમ, કબૂલ ?"

મેં જવાબ દીધો, "કબૂલ ન કરૂં તો કયાં જાઉં ? મારે બીજો ઉપાય નથી." મારી આંખમાં પાછાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં.

તે બોલી, "ઉપાય નથી, એટલે ? જરા થોભ, અસલ વાત તો હું ભૂલી જ ગઇ."

સુભાષિણી ઝટ મારી પાસે દોડી ગઇ. પૂછ્યું, "વારૂ, માશી, એ તમારી શું થાય છે ?"

હું એટલું જ સાંભળી શકી. તેની માશીએ શું કહ્યું તે સંભળાયું નહિ. હું ધારૂં છું કે જે કંઇ તે જાણતી હશે તે કહ્યું હશે.

કહેવાની જરૂર છે કે પુરોહિત પાસેથી જે થોડું ઘણું સાંભળ્યું હોય તે સિવાય વિશેષ તે કંઇ જાણતી નહોતી. છોકરો આ વખત મા સાથે ગયો નહોતો. મારો હાથ ધરી રમતો હતો. હું તેની સાથે વાત કરતી હતી. સુભાષિણી પાછી આવી.

છોકરો બોલ્યો, "મા, આ ગોરો હાથ જો!"

સુભાષિણી હસીને બોલી, "મેં તો ક્યારનો જોયો છે!" મને કહ્યું, "ચાલ, ગાડી તૈયાર છે. નહિ આવશે તો ખેંચીને લઇ જઇશ. પણ કહ્યું છે તે ધ્યાનમાં રાખજે—મારી સાસુનું દીલ જીતી લેજે."

મને ખેંચી લઇ જઇ સુભાષિણીએ ગાડીમાં બેસાડી. ગોર મહારાજે આપેલાં બે રંગીન કપડાંમાંનું એક મેં પહેર્યું હતું, બીજું દોરી ઉપર સુકાવા નાંખ્યું હતું. તે લઇ લેવા જેટલો પણ વખત મને આપ્યો નહિ. તેની પાસે બેશી, તેના બાળકને ખોળે ધરી બચી કરતી કરતી હું સુભાષિણીને ઘેર ગઇ.

## પ્રકરણ ૭ મું.

### રૂશનાઇનો બાટલો.

સુભાષિણીની સાસુને વશ કરવી હતી એટલે ત્યાં પહોંચતાંજ પહેલાં તો તેને પ્રણામ કરી તેના પગની રજ લીધી, પછી એક નજર નાખી ડોકરી કેવી હતી તે જોઇ લીધું. મેડી ઉપર અંધારામાં એક સાદડી પાંથરી માથા નીચે તકીઓ રાખી તે સુતેલી હતી, અને એક દાસી તેના પગ ચાંપી રહી હતી. મને લાગ્યું કે રૂશનાઇનો મોટો બાટલો ગળા સુધી ભરેલો આડો પડી ગયો હતો! માથાના ધોળા બાલ જાણે પતરાનું કેપસલ (capsule) હોય તેવા શોભી રહ્યા હતા! મૂળે અંધારૂં તો હતુંજ, તેમાં આ કાલીમા( શાહી)થી વધારો થયો હતો!

મને જોઇ ગૃહિણીઠાકુરાણીએ વહુને પૂછ્યું, " આ કોણ ? "

વહુએ કહ્યું, "તમે એક રસોઇયણ ગોતી કાઢવા કહ્યું હતું તે એને તેડી લાવી છું."

ગૃહિણીઃ " ક્યાંથી લાવી ? "

વહુ; " મારી માશી પાસેથી ?

ગૃ૦: " બામણ છે કે કાએચ ? "

વહુ: " કાએચ. "

ગૃ૦: " તારી માશીનું કપાળ ! કાએચની પોરીને રાખીને શું કરીએ ? કોઇ દહાડો બામણ જમાડવા હોય તો અટકી પડેને ? "

વહુ: "રોજને રોજ તો કંઇ બામણ જમાડવા નથીને ? ચાલે તેટલા દિવસ ચલાવો—પછી વળી બામણી શોધી લઇશું. બામણીનો વળી મીજાસ ભારી ! આપણે ભૂલે ચૂકે રસોડામાં જઇએ એટલે અભડાઇ જાય અને વાસણ-કુસણ, રાંધ્યું, કર્યું બધું ફેંકી દઇ રીસાઇ બેશે. કોઇ કોઈ વાર પોતાના ભાણામાંનું વધેલું સઘેલું આપણને ખવડાવી દે તે તો જૂદું. જાણે આપણે તો મોચી ! "

મનમાં ને મનમાં મેં સુભાષિણીને ભારે શાબાશી આપી. શાહીથી ભરેલા પેલા લાંબા બાટલાને તો તે કેથા હથેલીમાં નચાવતી હતી ! ગૃહિણી બોલી, "ખરી વાત, મા. નાના લોક એટલો બધો અહંકાર કરે એતો ન ખમાય ! હમણાં થોડા દિવસ એ કાએચની છોકરીને રાખી જોઇએ. મહીનો શું ઠરાવ્યો છે ? "

વહુ: "તે તો મેં કંઇ વાત કરી નથી."

ગૃહિણી: "હાયરે, કળજુગની છોકરી ! નોકર રાખવા નીકળી છે અને પગાર લેવા દેવાની વાતજ નહિ ! " મને પૂછ્યું, "તું શું લેશ?"

મેં કહ્યું, "તમારો આશરો શોધતીજ આવી છું એટલે તમે જે આપશો તે લઇ લઇશ."

ગૃ૦ "બામણની છોકરીને વધારે પગાર આપીએ પણ તું તો કાએચની છોકરી, તને મહીને ત્રણ રૂપીઆ આપીશું. ખાવા પીવાનું અને લુગડાં લતાં મફત."

મારે તો આશ્રય માત્ર જોઇતો હતો એટલે તેની વાત કબૂલ કીધી. કહેવાની જરૂર છે કે પગારની વાત સાંભળી મારો જીવ કંપી ઉઠયો. મેં કહ્યું, "ઠીક, આપજો."

મને લાગ્યું કે ચાલો, છૂટયા. પણ નહિ. લાંબા બાટલામાં હજી શાહી ખુબ્બળ હતી. તેણે પૂછ્યું, "તું કેવડી છેરે, બાઇ? અંધારામાં તારી ઉમર બરાબર પરખાતી નથી, પણ અવાજ તો છોકરી જેવો જણાય છે."

મેં કહ્યું, "મારી ઉમર ઓગણીસ વીસ વરસની."

ગૃહિણી: "ત્યારે તો, બ્હેન, તું બીજે નોકરી ગોતી લે. જતી રહે; હું જુવાન બાઇ રાખતી નથી."

સુભાષિણી વચમાં બોલી, "કેમ, સાસુજી, જુવાન બાઇથી કામ નહિ થાય?"

ગૃ૦ "બેસ, ગાંડી, તું એમાં શું સમજે? એને કંઇ સારા લોક કહેવાય?'

સુ૦ "તે કેમ, સાસુજી! દુનિઆમાં આટલા બધા જુવાન લોક પડયા છે તે બધાજ ખરાબ?"

ગૃ૦ "એમ કોણે કહ્યું? પણ જુવાન છોકરીઓ નોકરી કરવા નીકળે તે કંઇ પાધરી હોય?"

આ વખતે હું રોવું અટકાવી શકી નહિ. રડતી રડતી ઉઠી ગઇ. શાહીના બાટલાએ પુત્રવધુને પૂછ્યું, "છોકરી જાય છે?"

સુભાષિણી બોલી, "એમ જણાય છે."

ગૃ૦ "તો જવા દે."

સુ૦ "ગૃહસ્થને ઘેર આવેલી ખાધા પીધા વગર જાય તે સારૂં કહેવાય? એને કંઇક ખવડાવી પછી વિદાય કરૂં છું."

એમ કહી સુભાષિણી પણ મારી પાછળ ચાલી આવી. મને પકડીને પોતાના શયનગૃહમાં લઇ ગઇ. મેં કહ્યું, "હવે મને શું કામ પકડી રાખી છે? પેટને ખાતર કે પ્રાણને ખાતર પણ આવી વાત સાંભળવાને હું અહિં રહીશ નહિ."

સુ૦ "વારૂ, ના રહેતી. પણ મારાપર મહેરબાની કરી આજની રાત રહી જા."

જાઉં ક્યાં ? માટેજ આંખ લુછી રાત રહી જવા કબુલ થઇ. બીજી ત્રીજી વાતો કર્યાં પછી સુભાષિણીએ મને પૂછ્યું, "જો અહિં નહિ રહે તો પછી ક્યાં જશે ?"

મેં કહ્યું, "ગંગામાં."

એ સાંભળી સુભાષિણીએ પણ એક આંસુ લુછ્યું. બોલી, "ગંગામાં પડવાની જરૂર નહિ રહે. હું જે કરૂં તે છાનીમાની બેસીને જોયા કર. કંઇ ગરબડ કરતીના—મારૂં કહ્યું માન."

એમ કહી સુભાષિણીએ ચાકરડીને હાક મારી, "હારાણી !" હારાણી તેની ખાસ દાસી. તે આવી. લાંબી સોટા જેવી, કાળી, ચાળીસની ઉપર, મોઢામાં હસવું માય નહિ—બધા જોડે જ હસે. સુભાષિણીએ કહ્યું, "જા, 'તેમને' અહીં બોલાવી લાવ."

હારાણી બોલી, "હમણાં આડે વખતે કેમ આવશે ? હું બોલાવવા પણ કેમ જાઉં ?"

સુભાષિણીએ ભવાં ચઢાવી કહ્યું, "છેક ફાટીકે ? બોલાવી લાવ, જા !"

હારાણી હસતી હસતી ચાલી ગઇ. મેં સુભાષિણીને પૂછ્યું, "કોને બોલાવ્યા ? તમારા વરને ?"

સુ૦ "નહિ તો શું પડોશના મોદીને અત્યારે રાતે બોલાવી મંગાવ્યો છે ?" મેં કહ્યું, "મારે ઉઠી જવું કે બેશી રહેવું તે જાણવા ખાતર મેં સહજ પૂછ્યું." સુભાષિણી બોલી, "તું અહીંજ બેશી રહેજે."

સુભાષિણીનો વર આવ્યો. દેખાવડો માણસ ! આવતાંની સાથેજ તેણે પૂછ્યું, "શું કામ છે ?" પછી મને જોઇ બોલ્યો, "એ કોણ ?"

સુભાષિણી બોલી, "એને વાસ્તેજ તમને બોલાવ્યા છે. આપણી રસોઇયણ ગામ જાય છે તેની જગાએ રાખવા એને હું મારી માશી પાસેથી તેડી લાવી છું. પણ સાસુજી એને રાખવાની ના કહે છે."

તેના સ્વામિએ પુછ્યું, "કેમ ના કહે છે ?"

સુ૦ "જુવાન છે તેથી."

સુભાનો સ્વામિ જરા હસ્યો. બોલ્યો, "તેમાં મારૂં શું કામ પડયું ?"

સુ૦ "એને રખાવી દેવ."

સુ૦ નો સ્વામીઃ "કારણ ?"

સુભાષિણી, સ્વામિની પાસે જઈ, હું નહિ સાંભળું તેમ ધીમેથી બોલી, "મારો હુકમ." પણ મેં સાંભળ્યું. તેનો વર પણ તેવીજ રીતે ધીમેથી બોલ્યો, "જેવી આજ્ઞા !"

સુ૦ "ક્યારે કરશો ?"

સ્વામિઃ "જમતી વખતે."

તે ગયો એટલે મેં પુછયું, "એ તો જાણે રખાવશે. પણ આવાં કડવાં વેણુ સહન કરી મારાથી રહેવાશે કેમ ?"

સુ૦ "ત્યારની વાત ત્યારે થઇ રહેશે. ગંગા તો કંઇ એક બે દહાડામાં સુકાઇ જવાની નથીને ?"

રાતે નવ વાગે સુભાષિણીનો વર (તેનું નામ રમણ બાબુ) જમવા આવ્યો. તેની મા તેની પાસે જઇ બેઠી. સુભાષિણી મને ખેંચીને લઈ ગઈ. બોલી, "શું થાય છે તે જોઇએ, ચાલ."

પડદા પાછળથી અમે જોયું કે જાતજાતની વાણીઓ પીરસેલી હતી પણ રમણ બાબુ અકેક ચીજ મોંમાં ઘાલે અને થુંકી નાંખે ! કંઇ ખાય નહિ. તેની માએ પૂછ્યું, "કેમ ભાઇ, કંઇજ ખાધું નહિ ?"

પુત્રે કહ્યું, "આ રસોઇ તો ભૂત ડાકણુ પણ નહિ ખાય. એ બામણીનું રાંધેલું ખાતાં ખાતાં હવે તો બાદી થઇ આવી છે. બસ, કાલથી કોઇને ઘેર જઇને જમી આવીશ !"

આ સાંભળી ગૃહિણી નરમ થઇ ગઇ. બોલી, "કોઇને ઘેર જવાની જરૂર નથી, બાપુ. હું બીજી રસોઇયણ રાખું છું."

બાબુ હાથ ધોઇ ઉઠી ગયા. તે જોઇ સુભાષિણી બોલી, "આપણે ખાતર એણે ખાધું નહિ. તે તો ઠીક, પણ કામ તો થયું !"

હું આભી જેવી કંઇ બોલવા જતી હતી તેટલામાં હારાણીએ આવી સુભાષિણીને કહ્યું, "તમારાં સાસુજી બોલાવે છે," અને મારા તરફ જોઇ હસી. મને લાગ્યું કે તેને હસવાનો રોગ થયો હતો. સુભાષિણી સાસુ પાસે ગઇ. હું પડદા પાછળ રહી સાંભળવા લાગી.

સુભાષિણીની સાસુએ પૂછ્યું, "પેલી કાએચની છોકરી છે કે ગઇ?"

સુ૦ "હજી તેને જમાડી નથી એટલે જવા દીધી નથી."

ગૃ૦ "તે કેવુંક રાંધે છે."

સુ૦ "મને ખબર નથી."

ગૃ૦ "તેને આજે જવા ના દેતી. કાલે તેની પાસે એક બે ચીજ રંધાવી જોઇશું."

સુ૦ "વારૂ, ત્યારે તેને રહેવા કહીશ."

સુભાષિણીએ મારી પાસે આવી પૂછ્યું, "બ્હેન, તને રાંધતાં તો આવડે છેને ?

મેં જવાબ દીધો, "કહ્યું તો ખરૂં કે આવડે છે."

સુ૦ "પણ સારૂં રાંધી જાણે છે ?"

હું૦ "કાલે ખાઇ જોજો એટલે ખબર પડશે."

સુ૦ "જો ટેવ નહિ હોય તો કહી દે, હું પાસે બેશી શીખવીશ."

મેં હસીને કહ્યું, "ત્યારની વાત ત્યારે થઇ રહેશે."

---

## પ્રકરણ ૮ મું.

### બિબિ પાંડવ !

બીજે દહાડે મેં રાંધ્યું. સુભાષિણી મને શીખવવાની મતલબથી ત્યાં આવી. તેજ વખતે મેં મરચાંનો વઘાર દીધો એટલે છીંકતી છીંકતી ત્યાંથી ભાગી ગઇ—કહેતી ગઇ, "તું મરી જાય એમની એમ !"

રસોઇ થઇ એટલે છોકરાંઓએ પહેલાં જમી લીધું. સુભાષિણીનો છોકરો હજી ભાતદાળ બહુ ખાતો નહોતો પણ તેણીને પાંચ વરસની એક છોકરી પણ હતી, તેને સુભાષિણીએ પૂછ્યું, "હેમો, રસોઇ કેવી થઇ છે?"

તે બોલી, "કુક્કડ, ઘણીજ કુક્કડ." છોકરીને કવિતા બોલવી બહુ ગમતી હતી. તે ફરીથી બોલી, "કુક્કડ !

રાંધે બેશ,[1] બાંધે કેશ,
બકુલ ફુલની માળા.
રંગીન સાડી, હાથે હાંડી,[2]
રાંધેછ ગોવાળિયણ બાળા;
એવે સમય, વાગી બંશી,
કદંબ ઝાડ તળે;
રોતાં બાળ, ભાતદાળ,
છોડી નાડી જળે !"

માએ ધમકાવી, "લવારો બંધ કર." છોકરી ચુપ થઇ ગઇ.

પછી રમણબાબુ જમવા બેઠા. હું પડદામાંથી જોઇ રહી. તેણે દરેક વાણી ખુબ સ્વાદ લઇને ખાધી. ગૃહિણીને મોઢે આનંદ ઘર્યો ઘરાય નહિ. રમણબાબુએ પૂછ્યુ, "મા, આજે કોણે રાંધ્યું ?"

ગૃહિણીએ જવાબ દીધો, "એક નવી બાઇ રાખી છે." રમણબાબુ બોલ્યા, "સરસ રાંધ્યું છે !" એમ કહી, ઉઠી, હાથ ધોઇ જતા રહ્યા.

---

૧. સારૂં. ૨. હાલ્લી.

પછી ઘરધણી જાતે જમવા બેઠા. ત્યાં મારાથી જવાયું નહિ—બાઇના હુકમ મુજબ બુઢી બ્રાહ્મણીએજ તેમને પીરસ્યું. બાઇ જુવાન સ્ત્રી રાખવાની કેમ ના પાડતા હતા તેનું કારણ તો કેયું આ દેખું! સોગંદ ખાધા કે જ્યાં સૂધી અહીં રહું ત્યાંસુધી એ દિશામાં જઇશ નહિ.

બીજે વખતે ડોસાજી ચાલચલગતના કેવા હતા તેની મેં લોકો પાસેથી ભાળ કાઢી. સઘળાજ કહેતા કે તે ગૃહસ્થ—જીતેંદ્રિય. ત્યારે કેથી શાહીની શીશીજ વહેમી હતી!

બ્રાહ્મણી બહાર આવી તેને પૂછ્યું, "શેઠે ખાતાં ખાતાં કંઇ કહ્યું!" તેણીએ જરા મીજાસમાંજ જવાબ દીધો, "જોઇ, જોઇ, મોટી રાંધવાવાળી! જાણે અમને તો રાંધતાં આવડતુંજ નહિ હોય! પણ મારા બુઢીના કોણ ભાવ પૂછે? આજ કાલતો રાંધવાવાળીનાં રૂપ-જોબન જોવાય છે!"

મને લાગ્યું કે શેઠે જમતાં જમતાં રસોઇનાં વખાણ કર્યાં હોવાં જોઇએ. પણ બ્રાહ્મણીને બનાવવાનું મન થયું. બોલી, "રૂપ-જોબન જુવે તેમાં શું નવાઇ, બામણદિદિ! બુઢીને જોઇને તે કોને ખાવા ગમે?"

દાંત પીસી કર્કશ સ્વરે બ્રાહ્મણી બોલી, "જાણે રૂપ-જોબન તો બધું તારામાંજ આવીને ભરાયું! મોં કાળું થાય તારૂં!"

એમ કહી પાચીકાદેવી મીજાસમાંજ માથા ઉપર એક દેગડું ચઢાવવા ગયાં. તે હાથમાંથી પડી ફૂટી ગયું. મેં કહ્યું, "જોયું કેની દિદિ! રૂપ-જોબન ન હોય તેના હાથમાં હાલ્લુંએ રહેવાની ના પાડે!"

બ્રાહ્મણી, અડધી નાગી જેવી, બેડી[1] લઇ મને મારવા આવી. ઉમરને લીધે તેના કાન બહેરા થયા હશે કારણ કે તે મારૂં કહેવું પૂરૂં સાંભળતી નહોતી. ગમેતેમ જવાબ દેતી હતી. મને પણ રંગ ચઢયો. મેં કહ્યું, "દિદિ, ખમા! બેડી[2] તમારે હાથે રહે તેજ ઠીક!"

આ વખતે સભાપિણી તે ઓરડામાં આવી ચઢી. બ્રાહ્મણીએ મીજાસમાં તેણીને દીઠી નહિ. મને ફરી મારવા આવતી તે બોલી,

---

૧. ચુલા ઉપરથી વાસણ ઉંચકવાની પહોળા, ગોળ મોઢાની સાણસી.
૨. કેદીઓને પહેરાવે છે તે લોઢાની સાંકળ, જંજીર.

"હરામજાદી, મોઢામાંથી ગમેતેમ બોલે છે? બેડી મારા હાથમાં નહિ તો શું પગમાં રાખવાની છે કે? હું ગાંડી, કેમ?"

સુભાષિણીએ ભવાં ચઢાવી તેને કહ્યું, "હું માણસ લાવું, તેને તું હરામજાદી કહેનાર કોણ રે? ચાલ, નીકળ મારા ઘરમાંથી."

પાચિકાએ ગભરાઇને બેડી ફેંકી દીધી અને રડતી રડતી બોલી, "ઓ મા, એ શું વાત કરો છો? મેં ક્યારે હરામજાદી કહી? એવી વાત મારા મોંમાંએ આવી નથી. તમે તો નવાઇ કીધી, મા."

એ સાંભળી સુભાષિણી ખડખડ હસી પડી. બ્રાહ્મણીએ બોલતું છોડી પાછું રોવા માંડ્યું—કહ્યું, "મેં જો હરામજાદી કહી હોય તો મારું સત્યાનાશ જાય—"

હું બોલી, "સત્ય છે ક્યાં કે નાશી જાય!"

"હું આજને આજ મરી જાઉં—"

"કેમ દિદિ! એટલા જલદી જલદી! બે ચાર દહાડા થોભા જાઓને!"

"મારો નરકમાંએ વાસ ન થાય—"

એ સાંભળી મેં કહ્યું, "જવા દો, દિદિ, નરકના લોક તમારી રસોઇ ન જમે તો પછી નરક કહીએ કોને?"

બુઢીએ પોક મૂકી સુભાષિણી આગળ રાવ ખાધી, "જોયું કેની! જેમ મનમાં આવે છે તેમ બોલે છે, અને તમે કંઇ કહેતાં નથી! હું તો આ ચાલી બાઇ પાસે."

સુભા૦ "તો તો પછી મારેએ કહેવું પડશે કે તેં એને હરામજાદી કહી."

બુઢીએ હવે ગાલે તમાચા મારવા શરૂ કર્યા. "મેં ક્યારે હરામ-જાદી કહી?" (એક તમાચો.) "મેં ક્યારે હરામજાદી કહી?" (બે તમાચા.) "મેં ક્યારે હરામજાદી કહી?" (ત્રણ તમાચા)—ઇતિ તમાચાધ્યાય સમાપ્ત!

હવે મેં બુઢીને શાંત પાડવા માંડી. પહેલાં સુભાષિણીને કહ્યું, "હેં વહુઠાકુરાણી, તમે એને હરામજાદી બોલતાં ક્યારે સાંભળી? એ એમ ક્યારે બોલી? મેં તો કંઇ સાંભળ્યું નથી."

બુઢી બોલી, "લ્યો, સાંભળો, વહુદિદિ! મારા મોંમાંથી કંઇ એવી વાત નીકળે?"

સુભાષિણી બોલી, "હશે—બહારથી મેં એ બોલ સાંભળ્યો, કોણ કોને કહેતું હતું તે શું ખબર પડે! બાકિ એતો હું પણ જાણું છું કે તું ભલું મનીખ છે! હજી તો કાલેજ તારી રસોઇ જમ્યા. આખા કલકત્તામાં કોને એવું રાંધતાં આવડે છે?"

બ્રાહ્મણીએ મારા તરફ જોઇ કહ્યું, "અલી, સાંભળ્યું કે?"

મેં કહ્યું, "તે તો બધાજ કહે છે. એવી રસોઇ હું પણ જમી નથી!"

બ્રાહ્મણીએ મલકાઇને કહ્યું, "તારી લાયકી છે, બ્હેન. તું સારે ઘેર ઉછરી લાગે છે, તેથીજ તો તું રસોઇનું પારખું કરી જાણે છે. વાહ, આવી છોકરીને મારાથી ગાળ દેવાય? એ કોઇ મોટા ઘરની દીકરી. વારૂ બ્હેન, ગભરાતી ના, હું તને રાંધતાં શીખવી કરીનેજ જઇશ."

આમ બુઢી સાથે સલાહ થઇ ગઇ. કેટલા દિવસથી હું ફક્ત રડી રહી હતી. આજે ઘણે દિવસે હસી. જેમ દરિદ્રીને પૈસો મીઠો લાગે તેમ આ હાસી–તમાસો મને બહુ મીઠો લાગ્યો. તેથીજ એ વાત અહિં વિસ્તારથી કહી છે. એ ગમત હું આ જન્મે ભુલીશ નહિ; તેમ ફરી કોઇ વાર હસવાથી આટલું સુખ પણ પામીશ નહિ.

ત્યારબાદ ગૃહિણી જમવા બેઠી. તેને કાળજી લઇ બરાબર પીરસ્યું. તે તો ખુશ ખુશ થઇ ગઇ. આખરે બોલી, "અલી, રાંધેછ તો સારૂં. કયાં શીખી?"

મેં કહ્યું, "બાપને ઘેર."

ગૃ૦ "તારા બાપનું ઘર કયાં?"

મેં એક ભળતુંજ નામ અડાવી દીધું. ગૃહિણી બોલી, "રસોઇ તો મોટા લોકના ઘરમાં થાય તેવી છે. તારો બાપ પૈસાદાર હતો?"

"હા."

"ત્યારે તું કેમ રાંધવા નીકળી પડી?"

"દુરવસ્થામાં પડી તેથી."

"તો અમારે ત્યાં રહે, તને કંઇ અડચણ નહિ આવે. તું મોટા માણસની દીકરી, અહિં પણ તેવીજ રીતે તને રાખશું."

પછી સુભાષિણીને બોલાવી કહ્યું, "વહુ, દીકરા, જોજે આને કોઇ કડવી વાત કહે નહિ—તું પણ ના કહેતી; તું કંઇ તેવા માબાપનું ફરજંદ નથી."

સુભાષિણીનો છોકરો ત્યાં બેઠો હતો. તે બોલ્યો, "હું કલવી વાત તેવાનો."

મેં કહ્યું, "કહે, જોઉં."

તે બોલ્યો, "કડવું, કારેલું..........પછી શું, બા?"

સુભાષિણીએ કહ્યું, "પછી તારી સાસુ!"

છોકરો કહે, "કઇ છાહુ?"

સુભાષિણીની છોકરીએ મને દેખાડી કહ્યું, "આ રહી તારી સાસુ!"

એટલે છોકરો બોલવા મંડયો, "કૂમૂડિની છાહુ! કૂમૂડિની છાહુ!"

સુભાષિણી મારી સાથે કેવો સંબંધ રાખવો તેના વિચારમાં પડી હતી. છોકરા–છોકરીના મોંમાંથી આ વાત સાંભળી તેણે મને કહ્યું, "ત્યારે આજથી તું મારી વેવાણ થઇ!"

પછી સુભાષિણી જમવા બેઠી. હું પણ તેની પાસેજ જમવા બેઠી. જમતાં જમતાં તેણે પૂછ્યું, "વેવાણ, તમને કેટલા માટી?"

હું સમજી. પૂછ્યું, "કેમ, રસોઇ દ્રૌપદીની રસોઇ જેવી થઇ છે કે?"

સુભા૦ "ઓ, યસ! બિબિ પાંડવ ફર્સ્ટ કલાસ બબર્ચી હતી. કેમ, મારાં સાસુજીની વાત સમજી કે?"

મેં કહ્યું, "બરાબર નહિ. ગરીબની દીકરી અને પૈસાદારની દીકરી વચ્ચે તો બધાજ ફેર રાખે."

સુભાષિણી હસી પડી. બોલી, "સમજી સમજીને એટલુંજ સમજી કે? તું શું એમ સમજી કે તું પૈસાદારની દીકરી તેથી તારૂં માન વધાર્યું?"

મેં કહ્યું, "નહિ તો બીજું શું?"

સુભા૦ "તેનો દીકરો પેટ ભરીને જમે એટલા વાસ્તે તારૂં આટલું માન. હમણાં તું જરા ભારે થા, જો, કેવો પગાર વધારી આપે છ તે."

મેં કહ્યું, "મારે પગાર નથી જોઇતો. ના કહું તો વળી વિચારમાં પડે એટલે હાથ લાંબો કરી પગાર લઇ લઇશ, અને તમને સોંપીશ. તમે ગરીબગુરબાંને આપજો. મને તો આશ્રય મળ્યો એજ મારૂં મોટું ભાગ્ય!"

---

## પ્રકરણ ૯ મું.

## ધોળા વાળનાં સુખ–દુઃખ.

---

મને આશ્રમ મળ્યો. સાથે સાથે એક અમુલ્ય રત્ન મળ્યું—એક હિતેચ્છુ સખી સુભાષિણી અંદરખાનેથી મને ચાહવા લાગી હતી, મારી સાથે સગી બ્હેનની માફક વર્તતી હતી. તેની આજ્ઞાથી ઘરના દાસ-દાસીઓ પણ મારી સાથે માનપૂર્વક વર્તતાં હતાં. રસોઇના કામમાં પણ એક રીતે સુખ થઇ ગયું. પોતાની ગેરહાજરીમાં રખેને હું કાયમની ઠસી જાઉં તો નોકરી જતી રહે એ બ્હીકે પેલી બુઠી બ્રાહ્મણી, તેણીનું નામ સોનાની મા, રજા ઉપર ગઇ નહિ, જાત જાતનાં બ્હાનાં કાઢી રોકાઇ ગઇ. સુભાષિણીની સિફારસથી અમને બેઉને રાખવામાં આવ્યાં. તેણીએ સાસુને સમજાવ્યું કે "કુમુદિની ગૃહસ્થની દીકરી, તેનાથી એકલીથી કંઇ આખા ઘરની રસોઇ થાય નહિ અને સોનાની મા બિચારી ઘરડું મનીખ, તે ક્યાં જાય?" સાસુએ કહ્યું. "બેઉને તે કેમ રખાય? એટલો બધો ખરચ કેમ પરવડે?"

વહુ બોલી, "એકનેજ રાખવી હોય તો પછી સોનાની માનેજ રહેવા દો. કુમુથી બધું થાય નહિ."

ગૃહિણીએ જવાબ દીધો, "ના, ના. સોનાની માનું રાંધેલું મારા દીકરાને ભાવતું નથી. બેઉ જણ ભલે રહ્યાં."

મારૂં દુઃખ ટાળવા ખાતરજ સુભાષિણીએ આ બધી ચાલાકી કીધી. ગૃહિણી તો તેના હાથમાં જાણે ચાવીવાળું એક રમકડું! અને રમકડું હોય તેમાં કંઇ નવાઇ? તે રમણની વહુ. કોની મગદુર કે રમણની વહુની વાત બાજુએ મેલે? તેમાં એ સુભાષિણી જેટલી બુદ્ધિમાં ચતુર તેટલીજ સ્વભાવે સરળ. આવી સખી મળવાથી મને મારા એ દુઃખના દિવસોમાં પણ કંઇક સુખ થયું.

હું ગોસ મચ્છી[1] રાંધતી અથવા એકાદ બે સારી વાનીઓ તૈયાર કરતી. બાકિનો વખત સુભાષિણી સાથે, તેણીનાં

---

૧. બંગાળમાં બ્રાહ્મણાદિ ઉચ્ચ વર્ણ ગોસ મચ્છી ખાય છે.

બાળકોને પાસે રાખીને, વાતચીતમાં અડતી, નહિ તો ખુદ ગૃહિણીની સાથે ચારબાજી કરતી. પાછલી વાતમાં (ગૃહિણી સાથેની ચારબાજીમાં) એકવાર મોટી પીડામાં પડી. ગૃહિણીને પાકો વિશ્વાસ કે તેણીની વય કાચી. નશીબજોગે માત્ર કોઈકોઈ વાળ પાકી ગયલા, તે ટુંપાવી નાંખ્યા એટલે પાછી જુવાનજોત ! આ કારણસર જ્યારે જ્યારે અવસર મળતો અને કોઈ દાસીને પરવારતી જોતી તો વાળ ટુંપવા બેસાડી દેતી. એક દહાડો હું આ વેઠમાં પકડાઈ ગઈ. મારા હાથ ઝડપી એટલે ટપોટપ ભાદરવા માસનું ખેતર સાફ કરવા લાગી ! દૂરથી વે જોઈ સુભાષિણીએ આંગળીથી ઇશારત કરી મને બોલાવી. સાસુની રજા લઈ હું વહુ પાસે ગઈ. તેણીએ મને પૂછ્યું, "આ શું કાંડ માંડયો છે? મારી સાસુને કેમ બોડકી બનાવે છે?"

"એ દેવું એ એક દિન ચૂકવેલું સારૂં."

"તો પછી અહીં ટકશે કેમ? ક્યા ઝુલામાં પડશે?"

"મારા હાથ થોભે નહિ તે?"

"તું મરે! એકાદ બે ટુંપીને ચાલી ન અવાય?"

"તમારા સાસુજી છોડે તો કેની?"

"કહી દે કે હવે તો કંઈ ધોળા વાળ દેખાતા નથી—એમ કહી ચાલી આવ.."

મેં હસીને કહ્યું, "એમ ધોળે દહાડે ધાડ પડાય? લોક શું કહેશે? એજ કે જાણે એયે મારી કાળાદીધીની ધાડ!"

"કાળાદીધીની ધાડ એટલે?"

સુભાષિણીની સાથે વાત કરતાં હું ભાન ભૂલી. ગફલતીમાં કાળાદીધીનું નામ મારા મોંમાંથી નીકળી ગયું. મેં કહ્યું, "એ વાત વળી કોઈ દિવસ કહીશ."

"ઠીક, જા. મેં કહ્યું તેમ એકવાર કહી જો મારા સમ."

હસતી હસતી હું ગૃહિણી પાસે ગઈ અને પાછી વાળ ટુંપવા બેઠી. બે ચાર વાળ ટુંપીને કહ્યું, "હવે તો કંઈ ધોળા વાળ દેખાતા નથી. એકાદ બે હશે તો કાલે શોધી ટુંપી આપીશ."

ડોકરી ખુશ થઇ બોલી, "તેપર તો બેટીઓ કહે કે બધાજ વાળ ધોળા થઇ ગયા છે !"

તે દહાડે મારૂં માન વધ્યું. મનમાં એ પણ નક્કી કર્યું કે એવો કોઇ ઘાટ ઘડવો કે જેથી રોજને રોજ આમ બેઠા બેઠા ધોળા વાળ ટુંપવા પડે નહિ. પગાર મળ્યો હતો તેમાંથી એક રૂપીઓ હારાણીના હાથમાં મૂકી કહ્યું, "કોઇની પણ મારફત એક શીશી કલપ મંગાવી દે." હારાણી મોટે મોટે હસવા લાગી. હાસી બંધ થઇ એટલે પૂછ્યું, "કલપનું શું કામ પડયું ? કોના વાળમાં ઘાલવો છે ?"

"પેલી બામણીના," મેં કહ્યું.

હવે તો હસતાં હસતાં હારાણીથી બેશી જવાયું. તેજ વખતે બ્રાહ્મણી ત્યાં આવી ચઢી, એટલે તેણે હસવું અટકાવવા લુગડાંનો ડૂચો મોંદે દેવા માંડયો. કેમે કરતાં રહેવાયું નહિ એટલે તે ત્યાંથી નાશી છૂટી. બ્રાહ્મણીએ પૂછ્યું, "એ એટલું બધું હસે છે કેમ ?"

"એને બીજો કંઇ કામધંધો છે ? મેં જરા પૂછ્યું કે બામણીના વાળે કલપ લગાડીએ તો કેમ, એટલે ગાંડી જેવી હસવા બેઠી !"

"એમાં એટલું બધું હસવાનું કેવું ? કલપ લગાડયો તો શું નુકસાન થવાનું હતું ? આ છોકરાંઓ 'શણની ઝુડી, શણની ઝુડી' કહી ખીજવે છે તેમાંથી તો બચીએ ?"

ત્યાં તો સુભાષિણીની છોકરીએ ચલાવ્યું :—

"ચાલરે બુઢી, શણની ઝુડી,
અંબોડે બાંધ્યા ચૂલ;[1]
હાથે નડિ, ગળામાં દડિ,
કાને જોડા ફૂલ."

હેમોનો ભાઇ બોલ્યો, "જોલ્લા દૂમ !" એટલે રખેને કોઇની ઉપર "જોલ્લા દૂમ" પડે એ બ્હીકે સુભાષિણી તેને ત્યાંથી દૂર લઇ ગઈ.

બ્રાહ્મણીને કલપની તલબ હતી એ જોઇ મેં કહ્યું, "વારૂ, હું કલપ આપીશ."

---

૧ વાળ.

"બહુ સારૂ. જીવતી રહેજે અને સોનાનાં ઘરેણાં પહેરજે! તને રાંધતાં પણ ખુબ આવડજો!"

હારાણી હસી, પણ માણસ કામદાર, એટલે જલદી એક શીશી સરસ કલપ લાવી દીધો. તે લઈ હું ગૃહિણી પાસે ધોળા વાળ ટુંપવા ગઇ. ગૃહિણીએ પૂછ્યું, "તારા હાથમાં શું છે?"

"એક જાતનો અરક! માથામાં નાંખીએ એટલે ધોળા વાળ હોય એટલા ખરી પડે—કાળાજ માત્ર રહે."

"વાહ, એવો અજબ અરક આવે છે એ તો આજેજ સાંભળ્યું! વારૂ, નાંખ જોઉં, પણ ખબરદાર, જો કલપ લગાડયો તો!"

બહુજ હુશિઆરીથી મેં તેના વાળમાં કલપ ઘાલ્યો, અને "ધોળા વાળ હવે નથી" એમ કહી ત્યાંથી ચાલી ગઇ. નિયમીત વખત ગયો એટલે તેણીના તમામ વાળ કાળા થઇ ગયા. કમનશીબે, ઘરમાં ઝાડુ કાઢતાં કાઢતાં હારાણીની નજર તે ઉપર પડી એટલે ઝાડું ફેંકી દઇ, મોંઢે લૂગડું ખેંચી, હસતી હસતી બહાર જતી રહી. "શું છે, શું છે," કરતાં સૌ તેની આસપાસ ફરી વળ્યાં એટલે ત્યાંથી છટકી પાછી ઘરમાં ગઇ અને લુગડાંથી મોં ઢાંકતી ઢાંકતી મેડા ઉપર ચઢી. ત્યાં સોનાની મા વાળ સૂકવતી હતી, તેણે પૂછ્યું, "શું થયું છે?" હસવાના જોમમાં હારાણીથી બોલાયું નહિ, કેવળ હાથવતી માથું દેખાડયું. સોનાની માને સમજ પડી નહિ એટલ નીચે જઇ જોયું તો શેઠાણીને માથે વાળ બધા કાળા—તે તો પૂ કરી રડી ઉઠી અને બોલી, "ઓ મા, આ શું થયું? તમારા બાળ બધા કાળા કેમ થઇ ગયા છે? ઓ મા, કોઇને ખબર પણ નહિ પડે કે તમે દવા લગાડી છે."

આ વખતે સુભાષિણીએ આવી મને પકડી—હસતાં હસતાં બોલી, "તારૂં મોં કાળું થાય, તું કરવા શું બેઠી છે? સાસુજીને માથે કલપ લગાડી દીધો કે?"

"હા."

"તારૂં મોઢું બળે, હવે શું થાય છે તે જોજે!"

"તમે ફીકર ના કરો."

હવે ખુદ ગૃહિણીએ મને બોલાવીને પૂછ્યું, "અલી કુમો, તેં મારા માથામાં કલપ ઘાલ્યો?"

ગૃહિણીનું મોં ખુબ પ્રસન્ન જણાતું હતું. મેં સામું પૂછ્યું, "કોણ એમ કહે છે, મા?"

"આ રહી આ સોનાની મા કહે છે ને?"

"સોનાની માનું કપાળ! એ કંઇ કલપ નથી, મા, પણ મારી દવા છે."

"બહુ સારી દવા લાગે છે, બેટા. જરા આરસી લાવની, જોઉં?"

એક આરસી લાવીને આપી. તેમાં જોઇ ગૃહિણી બોલી, "ઓ મા, બધાજ બાળ કાળા થઇ ગયા છે. અરે અભાગણી, લોક તો હવે કહેશે કે કલપ લગાડયો છે."

ગૃહિણી ખુશ ખુશ થઇ ગઇ. તે દહાડે સાંજે મારી રસોઇના વખાણ કરી મારો પગાર વધારી આપ્યો અને "બેટા, તું કેવળ કાચની બંગડી પહેરી ફરે છે તે જોઇ મને દુઃખ થાય છે" એમ કહી લાંબા વખતથી પડી રહેલી પોતાની સોનાની બંગડીની એક જોડ મને બક્ષીસ આપી. તે લેતાં મારૂં માથું કપાઇ ગયું—આંખનું પાણી અટકાવી શકી નહિ. માટેજ "નહિ લેઉં" એટલું બોલવાનુંએ ભાન રહ્યું નહિ.

તક જોઇ બુઢી બ્રાહ્મણીએ મને ધરી અને પૂછ્યું, "બ્હેન, પેલી દવા હવે છે કે?"

"કઈ દવા? ધણીને વશ કરવાની?"

"નાદાન ના થા. મારે કંઇ હવે ધણી છે?"

"નહિ? એમ કેમ? એક પણ નહિ?"

"જાણે તેં તો પાંચ કર્યા છે, કેમ?

"નહિ તો આવું રાંધું? દ્રૌપદી બન્યા વગર કંઇ સારૂં રાંધતાં આવડે? તમે પણ પાંચેક શોધી કાઢોની. રસોઈ કરો અને રિવાજનીએ ખબર નથી?"

લાંબો નિશ્વાસ નાંખી બ્રાહ્મણી બોલી, "એકનાજ વાખા, ત્યાં વળી પાંચ! અને મળે પણ કેમ? જોની આ ગણુની ઝુડી જે વ

વાળ! માટે તો પૂછું છું કે પેલી દવા કંઇ વધી છે કે જેનાથી બાળ કાળા થાય છે?"

"એમ પાધરૂં બોલોની. વધી છે. આ રહી, લ્યો."

કલપની શીશી મેં બ્રાહ્મણીને આપી. રાત્રે, વાળુ થઇ ગયા પછી, સૂતી વખતે, અંધારામાં તેણીએ તે માથામાં ઘાલ્યો. થોડાક વાળે લાગ્યો, થોડાક વાળે નહિ લાગ્યો. કેટલોએક મોંઢે અને આંખે લાગી ગયો. સવારે જ્યારે તેણીનાં દર્શન થયાં ત્યારે બાળ જુવો તો બિલાડીના પટા જેવા પંચરંગી. કોઇ કાબરચિત્રા, કોઇ કાળા. મોં જુવો તો અડધું કાળા મોંના માંકડા જેવું અને અડધું રાની બિલાડી જેવું. જોતાંની સાથેજ બધાં ખડખડ હસવા લાગ્યાં. તે હસવું કેમે કર્યું બંધ થાય નહિ. જે કોઇ પાચિકાદેવીને જુવે તે તરતજ હસવા માંડે. હસતાં હસતાં હારાણીનો દમ બેશી ગયો, એટલે સુભાષિણીના પગ આગળ ફસડાઇ પડી અને હાંફતી હાંફતી બોલી, "વહુ ઠાકુરાણી, મને રજા આપો. આવું હસવાનું મળે તે ઘરમાં મારાથી રહેવાય નહિ. કોઇ દહાડો દમ બંધ થઇ જાય તો મરી જાઉં!"

સુભાષિણીની દીકરી બુઢીને પજવતી બોલી, "ડોશીમા, આ શું સાજ સજ્યો?

જમ કહે છે, સોનાના ચાંદ,
આવ અમારે ઘરે;
(તો) ઘાટની લાજે સાજ સજ્યો છે,
સિંદૂરે ગોબરે.[1] "

એક દહાડો એક બિલાડીએ હાલ્લાંમાંથી માછલી ખાધી હશે તેનું મોં મેંશ લાગી કાળું થઇ ગયું હતું. સુભાષિણીના બાળકે તે જોયું હશે. બુઢીને જોઇને તે બોલ્યો, "મા, ડોશી માએ આલ્લું ખાધું છે?"

મેં સૌને આગળથી ચેતાવી રાખ્યાં હતાં એટલે બ્રાહ્મણી આગળ કોઇએ ભરમ ફોડયો નહિ. તે તો બેધડક પોતાની વાંદર-બિલાડી મિશ્રત સુરત જેને તેને દેખાડતી ગઇ. સૌને હસતાં જોઇ પૂછ્યું, "તમે હસો છો શાના?"

---

૧ છાણથી.

દરેક જણુ મારી શીખવણી મુજબ જવાબ દેતું, "આ છોકરો શું કહે છે તે સાંભળતી નથી? કહે છે કે 'બુઢી માએ હાલ્લી ખાધી છે.' કાલે રાતે રાંધણીમાં જઇ કોઇ હાલ્લીમાંથી ખાઇ ગયું છે એટલે બધા બોલાબોલ કરે છે. કહે છે "સોનાની મા કંઇ ઘરડે ઘડપણુ એવું કામ કરે?"

આ સાંભળી બુઢીએ ગાળ છોડવા માંડી. "સત્યાનાશ જાય તમારૂં! નખોદગીઆઓ! મુવા અભાગીઆઓ!" ઇત્યાદિ મંત્રોચ્ચારણુ સાથે તેમના ધણી—દીકરાઓને લઇ જવા વાસ્તે જમને વારંવાર નોતરૂં દીધું, પરંતુ જમરાજે તેની કંઈ દરકાર કરી નહિ. બ્રાહ્મણીનો ચહેરો જોવોને તેવોજ ચાલુ રહ્યો. એજ અવસ્થામાં તેણી રમણબાબુને પીરસવા ગઇ. હસતાં હસતાં રમણુ બાબુનું પેટ ફાટી ગયું, અને તેનાથી પૂરૂં પાધરૂં ખવાયું નહિ. સાંભળ્યું છે કે રામરામ દત્તને પીરસવા ગઇ ત્યારે શેઠે તેણીને હડે હડે કરી હાંકી કાઢી હતી.

આખરે સુભાષિણીને દયા આવી. તેણે બુઢીને કહ્યું, "મારા ઓરડામાં મોટો આરસો છે. જઇને જરા મોં જો."

બુઢીએ જઇને આરસીમાં મોં જોયું. લાગલીજ મોટેથી પોક મૂકવા બેઠી. મેં ધણુંએ સમજાવ્યું કે કલપ માથે લગાડવાનો હોય, કંઇ મોઢે લગાડાય કે? પણુ બુઢી કંઇ સમજી નહિ. ને તો મારા મુંડભોજનને વાસ્તે વારંવાર જમને બોલાવવા બેઠી. સુભાષિણીની છોકરીએ કવિતા ચલાવી:-

"જમ નામ જે રટે,
આવરદા તેનો ઘટે,
તેને મુખે પડે કીડા,
બુઢી મરે ટળે પીડા."

છેવટે, ત્રણુ વરસની ઉમરના મારા પેલા જમાઇરાજ એક બાળવાનું લાકડું ઉપાડી લાવ્યા અને બરાબર બુઢીના બરડા ઉપર બેસાડી બોલ્યા, "માલી ખાદ્યું!" એટલે ભોંય ઉપર આડા પડી બુઢીએ મોટેથી રડવા માંડયું. જેમ જેમ તે રડે તેમ તેમ મારો જમાઇ તાળી પાડી નાચતો જાય અને બોલતો જાય "માલી ખાદ્યુ!" મેં જઇ તેને ખોળામાં બેસાડી મુખચુમ્બન કર્યું ત્યારેજ તે શાંત થયો.

---

# પ્રકરણ ૧૦ મું.

## આશાનું કિરણ.

---

તે દિવસે બપોરે સુભાષિણી મારો હાથ ધરી એકાંતમાં લઈ ગઈ અને મને ત્યાં બેસાડી પૂછવા લાગી, "વેવાણ. તમે કહ્યું હતું કે પેલી કાળાદીઘીની ધાડની વાત કોઇ દિવસ કહીશ—હજી સુધી કહી નથી. આજે કહો, હું સાંભળું તો ખરી."

લાંબો વિચાર કરી મેં કહ્યું, "તે મારાજ હતભાગ્યની વાત છે. હું કહી ચૂકી છું કે મારો બાપ મોટો માણસ છે. તમારા સસરાજીએ મોટા માણસ, પણ મારા બાપ પાસે કુછ બિસાતમાં નહિ. મારો બાપ જીવે છે. તેનું તેજ અતુલ ઐશ્વર્ય આજે પણ છે—તેની હાથીશાળામાં આજે પણ હાથીઓ બાંધ્યા છે. આજે પેટને વાસ્તે મારે રાંધવું પડે છે તેનું કારણ એ કાળાદીઘીની ધાડ."

આટલું કહ્યા પછી અમે બેઉ ચૂપ રહ્યાં. સુભાષિણીએ કહ્યું, "આ વાત કહેતાં તને દુઃખ લાગતું હોય તો રહેવા દે. મને આવી ખબર હોત તો સાંભળવાની ઇચ્છા કરતેજ નહિ."

મેં કહ્યું, "બધુંજ કહીશ. તમે મારા ઉપર જે સ્નેહ રાખો છો, મારા ઉપર તમે જે ઉપકાર કર્યો છે, તે જોતાં તમને કહેવામાં મને દુઃખ નથી."

બાપનું નામ કહ્યું નહિ, બાપના ગામનું નામ પણ ન કહ્યું. સ્વામિ કે સમરાનાં નામઠામ પણ જણાવ્યાં નહિ. બાકિ બધું કહ્યું. સાંભળતાં સાંભળતાં સુભાષિણી રડવા લાગી. કહેવાની જરૂર નથી કે વચમાં વચમાં મારાથી પણ રડી પડાતું હતું.

તે દહાડે એટલેથી બંધ રહ્યું. બીજે દહાડે સુભાષિણી મને ફરીથી એકાંતે લઇ ગઇ. તેણીએ કહ્યું, "તારા બાપનું નામ બોલ—કહેવુંજ પડશે."

મેં તે કહ્યું.

"તે ક્યા ગામમાં રહે છે તે પણ કહે."

મેં કહ્યું.

"પોસ્ત આફિસનું નામ બોલ."

"પોસ્ત આફિસ! પોસ્ત આફિસનું નામ પોસ્ત આફિસ!"

"કપાળ તારૂં! જે ગામમાં પોસ્ત આફિસ હોય તેનું નામ કહે."

"તે કંઈ મને ખબર નથી. 'પોસ્ત આફિસ' એટલુંજ હું જાણું છું!"

"જે ગામમાં તમારૂં ઘર છે તેજ ગામમાં પોસ્ત આફિસ છે કે બીજા ગામમાં?"

"મને ખબર નથી."

સુભાષિણી દિલગીર થઈ. વધારે કંઈ બોલી નહિ. બીજે દહાડે તેજ પ્રમાણે એકાંતમાં કહ્યું, "તું પૈસાદારની દીકરી, આમ રાંધીને કેટલા દિવસ કાઢશે. તું જતી રહેશે તો હું ખુબ રોઇશ, પણ મારાં સુખને ખાતર તને રીબવા દઉં એવી પાપિષ્ઠા હું નથી. અમે નક્કી કર્યું છે કે———"

મેં વચમાંજ પૂછ્યું, "અમે એટલે કોણ કોણ?"

"હું અને ર—બાબુ."

ર—બાબુ એટલે રમણબાબુ. સુભાષિણી મારી પાસે સ્વામિનું નામ એ પ્રમાણેજ બોલતી. તેણીએ આગળ ચલાવ્યું, "અમે નક્કી કર્યું છે કે તારા બાપ ઉપર કાગળ લખી જણાવવું કે તું અહિં છે. કાલે પોસ્ત આફિસનું નામ પૂછ્યું તેનું એજ કારણ."

"ત્યારે બધી વાત તેમને કરી દીધી?"

"હા; તેમાં ખોટું શું?"

"ખોટું કંઇ નહિ. પછી?"

"મહેશપુરમાં પોસ્ત આફિસ હશે એવું ધારી લઇને કાગળ લખ્યો છે."

"લખી પણ દીધો?"

"હા."

મારૂં મન આનંદે છળકાઈ ગયું. દિવસો ગણવા લાગી—કેટલે દહાડે જવાબ ફરી વળશે? પણ જવાબ આવ્યો નહિ. મારૂં કરમ ફુટેલું—મહેશપુરમાં પોસ્ત આફિસ નહોતી. તે વખતે ગામે ગામ પોસ્ત આફિસો નહોતી. પાસેના કોઇ બીજાજ ગામમાં પોસ્ત આફિસ હતી,

પણ હુ રાજાની દુલારી, એટલી પણ ખબર રાખી નહિ. પોસ્ત આફિસનો પત્તો ન મળ્યો એટલે કલકત્તાની વડી પોસ્ત આફિસે કાગળ ખોલી રમણુ બાબુ ઉપર પાછો મોકલ્યો.

ફરીથી મેં રડવાનો આરંભ કર્યો. પણ ર–બાબુ કંઇ એમ છોડી દે? સુભાષિણીએ આવીને મને પુછ્યું, "હવે તારા ધણીનું નામ કહે."

હું તે વખતે લખતાં શીખી હતી. ધણીનું નામ લખી દીધું.

"ગામ?"

તે પણ કહ્યું.

"પોસ્ત આફિસ?"

"હું શું જાણું?"

સાંભળ્યું કે રમણુ બાબુએ ત્યાં પણ કાગળ લખ્યો. જવાબ કંઇ આવ્યો નહિ. હું છેક નિરાશ થઇ ગઇ. આશામાં ને આશામાં સાસરે કાગળ તો લખવા દીધો પણ હવે મને લાગ્યું કે તે ઠીક થયું નહિ. મને ધાડપાડુઓ ઉપાડી ગયા હતા. આજે મારી શી ન્યાત–જાત? આવી હાલતમાં સસરા કે સ્વામિ મને ઘેર બોલાવે ખરા? નહિજ. તેમને પત્ર લખ્યો એ ઠીક થયું નહિ. એ વાત સાંભળી સુભાષિણી પણ ચૂપ રહી.

તે વખતે મને લાગ્યું કે મારો હવે કોઇ ભરોસો નહોતો. હું જઇને પથારીમાં પડી.

## પ્રકરણ ૧૧ મું.

### "બાંકિ નજરિયાં."

એક દિવસ સવારે ઉઠી જોયું તો કંઇ ધમાલ ચાલી રહેલી. રમણુબાબુ વકીલ તેનો કોઇ એક મોટો અસીલ હતો. બે દિવસથી વાત ચાલતી હતી કે તે કલકતે આવ્યો હતો. રમણુબાબુ અને તેનો બાપ રોજ તેને ઉતારે જતા આવતા હતા, કારણ કે કામકાજને લીધે તેની સાથે સંબંધ થયો હતો. આજે સાંભળ્યું કે તેને બપોરે જમવાને નોતર્યો હતો. તેથીજ રસોઇપાણીની દોડાદોડ ચાલી રહી હતી.

રસોઇ સારી જોઇએ એટલે તેનો ભાર પડયો મારી ઉપર. મેં પણ કાળજીપૂર્વક બધું તૈયાર કર્યું. જમવાની બેઠક અંતઃપુરમાં રાખી હતી. રામરામબાબુ, રમણબાબુ અને પરોણો યથાસમય જમવા બેઠા. પીરસવાનું કામ બુઢીને સોંપ્યું—હું અજાણ્યા લોકને પીરસતી નહોતી.

બુઢી પીરસતી હતી, હું રાંધણીમાં હતી, એવામાં કંઇક ગરબડ જાગી. રમણ બાબુ બુઢીને ધમકાવતા હતા. એક દાસીએ રાંધણીમાં આવી કહ્યું, "જાણી જોઇને માણસને સતાવે છે!"

મેં પૂછ્યું, "શું થયું છે?"

દાસીએ કહ્યું, "બુઢી નાના શેઠની વાડકીમાં દાળ રેડતી હતી તે જોવા છતાં પણ 'ઉંહું, ઉંહું' કરી તેમણે હાથ આડો ધર્યો અને બધી દાળ હાથ ઉપર પડી."

પણે રમણબાબુ બ્રાહ્મણીને ધમકાવતા સંભળાયા, "પીરસતાં નહિ આવડે તો શું કામ આવી? બીજા કોઇને થાળ નહિ અપાય?"

રામરામબાબુ બોલ્યા, "તારૂં કામ નથી. જા, કુમોને મોકલ."

બાઇ ત્યાં નહોતાં એટલે મનાઇ પણ કોણ કરે? આણીગમ ખુદ શેઠનો હુકમ, અનાદર કેમ થાય? જાઉં તો બાઇ ગુસ્સે થાય એ પણ ચોક્કસ. બુઢીને બેચાર વાર સમજાવી પટાવી કહ્યું કે "જરા સાવચેતીથી પીરસજે, જા." પણ બ્હીકની મારી તે ફરીથી જવા કબૂલ થઈ નહિ. આખરે હાથ ધોઇ, મોં લૂછી, સાફસુફ કરી, લુગડું બરાબર પહેરી, અને ઘુમટો તાણીને હું પીરસવા નીકળી. કોને ખબર કે વાત આમ બનશે? હું મને પોતાને બહુ બુદ્ધિશાળી સમજતી હતી. હું નહોતી જાણતી કે સુભાષિણી મને એક હાટે ખરીદી બીજે હાટે વેચી જાય તેવી મારે માથેની હતી!

મેં ઘુમટો તાણ્યો હતો, પણ ઘુમટાથી કંઇ સ્ત્રીજાતિનો સ્વભાવ ઢાંકયો રહે? ઘુમટામાંથી પહેલાંતો મેં પરોણાને બરાબર જોઇ લીધો.

તેની ઉમર ત્રીસેક વરસની લાગતી હતી. હતો પણ ગોરો અને બહુજ દેખાવડો! હું બેહામ બની માંસનું તપેલું હાથમાં ધરી ઉભી

રહી ! ઘુમટામાંથી હું તેને જોઈ રહી હતી, તેજ વખતે તેણે મેં ઉંચું કર્યું. તે પણ સમજી ગયો કે હું ઘુમટામાંથી તેના તરફ તાકીને જોતી હતી. મેં કંઇ જાણીજોઇને ઇચ્છાપૂર્વક તેના તરફ કોઇપણ જાતનો કુટીલ કટાક્ષ કર્યો નહોતો. એટલું પાપ આ હ્રદયમાં નહોતું. ત્યારે તો સાપ પણ જાણીજોઇને સ્વેચ્છાથી ફેણ કાઢતો નહિ હોય ! ફેણ કાઢવાનો વખત થાય એટલે તે આપોઆપજ નીકળી આવતી હશે ! બનવાજોગ છે કે સાપ પણ પાપહ્રદય નહિ હોય ! આવીજ કંઇક ઘટના બની રહી હતી. તેણે પણ મારો કુટીલ કટાક્ષ જોયો હોય એમ લાગ્યું. પુરૂષો કહે છે કે અંધકારમાં મૂકેલા દીવાની માફક રમણીનો કટાક્ષ ઘુમટામાં વધારે તીવ્ર દેખાય છે. હું ધારૂં છું કે તેણે પણ એવોજ કંઇક અનુભવ લીધો હશે. ધીમેથી હસી તેણે મેં નીચું કર્યું. તે હાસ્ય મેં એકલીએજ દીઠું. બધુંજ માંસ તેની થાળીમાં પીરસી હું ચાલી આવી !

હું કંઇક શરમાઇ, કંઇક બેચેન થઇ. સધવા હોવા છતાંએ હું જન્મવિધવા ! લગ્ન વખતે ફકત એકજવાર સ્વામિને જોયા હતા—એટલેજ જેમનની સઘળી ઇચ્છાઓ અપરિતૃપ્ત–અધૂરી હતી. આમ ઉંડાં પાણીમાં પથરો પડવાથી થતા વમળ જોઇ મને બહુ દુઃખ થયું. મનમાંને મનમાં નારિજન્મને હજાર ધિક્કાર દીધા; મનમાં ને મનમાં મારી જાતને હજાર ધિક્કાર દીધા; મનમાંજ મરી ગઇ.

રાંધણીમાં પાછી આવી ત્યારે મને લાગ્યું કે મેં એમને અગાઉ કેથે જોયા છે. સંદેહ દૂર કરવા ફરીથી પડદામાંથી તેમને જોવા ગઇ. ધ્યાન દઇને જોયા, જોઇને મનમાં ને મનમાં બોલી, “ ઓળખ્યા ! ”

આ વખતે રામરામબાબુએ એક બે ચીજો ફરીથી લાવવા બૂમ મારી. માંસની જાતજાતની વાણીઓ બનાવી હતી તે લઇ ગઇ. જોયું તો તેમણે પેલો કટાક્ષ મનમાં રાખ્યો હતો. રામરામ દત્તને કહ્યું, “ રામ-રામબાબુ, તમારી રસોઇયણને કહો કે રસોઇ સારી થઇ છે.”

રામરામે અંદરખાનેની વાત સમજ્યા વગરજ કહ્યું. “ હા, એ સારૂં રાંધે છે.”

મેં મનમાં ને મનમાં કહ્યું, “ તમારૂં તો૨ું રાંધે છે ! ”

પરોણાએ કહ્યું, "આશ્ચર્યની વાત તો એ છે કે આપને ઘેર એક બે ચીજ અમારા દેશમાં થાય તેવીજ બનાવી છે."

હું મનમાંજે બબડી, "ઓળખ્યા!" મેં ખરેખર બે વાણી અમારા દેશના રિવાજ મુજબજ બનાવી હતી.

રામરામ બોલ્યા, "બનવા જોગ છે. એ અમારા દેશની નથી."

આ સાંભળી તે ચમક્યા. એક વાર મારા તરફ જોઇ પૂછ્યું, "તારૂં ગામ કયું?"

મારી એક મુઝવણઃ જવાબ દેવો કે નહિ? નક્કી કર્યું કે દેવો.

મારી બીજી મુઝવણઃ સાચું કહેવું કે જૂઠું? ઠરાવ્યું કે જુઠ્ઠું કહેવું. એમ શા માટે ઠરાવ્યું તે તો જેણે સ્ત્રીલોકના હૃદયને ચાતુર્ય-પ્રિય અને વક્રપથગામી બનાવ્યું તેજ જાણે. મને લાગ્યું કે જરૂર પડે ત્યારે સાચી વાત કહેવાનું મારા હાથમાંજ હતું. હાલ તરત તો ભળતુંજ કહી જોઉં. આમ વિચાર કરી જવાબ દીધો, "મારૂં ગામ કાળાદીઘી."

તે ચોંક્યા. થોડો વાર રહીને ધીમેથી પૂછ્યું, "કઇ કાળાદીઘી? ધાડપાડુની કાળાદીઘી?"

મેં કહ્યું, "હા."

તેણે બીજું કંઇ પૂછ્યું નહિ.

માંસની તપેલી હાથમાં ધરી હું ઉભી રહી. આમ ઉભા રહેવું એ ઠીક નહિ તેનુંએ ભાન રહ્યું નહિ. હમણાંજ મારી જાતને હજાર ધિક્કાર દીધા હતા તે પણ ભૂલી ગઇ. મેં જોયું કે પરોણાજી પણ બરાબર ખાતા નહોતા. રામરામ દતે કહ્યું, "ઉપેંદ્રબાબુ! ખાતા કેમ નથી?" આટલુંજ સાંભળવાનું મારે બાકી હતું. ઉપેંદ્રબાબુ! નામ સાંભળતાં પહેલાંજ હું પામી ગઇ હતી કે એ મારા વરજ હતા!

રાંધણીમાં જઇ તપેલું ફેંકી દઇ, લાંબે વખતે એક વાર તો હું ખુશખુશ થતી બેઠી. રામરામબાબુ બોલ્યા, "શું પડયું?"

---

# પ્રકરણ ૧૨ મું.

## હારાણી ગંભીર બને છે.

અહિંથી આ વાર્તામાં મારે મારા વરનું નામ વારંવાર લેવું પડશે. તમારામાંથી પાંચ રસિક છોકરીઓ એક કમીટી ભરી બેસો અને વિચાર કરીને જણાવો કે મારા વરના નામ માટે મારે કયા શબ્દનો ઉપયોગ કરવો? શું પાંચ દશ વાર "સ્વામિ" "સ્વામિ" કહી તમારા કાન બાળું? અથવા સુધરેલાઓને સુધરે ચાલી 'તેમને' ઉપેંદ્ર કહી, બોલાવું? નહિ તો "પ્રાણનાથ," "પ્રાણકાન્ત," "પ્રાણેશ્વર," "પ્રાણપતિ," તેમજ "પ્રાણાધીક"ની હારામાળા છોડું? જે આપણા સાથી પ્રિય સંબોધનને પાત્ર, જેને ઘડી ઘડી બોલાવવાનું મન થાય, તેને શું કહી બોલાવવા તેનીજ મુઇ વાત આપણી ભાષામાં ન મળે! મારી એક સખી નોકરચાકરોનું જોઇને, પોતાના વરને "બાબુ" કહી બોલાવતી, પણ ખાલી "બાબુ" શબ્દમાં મીઠાશ નહોતી તે દુઃખ ટાળવા "બાબુરામ" કહી ધણીને બોલાવવા લાગી! મને મન થાય છે કે હું પણ તેમજ કરૂં.

માંસનું તપેલું ફેંકી દઇ મનમાંજ ગાંઠ વાળી કે વિધાતાએ ગયલું ધન પાછું મેળવી આપ્યું છે તો હવે તે હાથમાંથી જવું કરવું નહિ. બાળિકાની માફક શરમમાં રહી સર્વનાશ કરીશ નહિ.

આ નિશ્ચય કરી હું એવી જગાએ જઇને ઉભી કે જ્યાં ભોજન-ગૃહમાંથી બહાર જતી વેળાએ જે કોઇ આમતેમ જોતું જાય તેની નજર મારી ઉપર પડ્યા વગર ન રહે. જતી વખતે હું ત્યાં ઉભી હોઉં અને "એ" મને જોયા વગરજ ચાલ્યા જાય, તો તો એમજ સમજજો કે મારી એક કુડી વરસની ઉમર થઇ તોએ હું પુરૂષચરિત્ર જરાપણ સમજી નથી! હું ખુલ્લેખુલ્લું કહું છું, તમારે જોઇએ તો મને ઠપકો આપજો, હું નીચે સુધી ઘુમટો તાણીને ઉભી હતી. વાત લખતાં મને શરમ લાગે છે, પણ મારી જગાએ તમે હોત તો શું કરતે?

સૌથી પહેલાં રમણબાબુ ગયા; જાણે બધું બરાબર છે કે નહિ તેની ખબર રાખતા હોય તેમ ચોતરફ જોતા જોતા ગયા. તેની પાછળ રામરામબાબુ આમતેમ જોયા વગર નીચી મુડીએ ચાલ્યા ગયા. છેલ્લે

ગયા મારા સ્વામિરાજ, જાણે કોઇને શોધતા હોય તેમ તેની આંખો ચારે દિશામાં નજર કરી રહી હતી. તેમની મારી ઉપર નજર પડી, એટલે મેં જાણી જોઇને—શું કહું? કહેતાં મને શરમ લાગે છે—સાપનો ચક્રવિસ્તાર જેમ સ્વભાવ સિદ્ધ, અમારો કટાક્ષ પણ તેવોજ! જેને મેં મારા વર તરીકે ઓળખી કાઢયા તેની ઉપર જરા વધારે ઝેર કેમ નહિ નાંખું? ધારૂં છું કે પ્રાણનાથ ઘાયલ થઇને બહાર ગયા.

હવે મેં હારાણીની મદદ લેવાનું નક્કી કર્યું. એકાંતમાં બોલાવતાંજ તે આવી અને મોટેથી હસતી હસતી બોલી, "હેં બ્હેન, પીરસતી વખતે પેલી બામણીનો ફજેતો થયો તે ખબર કે?" જવાબની રાહ જોયા વગરજ તે પાછું ખડખડ હસવા લાગી.

મેં કહ્યું, "ખબર છે, પણ તને તે વાસ્તે બોલાવી નથી. મારૂં એક કામ કર, જીંદગીભર તારો પાડ માનીશ. આ બાબુ ક્યારે જવાના છે તેની મને ખબર લાવી દે."

હારાણીની હાસી એકદમ બંધ થઇ ગઇ! જાણે ધુમાડાથી અગ્નિ ઢંકાઇ ગયો. ગંભીર થઇને તેણી બોલી, "છીઃ, દિદિઠાકુરણ! તમનેયે એ રોગ છે એતો આજેજ જાણ્યું!"

મેં હસીને કહ્યું, "માણસના બધા દિવસ સરખા જાય નહિ. હમણાં તારી મહેતાગીરી રહેવા દે. કહે, મારૂં કામ તું કરશે કે નહિ?"

હારાણીએ જવાબ દીધો, "મરી જાઉં તોએ એ કામ નહિ કરૂં."

હું હારાણી પાસે ખાલી હાથે ગઇ નહોતી. પગારના રૂપીઆમાંથી પાંચ તેના હાથમાં મૂકી કહ્યું, "આ કામ તારે કરવુંજ પડશે; મારા સમ, નહિ કરેતો!"

હારાણી રૂપીઆ ફેંકી દેવા જતી હતી પણ તેમ નહિ કરતાં પાસેજ ચુલો લીપવાની માટી પડી હતી તેની ઉપર આસ્તેથી મૂકી દીધા. પછી ઘણુજ ગંભીર સ્વરે, બીલકુલ હસ્યા વગર, બોલી, "તમારા રૂપીઆ ફેંકી દીધા હોત, પણ અવાજ થતાં કંઇ જોવા જેવું થઇ જાય તેથી આસ્તે આસ્તે અહીં મૂક્યા છે. લઇ લ્યો. ફરીથી આવી વાત મારી પાસે કરતાં ના."

હું રડી પડી. આખા ઘરમાં હારાણી એક વિશ્વાસુ, બીજા કોઇનો ભરોસો નહિ. હવે કહું કોને? મારા રડવાનું ખરૂં કારણ તેને ખબર નહોતું, પણ તેને દયા આવી અને પૂછ્યું, "રડે છે શું કામ? એ કોઇ તમારા સગા થાય છે?"

મન થયું કે હારાણીને પેટ ખોલી વાત કરૂં. પણ તેના માનવામાં નહિ આવે અને વખતે ગોલમાલ કરી બેસે તો? ખૂબ વિચાર કરી જોતાં મને લાગ્યું કે સુભાષિણી સિવાય મારે બીજો કોઇ આશરો નહોતો; તેજ મારી બુદ્ધિ, તેજ મારી રક્ષાકારિણી. તેની પાસે જઇ બધી વાત કહું અને તેની સલાહ લઉં. હારાણીને કહ્યું, "સગા થાય છે, ઘણાજ અતલગના. બધી વાત તને કહું તો તું માનશે પણ નહિ. પણ એટલી ખાત્રી આપું છું કે એમાં કંઈ વાંધા જેવું નથી."

"કંઇ વાંધા જેવું નથી!" મારે પક્ષે તો કંઇજ વાંધા જેવું નહોતું, પણ હારાણીને પક્ષે વાંધાભર્યુંજ ગણાય. ત્યારે તેને શું કામ કાદવથી ખરડવી? આ વખતે પેલું "મજાવ્યા જાવ મલ" વાળું ગીત પાછું યાદ આવ્યું. કુતર્કે મન મનાવ્યું. જેની દુર્દશા થઈ હોય તેને પોતાના ઉદ્ધારને વાસ્તે કુતર્કનોએ આશરો લેવો પડે!

મેં હારાણીને ફરીથી કહ્યું, "કંઈ વાંધા જેવું નથી."

"તમારો તેની સાથે મેળાપ કરાવી આપવો પડશે?"

"હા."

"ક્યારે?"

"રાતે, બધાં સૂઇ જાય પછી."

"એકલા?"

"એકલા."

"મારા બાપથીએ ન બને."

"અગર વહુ–ઠાકુરાણી તને કહે તો?"

"તમારી તો અક્કલ જતી રહી છે. તે કુલની કુલવધુ, સતી લક્ષ્મી. તે શું આ વાતમાં હાથ ઘાલશે કે?"

"એ બધી પંચાત જવા દે. કહે કે તેની અનુમતિ મળે તો તું આ કામ કરશે કે નહિ?"

"કરીશ. પણ તમારા રૂપીઆ નથી જોઇતા. લઇ ઘ્યો ત્યાંથી."

"વારૂ. જરૂર પડે તને પાછી બોલાવીશ."

આંખો લૂછી હું સુભાષિણીની શોધમાં ગઇ. તે એકાંતમાંજ મળી ગઇ. મને જોને તેનું મોં સવારના કમળની માફક ખીલી ઉઠયું, પુષ્પથી ભરેલી લતા જેવું તેનું આખું શરીર ચંદ્રોદયે નદીનો રેલ જેમ ઝગઝગે તેમ આનંદથી ઉછળી રહ્યું. મને જોઇ હસતી હસતી મારી પાસે આવી અને ધીમેથી કાનમાં પૂછ્યું, "કેમ, ઓળખ્યા કે?"

હું તો જાણે આકાશમાંથી તૂટી પડી. શુધબુધ ઠેકાણે આવી એટલે પૂછ્યું, "તમે કેમ જાણ્યું?" મોં મલકાવી સુભાષિણીએ જવાબ દીધો, "લે, તે તું શું એમ સમજી કે તારો સોનાનો ચાંદ આપો-આપજ તારા હાથમાં આવીને પડયો? અરે અમે જઇને આકાશમાં જાળ પાથરી ત્યારે તો તારો સોનાનો ચાંદ પકડાયો!"

"અમે કોણ કોણ? તમે અને ર—બાબુ?"

"નહિ તો બીજા કોણ? તારા સ્વામિ અને સસરાનાં નામઠામ તને પૂછ્યાં હતાં તે યાદ છે? તે સાંભળતાંજ બાબુએ ઓળખી કાઢયાં. ઉ—બાબુનો એક મોટો કેસ 'એમના' હાથમાં છે, એટલે તેનું બ્હાનું કાઢી તારા ઉ—બાબુને અહીં કલકત્તે બોલાવ્યા. પછી દીધું જમવાનું નોતરૂં."

"પછી બુઢી પાસે હાથ ઉપર દાળ રેડાવી?"

"તેયે અમારૂંજ કારસ્થાન!"

"મારી ઓળખ 'તેમને' આપી છે કે?"

"સત્યનાશજ થાયને! ઓળખ તે કેમ અપાય? ધાડપાડુઓ તને ઉપાડી ગયા; પછી કયાં ગઇ, શું થયું તે કોને ખબર? એમ ભાળ મળે એટલેજ કંઇ થોડી તને ઘેર તેડાવી લે? અમે તો તારા વરને ગોતી આપ્યા. ર—બાબુ કહેછે કે હવે તું તારૂં ફોડી લે."

"એકવાર કપાળ ફૂટી જોઇશ, નહિતો પછી ઝૂરી મરીશ. પણ મારી સાથે મુલાકાત થાયતો હું કંઇ કરૂંને ?"

"ક્યારે મળવું છે ? ક્યાં મળશે ?"

"તમે આટલું બધું કર્યું તો એટલુંયે કરો. 'તેમને' મુકામે જઇને તો મળાય નહિ. કોણ લઇ જાય ને કોણ ઓળખાવે ? અહીંજ મળાય એવું કંઇ કરો."

"ક્યારે ?"

"રાતે, બધાં સૂઇ જાય ત્યારે."

"અભિસારિકા ?"[1]

"તે વગર કંઇ છૂટકો છે ? ખોટું પણ શું ? છેતો મારો વરજ કેની ?"

"ખોટું જરાએ નથી. પણ રાતે તેને અહીં રોકવા પડશે. કલકત્તામાંએ તેનું ઘર છે એટલે એ કેમ બને ? જોઉં, એકવાર બાબુ સાથે મસલત કરી જોઉં."

સુભાષિણીએ રમણબાબુને બોલાવ્યા. તેની સાથે જે વાતચીત થઇ તે આ પ્રમાણેઃ "રમણબાબુ કેસને લગતાં કાગળિયાં હમણાં હાથમાં નહિ લેતાં કંઇ બ્હાનુ કાઢી ઉંચા મૂકશે અને ઉ-બાબુને તે માટે સાંજે પાછા બોલાવશે. તે વખતે કાગળપત્રો જોતાં જોતાં રાત પાડી દેશે અને વાળુ માટે આગ્રહ કરશે. ત્યાર પછી તને જો કંઇ વિદ્યા આવડતી હોય તો તેની ઉપયોગ તું કરી લેજે. રાતે અહિં રહેવાને તો અમારાથી તેને કેમ કહેવાય ?"

મેં કહ્યું, "તે નોતરૂં હું દઇશ, તમારે દેવું નહિ પડે. મેં એવું જાદુ કરી રાખ્યું છે કે મારૂં નોતરૂં તે સ્વીકારશેજ. એક બે આંખ મારી છે અને 'તેમણે' પણ તેનો વળતો જવાબ દીધો છે ! માણસ કંઇ ઠીક નથી ! પણ મારૂં નોતરૂં તેને દઉં કેવી રીતે ? એક ચીઠી લખું, પણ તે પહોંચાડે કોણ ?"

"કોઇ ચાકર સાથે મોકલજે."

---

૧ જે સ્ત્રી પોતાના યારને મળવા જતી હોય તે 'અભિસારિકા' કહેવાય છે.

"જન્મોજન્મ સ્વામિ ન મળે તો ભલે, પણ કોઇ મરદ સાથે તો એ વાત ન કરૂં"

"ઠીક, તો કોઇ દાસીને કહે."

"દાસી વિશ્વાસુ કઇ છે? કંઇ ગરબડ થઇ ગઇ તો બાજી હાથથી જાયને?"

"હારાણી વિશ્વાસપાત્ર છે."

"હારાણીને વાત કીધી. વિશ્વાસપાત્ર એટલેજ નારાજ. કહે છે તમારી સૂચના વગર નહિ જાઉં. મારાથીએ તમને કેમ કહેવાય કે એને મોકલો? મરૂં તો હું એકલીજ મરૂં." મારી આંખમાં પાછાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં.

સુભાષિણીએ લાંબો વિચાર કરી કહ્યું, "સાંજે હારાણીને મારી પાસે મોકલજે."

---

## પ્રકરણ ૧૩ મું.

## મારે એકઝામિનેશન દેવી પડે છે.

સાંજે મારા વર કાગળિયાં લઇ રમણબાબુ પાસે નિયમિત વખતે આવ્યા. તે ખબર મળતાંજ હારાણી પાસે જઇ એકવાર ફરીથી હું તેને હાથેપગે પડી. તેતો બસ એકજ વાત પકડી બેઠી કે "વહુદિદિ કહે તોજ એ કામ કરૂં. ત્યારેજ જાણું કે દાળમાં કંઇ કાળું નથી!" મેં કહ્યું, "તારે જોઇએ તેમ કર—મને બહુજ દુઃખ થાય છે."

આ સૂચના મળતાંજ હારાણી હસતી હસતી સુભાષિણી પાસે દોડી. હું તેની રાહ જોતી બેઠી. થોડે વારે હાસીનો ફુવારો છોડતી, વિખરાયલા બાળ સમા કરતી, અને હાંફતી હાંફતી તે પાછી આવી. મેં પૂછ્યું, "કેમ, કંઇ ખૂબ હસે છે?"

તેણે કહ્યું, "બ્હેન, એવી જગાએઓ માણસને મોકલાય? આ મરી ચાલી, બીજું શું?"

"કેમ, શું થયું?"

"હું જાણું કે વહુદિદિના ઓરડામાં ઝાડુ નહિ હોય, માટે લાવ ઝાડુ લઇનેજ જાઉં ને સાફસુફ કરી આવું. ત્યાં જઇને જોયું તો વહુદિદિની પાસેજ કોઇ જઇને ઝાડુ મૂકી આવેલું. મેં જઇને પૂછ્યું કે 'જાઉં કે?' તેવાજ વહુદિદિ ઝાડુ લઇને મને મારવા આવ્યાં. નશીબજોગે નાસતાં આવડતું હતું એટલે ત્યાંથી ભાગી છૂટી! નહિતો ઝાડુ ખાતી ખાતી મરીજ જતે, બીજું શું? એક બે ફટકા વાંસામાં એવા પડ્યા છે—જુવો તો ખરાં, શોળ પડ્યાછે કે નહિ?"

હારાણીએ હસતાં હસતાં મને પીઠ દેખાડી. સાફ જૂઠી વાત—શોળ બોળ કંઇ નહોતા. પછી તે બોલી, "ચાલો બોલો, શું કામ છે? હું કરી આવીશ."

"ઝાડુ ખાધું તો પણ?"

"ઝાડુ માર્યું, કંઇ મનાઇતો નથી કીધી?"

"ઝાડુ તે મનાઇ નહિ?"

"જુવો, દિદિમણી, વહુદિદિ ઝાડુ મારતાં હતાં ત્યારે તેમના હોઠના ખૂણામાં એક જાતનું હાસ્ય હતું. બોલો હવે, કામ શું છે?"

મેં કાગળની એક કાપલી લઇ તે ઉપર લખ્યું:—

"મેં આપને મારો પ્રાણ સમર્પણ કર્યો છે. સ્વીકાર કરશો? જો કરો તો આજે રાતે અહીંજ સુજો. ઓરડાના બારણાં ખુલ્લાં રાખજો.—પેલી રસોઇયણ."

પત્ર લખતાં તો લખ્યો પણ શરમ એવી લાગી કે જાણે તળાવમાં પડીને ડૂબી મરૂં કે અંધારામાં સંતાઇ બેસું. વળી થયું કે એમ શું કામ કરવું? વિધાતાએ નશીબમાં આવુંજ લખ્યું હશે. પ્રભુ કોઇ કૂળવતીને આવું દુઃખ કોઇ દહાડો દેખાડે નહિ.

ચીઠી બીડી હારાણીના હાથમાં મૂકી કહ્યું, "જરા ઉભી રહે." સુભાષિણીને જઇને કહ્યું, "જરા દાદાબાબુને અહીં બોલાવી દ્યો. આવે એટલે કંઇ વાત કરી પાછા વિદાય કરજો." સુભાષિણીએ તેમ કર્યું. રમણબાબુ ઉઠીને આવ્યા એટલે મેં હારાણીને કહ્યું, "જા, જલ્દી જા." તેણી ગઇ. થોડોવાર રહીને ચીઠી પાછી લાવી. તેના એક ખૂણામાં લખ્યું

હતું, "ઠીક." મેં પછી હારાણીને કહ્યું, "આટલું કર્યું તો થોડું વધારે. બે પહોર રાત જાય એટલે આવીને તેમનો સુવાનો ઓરડો મને દેખાડી જજે."

"ઠીક, પણ કંઇ ઘોટાળો તો નથીને?"

"જરાએ નહિ. એ પેલા ભવે મારા સ્વામિ હતા."

"રામ જાણે પેલા ભવે કે આ ભવે, મારા ભેજાંમાં કંઇ બરાબર ઉતરતું નથી."

મેં હસતાં હસતાં કહ્યું, "ચૂપ."

હારાણી હસીને બોલી, "જો આ ભવના હશે તો પાંચસો રૂપીઆ ઇનામ લઇશ. ત્યાં વગર આ ઝાડુના શોળ રૂઝાવાના નથી!"

મેં જઇને સુભાષિણીને સઘળી વાત કહી. સુભાષિણી સાસુને કહી આવી કે "આજે કુમોના જીવને સારૂં નથી એટલે તેનાથી રાંધવાનું બનશે નહિ. સોનાની મા પાસેજ રંધાવજો."

સોનાની મા રાંધવા ગઇ. સુભાષિણી મને પોતાના રૂમમાં લઇ ગઇ અને અંદરથી બારણાં બંધ કર્યાં. મેં પૂછ્યું, "એ શું? મને કેદ કેમ કીધી?" સુભાષિણીએ જવાબ દીધો, "તને શણગારવા." એમ કહી મારૂં મોં ધોઇને લૂછી કાઢ્યું. માથામાં સુગંધી તેલ ઘાલી ચોટલો હોળ્યો અને ફક્કડ અંબોડો બાંધ્યો. પછી કહ્યું, "આ ઝુલફાંની કીમત એક હજાર રૂપીઆ! વખત આવે એ હજાર રૂપીઆ મોકલી દેજે!" ત્યારબાદ પોતાનું એક સ્વચ્છ, રમણીમનોહર વસ્ત્ર મેં ના કહેવા છતાં જોર કરી પહેરાવવા મંડી. તે એવી ખેંચતાણ કરવા લાગી કે રખેને હું દિગંબર થઇ જાઉં, એ ભયે મારે તેની મરજીને તાબે થવું પડયું. પછી પોતાનાં ઘરેણાં મને પહેરાવવા લઇ આવી. મેં કહ્યું, "હું એમાંનું કંઇજ પહેરીશ નહિ."

એ માટે જબરી ખેંચતાણ થઇ. આખરે મને મક્કમ જોઇ તેણીએ કહ્યું, "ત્યારે એક બીજો સુટ લાવી રાખ્યો છે તે પહેર." એમ કહી ફુલની એક છાબડી લઇ આવી. તેમાંથી મલ્લિકાફુલની કળીના કંકણ કાઢી મારે હાથે બાંધ્યાં. તેનીજ તાવીજ અને તેનાજ બાજુબંધ પહેરાવ્યાં.

ગળામાં તેનીજ એક મોહનમાળા ઘાલી. ઉપરથી એક જોડ નવાં એરિંગ બહાર કાઢી બોલી, "મારા ગાંઠના પૈસા ખરચી બાબુજી મારફતે એ ખાસ તને ભેટ આપવા માટે મંગાવ્યાં છે. જ્યાં હોય ત્યાં એ પહેરી તું મને યાદ કરજે. કોણ જાણે, બ્હેન, આજ પછી આપણે પાછાં મળીએ કે નહિ—ભગવાન કરે ને મળીએ—માટેજ આજે તને આ એરિંગ પહેરાવું છું. તું ના કહેશે તે ચાલશે નહિ." બોલતાં બોલતાં સુભાષિણીની આંખમાં આંસુ આવ્યાં. મારી આંખ પણ ભરાઇ આવી. હું ના કહી શકી નહિ. સુભાષિણીએ બહુ હોંસથી એરિંગ મને પહેરાવ્યાં.

શણગાર ખલાસ થયો એટલે એક દાસી આવી સુભાષિણીના છોકરાને ત્યાં મૂકી ગઇ. તેને ખોળામાં બેસાડી મેં એક વાર્તા કહેવા માંડી, તે સાંભળતો સાંભળતો તે ઉંઘી ગયો. દરમ્યાન મને એક દુઃખની વાત સાંભરી આવી જે સુભાષિણીને કહ્યા વગર રહેવાયું નહિ. મેં કહ્યું, "પતિદેવ મળ્યા એટલે હું તો જાણે રાજી, પણ મારા મનમાં તેમને વિષે સારો અભિપ્રાય બેસતો નથી. હું તો જાણું છું કે એ મારા વર છે એટલે જે કંઇ કરવા ધાર્યું છે તેમાં કંઇ ખોટું જોતી નથી. પણ સ્વામિજીએ મને ઓળખી હોય એમ લાગતું નથી. મેં તો તેમને પુખ્ત ઉમરે જોયલા એટલે તરત ઓળખી કાઢ્યા. પણ તેમણે મને જોઇ ત્યારે હું તો માત્ર અગીઆર વરસની છોકરી હતી, એટલે આજે મને ઓળખી શકે એ સંભવિત નથી. માટેજ મને પરસ્ત્રી જાણવા છતાં તે મારી ઉપર લોભાઇ ગયા એ જાણી તેમની ચાલચલગત વિષે મને હલકો અભિપ્રાય બાંધવો પડે છે. પણ તે ધણી, હું ધણિયાણી—તેમને વિષે હલકો વિચાર લાવવો એ મારી ફરજ નથી એમ સમજી એ વાત હાલ તો પડતી મૂકું છું, પણ મેં નક્કી કર્યું છે કે પ્રસંગ મળતાંજ તેમની એ કુટેવ છોડાવીશ."

મારી વાત સાંભળી સુભાષિણીએ કહ્યું, "તારા જેવી વાંદરી ઝાડ પર નહિ હોય! જોતી નથી એની બૈરી નથી તે?"

"અને મારેયે ધણી નથી તેનું કેમ?"

"તારૂં નખોદ જાય, મરદ અને ઓરત બેઉ સરખાં? જા, તું જઇને

કમીસરિયેટનાં કંટ્રાકટ લઇ પૈસા કમાઇ આવ, જોઉં ?"

"ભલે. એ ઘેર બેસી પેટે બાળક ધરી સુવાવડ ભોગવે તો હું કમીસરિયેટમાં કમાવા જાઉં ! બ્હેન, જેનાં કામ તે તેજ કરે. મરદ જેવા મરદ થઇને બસ આટલોજ સંયમ ?"

"બેસ, હવે ડાહ્યલી ના થા. પહેલાં ઘેરતો જા, પછી જોઇએ તો ઘરને આગ લગાડી બાળી મૂકજે. એ વાત પડતી મૂક. સ્વામિનું દિલ કેવી રીતે જીતી લેશે તેની એકઝામિનેશન આપ, જોઉં ? એ વગર તારી ગતિ નથી."

થોડો વાર વિચાર કરી મેં કહ્યું, "એ વિદ્યાતો કદી શીખી નથી."

"ત્યારે મારી પાસેથી શીખ. ખબર છે કે હું એ શાસ્ત્રમાં પંડિત છું ?"

"તેતો માલમ પડે છે."

"લે, ત્યારે શીખ. તું જાણે મરદ. હું તને કેવી રીતે ફોસલાવું છું તે જો !"

એમ કહી કાળમુખીએ લાંબો ઘુમટો તાણ્યો. પોતાને હાથે તૈયાર કરેલું પાન કાળજીથી લાવી મારી આગળ ધર્યું. રમણબાબુને વાસ્તે ખાસ તયાર કરેલું એ પાન, બીજા કોઇને તેણી આપતી નહોતી એટલુંજ નહિ પણ પોતેએ લેતી નહિ. રમણબાબુનો હૂકો ત્યાં પડ્યો હતો તે તૈયાર કરી મારી પાસે લાવી મૂકયો. પછી ફુલ સજેલો એક પંખો લઇ મને પવન નાંખવા બેઠી. આ હીલચાલથી તેના હાથની બંગડીઓમાંથી મધુર સંગીત છુટયું.

મેં કહ્યું, "બ્હેન, એતો દાસીપણું—દાસીપણાની વિદ્યામાં હું કેવી કુશળ છું તે દેખાડવાને માટેજ મેં એમને આજે ધર્યા છે કે ?"

સુભાષિણીએ જવાબ દીધો, "આપણે દાસી નહિ તો કોણ ?"

મેં કહ્યું, "જ્યારે વ્હાલ ઉભરી આવશે ત્યારે ખુશીથી દાસીપણું કરીશ. ત્યારે પંખો નાંખીશ, પગ ચાંપીશ, પાનબીડી બનાવી દઇશ, અને હૂકોએ ભરી આપીશ. આજે તો એ બધી વાત જવા દો."

સુભાષિણી હવે મારી પાસે આવીને બેઠી. મારા હાથમાં હાથ મેળવી મીઠીમીઠી ગુફ્તેગુ કરવા લાગી. શરૂઆતમાં તો હસતી હસતી, પાન ચાવતી ચાવતી, કાનનાં કુંડળ દોળાવતી દોળાવતી, અમારા મીયાંબીબીનાં નાટકને છાજતી વાત તેણે કીધી. પણ થોડાવારમાંજ તે એ સોંગ ભૂલી ગઇ અને સખીભાવથી બોલવા લાગી. મારી સાથે થનાર વિયોગની વાત સાંભળી તેની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તેને રાજી કરવા મેં વાત ફેરવીને પૂછ્યું, "તમે શીખવ્યું એતો સ્ત્રીલોકનું અસ્ત્ર.[1] પણ હવે ઉ–બાબુ ઉપર મારે કયું હથિઆર છોડવું ?"

સુભાષિણીએ હસતાં હસતાં જવાબ દીધો, "લે ત્યારે, મારૂ બ્રહ્માસ્ત્ર પણ શીખી લે."

એમ કહી લુચ્ચીએ પોતાના બેઉ હાથ મારા ગળામાં નાંખ્યા અને મારૂં મોં પોતાના તરફ ખેંચી ખુબ જોરથી મુખચુંબન કર્યું. તેની આંખમાંનું એક અશ્રુબિંદુ આ વખતે મારા ગાલ ઉપર પડયું. તેનાથી છૂટા થઇ, ગાલ લૂછતાં લૂછતાં મેં કહ્યું. "બ્હેન, તમે તો સંકલ્પ[2] થયા પહેલાંજ દખણા આપવાનું શીખવે છો !"

સુભાષિણીએ કહ્યું, "તે વગર તને વિદ્યા નહિ આવડે. ચાલ વારૂ, શું શીખી ? પરીક્ષા આપ, જોઉં ? એમ સમજ કે હું જાણે તારા ઉ–બાબુ !" એમ કહી જઇને સોફા ઉપર લેટી ગઇ. હસવું રોકવા લૂગડાથી મોં ઢાંકયું. તે બંધ થયું એટલે મારા તરફ આંખ મારી પાછી સોફા ઉપર ઢળી જઇને હસવા લાગી. થોડે વારે બોલી, "ઉભી છે કેમ ! ચાલ, એકઝામિનેશન દે !" ત્યારે જે વિદ્યાનો પરિચય પાઠકને હવે પછી મળશે તેનો સુભાષિણીને પરિચય કરાવ્યો. મને ધક્કો મારી હડસેલી મૂકતી સુભાષિણી બોલી, "નીકળ અહિંથી, પાપીણ્ટા, કયાંથી આવી તું ?"

મેં પૂછ્યું, "કેમ, બ્હેન !"

સુભાષિણી બોલી, "આ હાવભાવ આગળ મરદનું શું ગજું ? મરીને ભૂતજ થાયને !"

"ત્યારે એકઝામિનેશન પાસ ?"

---

૧ હથિયાર. ૨. ધારેલી મુરાદ બર આવવી તે.

"પહેલે નંબરે ! કમીસરિયેટના એક તો શું પણ એકસોને અગણોતેર મરદ પણ તારા હાવભાવ આગળ ટકવા મુશ્કેલ. તારા મરદનું માથું ફરી જાય. તો જરા બદામનું તેલ ઘસજે, હં કે !"

"બહુ સારૂં. પગલાંના અવાજ ઉપરથી જણાયછે કે બાનુઓ વાળુ કરી રહ્યા છે. રમણબાનુને અહીં આવવાની વેળા થઇ છે એટલે હું હવે વિદાય લઇશ. તમારો એક પાઠ મને બહુ ગમ્યો છે–પેલું મુખચુંબન. આવો, એક વાર ફરીથી શીખું."

અમે એક બીજાના ગળામાં હાથ નાંખ્યા અને ગાઢ આલિંગનપૂર્વક મુખચુંબન કર્યું. આવીજ સ્થિતિમાં ઉભાં રહી બેઉ જણ સારી પેઠે રોયાં. આવી દિલ્લગી કંઇ રોજરોજ થાય ? અને તેયે સુભાષિણી જેવી આ વિદ્યાની એક્સ્પર્ટ સાથે ? મરીશ તોએ સુભાષિણીને ભૂલીશ નહિ.

---

## પ્રકરણ ૧૪ મું.

## મારી પ્રાણત્યાગની પ્રતિજ્ઞા.

હારાણીને ચેતવણી આપી હું મારા શયનગૃહમાં ગઇ. બાણુઓ વાળુ કરી પરવારી ગયા હતા. એવે સમયે મોટી ગડબડ થઇ રહી. કોઇ કહે પંખો લાવો, કોઇ કહે પાણી લાવો, કોઇ કહે દવા લાવો, કોઇ કહે દાકતરને બોલાવો—આમ બધાજ ધમાલ કરતા હતા. હારાણી હસતી હસતી આવી. તેને મેં પૂછ્યું, "એ શું તોફાન છે?"

"પેલા બાબુ બેભાન થઇ ગયા છે."

"પછી?"

"હવે શુદ્ધિમાં આવ્યા છે."

"પછી?"

"નબળાઇ ઘણી છે. ઘેર જઇ શકે તેમ નથી એટલે અહીંજ બેઠકખાનાની પાસેના ઓરડામાં સુવડાવ્યા છે."

હું એમની ચાલાકી સમજી ગઇ. હારાણીને કહ્યું, "બત્તિઓ બધી બુઝાય, બધા ઉંઘી જાય, ત્યારે આવજે."

"અસુખ થાય છે કે?"

"અસુખ નહિ તો તારૂં કપાળ? જા અહીંથી!"

હારાણી હસતી હસતી જતી રહી. મોડેથી બત્તિઓ બધી હોળવાઇ ગઇ, બધા સુઇ ગયા, એટલે પાછી આવી મને તેડી ગઇ અને ઓરડો દેખાડી ચાલી ગઇ. હું ઓરડામાં દાખલ થઇ. મેં જોયું તો તે એકલા સુતેલા હતા. નહોતી બેચેની કે નહોતી નબળાઇ. ઓરડામાં બે મોટા મોટા દીવા બળતા હતા, પણ તેની પોતાની રૂપરાશિથીજ આખા ઓરડામાં અજવાળું થઇ રહ્યું હતું. મનેયે બાણ વાગ્યાં; આનંદથી શરીર ઉછળી રહ્યું.

જોબનપ્રાપ્તિ પછી સ્વામિ સાથે વાતચીતનો મારે આ પહેલોજ પ્રસંગ હતો. તેયે કેવું સુખ, તેનું વર્ણન હું કરી શકું એમ નથી. હું બહુ વાચાળ હતી, પણ જ્યારે તેમની સાથે પહેલવહેલી વાત કરવા ગઇ ત્યારેજ મોઢામાંથી શબ્દ સરખોયે નીકળ્યો નહિ, મારૂં મોં શીવાઇ

ગયું, આખું શરીર ધ્રુજવા લાગ્યું. હૃદય ધપ્ ધપ્ ધડકવા લાગ્યું, ગળું સુકાઇ ગયું. બોલાયું નહિ એટલે રડી પડી.

એ અશ્રુજળનો ભેદ તે સમજી શકયા નહિ. તેમણે પૂછ્યું, "રડે છે કેમ? મેં તો કંઇ તને બોલાવી નથી; તુંજ ચાલી ચલાવીને મારી પાસે આવી છે, પછી રડે છે શું કામ?"

આ કઠોર વાક્યથી મને મોટી મર્મપીડા થઇ. તેણે પોતાના મનમાં મને કૂલટા ધારી તે જાણી આંખનો પ્રવાહ ઓર વધ્યો. મન થયું કે હમણાંજ ઓળખાણ આપું—આ દુઃખ હવે ખમાતું નથી. પણ તરતજ વિચાર આવ્યો કે ઓળખાણ આપ્યા પછી જો તે મારી વાત નહિ માને, જો તેના મનમાં એમ આવે કે આનું ઘર કાળાદીઘી, જરૂર મારી સ્ત્રીના હરણની વાત એણે સાંભળી હશે એટલે આજે ઐશ્વર્યલોભથી 'તમારી બૈરી છું' એમ જૂઠું અડાવે છે, તો પછી શી રીતે એમની ખાત્રી કરી આપીશ? આ કારણથી ઓળખાણ નહિ આપી. ઉંડો નિશ્વાસ નાંખી, આંખનું પાણી લૂછી, તેમની સાથે વાતચીત કરવા તૈયાર થઇ. બીજી ત્રીજી વાતો કર્યા પછી તેમણે કહ્યું, "કાળાદીઘીમાંયે આવી સુંદરી જન્મી છે એમ સ્વપ્નામાં પણ હું જાણતો નહોતો."

મારૂં ધ્યાન તેની આંખ તરફ હતું. તે બહુજ વિસ્મયથી મને જોઇ રહ્યા હતા.

તેની વાતના જવાબમાં નેકીનો ડોળ ઘાલી મેં કહ્યું, "હું સુંદરી કે વાંદરી? આપણા મૂલકમાં તો આપની સ્ત્રીના સૌંદર્યનુંજ ગૌરવ મનાય છે." એ બ્હાને તેમની સ્ત્રીની વાત કાઢી મેં પૂછ્યું, "તેનો કંઇ પત્તો મળ્યો કે નહિ?"

"ના. તને દેશમાંથી આવ્યાને કેટલા દિવસ થયા?"

"એ બધો બનાવ બન્યા પછી તરતજ હું દેશથી આવી છું. હું ધારૂં છું કે આપ ફરીથી પરણ્યા હશો."

"ના."

મોટી મોટી વાત, ઉત્તર દેવાની તેમને ફુરસદ હોય એમ જણાયું નહિ. હું ઉપયાચિકા,[1] અભિસારિકા થઇને આવી હતી એટલે મારો આદર કરવાનીએ તેમને ફુરસદ નહોતી. તે અજાયબીથી મારા

1. ભીખારણ.

તરફ જોઇ રહ્યા. એકવાર માત્ર બોલ્યા, "આવું રૂપ માણસમાં તો જોયું નથી."

શોક નહોતી તે જાણી મને બહુ આનંદ થયો. મેં કહ્યું, "આપ જેવા મોટા લોક, તેને છાજતીજ આ વાત છે. નહિ તો હવે પછી કદાચ આપની સ્ત્રીની ભાળ મળે તો બેઉ શોક વચ્ચે જબરો ઝગડો જાગે!"

ધીમેથી હસીને તેમણે કહ્યું, "તે ફીકર નથી. મારી સ્ત્રીની ભાળ મળે તોએ હું તેને રાખું એવો વિચાર નથી. એ પણ ધ્યાનમાં લેવું જોઇએ કે તે હવે જાતિભ્રષ્ટ થઇ છે."

મારા ઉપર વજ્રઘાત થયો. જે આશા ઉમેદ હતી તે જતી રહી. હવે મારી ઓળખાણ આપું અને એ મને પોતાની બૈરી તરીકે ઓળખે તોએ મને ઘરમાં રાખે નહિ. અત્યારે તો મારો નારિજન્મ એળે ગયો.

સાહસ કરી પૂછ્યું, "જો તે હમણાં નજરે પડે તો શું કરો?"

કોઇ પણ જાતના દુઃખ વગર તેણે જવાબ દીધો, "તેને કાઢી મૂકું!"

કેવા નિર્દય! હું તો થંભ થઇ ઉભી રહી. પૃથ્વિ મારી આંખ આગળ ફરવા લાગી. તે રાતે સ્વામિની પથારીમાં બેઠાં બેઠાં તેમની સ્વચ્છ મોહનમૂર્તિ જોતાં જોતાં મેં પ્રતિજ્ઞા લીધી, "કાંતો મને પોતાની સ્ત્રી તરીકે ઓળખી એ મારો સ્વીકાર કરશે કે કાંતો હું પ્રાણત્યાગ કરીશ."

---

## પ્રકરણ ૧૫ મું.

### ધણી સાથેજ નાશી ગઇ!

હાલ તરતતો એ વિચાર દૂર કર્યો. અત્યાર પહેલાંજ મેં જોઇ લીધું હતું કે તે મારી ઉપર મોહી પડ્યા હતા. મેં વિચાર કર્યો કે જો ખડગ-[૧]પ્રયોગ કરતાં ગેંડાને પાપ નહિ લાગે, જો દાંત મારવાથી હાથીને પાપ નહિ લાગે, જો નખનો ઉપયોગ કરવાથી વાઘને પાપ નહિ લાગે, જો શિંગડાં મારવાથી ભેંસને પાપ નહિ લાગે, તો મનેએ પાપ

૧. ગેંડાને નાક ઉપર એકજ અણિયાળું શિંગડું હોય છે તે.

નહિ લાગે. જગદીશ્વરે મને જે સઘળાં હથિઆર આપ્યાં છે તેનો એઉના મંગળાર્થે ઉપયોગ કરીશ. જો કદીપણુ 'મલ વગાડયે' જવાનું થાય તો તે આજે. તેની પાસેથી હું દૂર જઇને બેઠી. તેની સાથે આનંદથી વાત કરવા લાગી. તે નજીક આવ્યા, મેં તેમને કહ્યું, "મારી પાસે આવશો નહિ, આપને કંઇ ભ્રમ થયો જણાય છે!" હસતાં હસતાં મેં આ બોલ કહ્યા અને બોલતાં બોલતાં અંબોડો છોડી (ખરી વાત કહીએ તો આ ઇતિહાસ કોણ સમજી શકે?) ફરી બાંધવાની ચેષ્ટા કરવા લાગી. "આપને કંઇ ભ્રમ થયો છે. હું કૂલટા નથી. આપની પાસેથી દેશના સમાચાર સાંભળવાની ઇચ્છાથી આવી છું. ખરાબ વિચાર જરાએ નથી!"

હું ધારૂંછું કે તેમણે આ વાત માની. આગળ આવી બેઠા. મેં ત્યારે હસતાં હસતાં કહ્યું, "તમે મારી વાત સાંભળતા નથી તો હું આ ચાલી. તમારી સાથેની મુલાકાત આટલેથીજ ખલાસ!" એમ કહી તેના તરફ જેવી રીતે જોવું ઘટે તેવી રીતે જોતી જોતી, જાણે કંઇ જાણુતી ન હોઉં તેમ મારા સુગંધી, સુંવાળા ઝુલફાંની એક લટ તેના ગાલને લગાડતી, વસંતઋતુમાં સાંજના પવનમાં પુષ્પલતા જેમ ડોળે તેમ ડોળતી, હું ઉભી થઇ.

હું ખરેખરજ ઉઠી તે જોઇ તે દિલગીર થયા અને આવીને મારો હાથ ધર્યો. હાથ ધરી રાખી જાણે અજબ થયા હોય તેમ તેના તરફ જોઇ રહ્યા. મેં પૂછ્યું, "શું જુવોછો?" તેણે જવાબ દીધો, "આ કયું ફુલ? એ ફુલની પણ શું જરૂર? ફુલ કરતાં તો માણુસ સુંદર! મલ્લિકાફુલ કરતાં પણ માણુસ વધારે સુંદર હોય એતો આજેજ જોયું." મેં ગુસ્સાનો ડોળ કરી હાથ ખેંચી લીધો પણ હસીને કહ્યું, "તમે કોઇ સારા માણુસ લાગતા નથી. મને સતાવો ના. ખબરદાર, જો મને દુશ્ચરિત્રા સમજ્યા તો!"

આમ કહી મેં બારણાં તરફ ચાલવા માંડ્યું. સ્વામિ—હજીએ આ વાત યાદ આવતાં મારા મનમાં દુઃખ થાય છે—હાથ જોડી બોલ્યા, "મારો બોલ રાખ, ના જા. તારૂં રૂપ જોઇ હું ગાંડો બન્યો છું. આવું રૂપ મેં કદી જોયું નથી, હજુએ જોવા દે. એવું રૂપ ફરી કોઇ દિવસ જોવા પામીશ નહિ." હું પાછી ફરી—પણ બેઠી નહિ—બોલી, "પ્રાણાધિક, આપના જેવું રત્ન છોડીને હું જાઉંછું તે ઉપરથીજ

મારા મનમાં કેટલું દુઃખ થતું હશે તે સમજી લ્યો. પણ શું કરું ? ધર્મ એજ મારૂં એક માત્ર પ્રધાન ધન, એક દિવસના સુખને વાસ્તે હું ધર્મત્યાગ કરીશ નહિ. વગર સમજે, વગર વિચારે હું આપની પાસે આવી છું; વગર સમજે, વગર વિચારે મેં આપને પત્ર લખ્યો હતો. પણ હું એકીવારે અધઃપતનને રસ્તે જઈશ નહિ. હજીએ મારો બચવાનો રસ્તો ખુલ્લો છે; મારૂં ભાગ્ય કે એ વાત હું વખતસર સમજી. હું જાઉં છું."

તેણે કહ્યું, "તારો ધર્મ તું જાણે. તેં મારી એવી દશા કરી નાંખી છે કે ધર્માધર્મજ્ઞાન હવે મને નથી. હું સોગંદપૂર્વક કહું છું કે તને કાયમ મારી હૃદયેશ્વરી કરી રાખીશ. એક દિવસને વાસ્તેજ છે એમ સમજીશ નહિ."

મેં હસીને કહ્યું, "પુરૂષોના સોગંદનો શું ભરોસો? એક ઘડીના મેળાપમાં તે આટલું બધું હોય?" એમ કહી પાછી વળી--બારણાં સૂધી ગઈ ત્યાંતો ધીરજ છોડી દઈ પોતાના બેઉ હાથે મારા બેઉ પગ ધરી તેમણે મારો રસ્તો રોકી દીધો. તેમણે કહ્યું, "તારા જેવી તો મેં કોઈ કદી દીઠી નથી." તેણે મર્મભેદી, લાંબો નિશ્વાસ નાંખ્યો. તેની એ દશા જોઈ મને દુઃખ થયું. મેં કહ્યું, "ત્યારે તમારે મુકામે ચાલો—અહિં રહીએ તો તમે મને છોડીને ચાલ્યા જશો."

તે તરતજ કબૂલ થયા. તેનો મુકામ સિમલામાં, થોડેજ દૂર. તેની ગાડી પણ તૈયાર હતી અને ચોકીદારો ઉંઘતા હતા. ચુપચુપ બારણાં ખોલી બહાર જઈને અમે ગાડીમાં બેશી ગયા. તેને મુકામે પહોંચતાં મેં જોયું કે તેનું મકાન બે ખંડનું હતું. હું ઘરમાં પહેલી દાખલ થઈ અને અંદરના ખંડમાં જઈને તરતજ બારણું બંધ કરી આગળો દઈ દીધો. સ્વામિ બહારના ખંડમાં રહ્યા.

બહારથી તેમણે કાલાવાલા કરવા માંડયા. મેં હસતાં હસતાં કહ્યું, "હું હવે તમારીજ દાસી થઈ છું. પણ જોવા માગું છું કે તમારા પ્રેમનો વેગ કાલે સવાર સૂધી ટકે છે કે કેમ? જો કાલે પણ આવોજ પ્રેમ જોઈશ તો તમારી સાથે ફરીથી વાત કરીશ. આજેતો હવે સાહેબજી!"

મેં બારણાં ઉઘાડયાં નહિ એટલે જરૂર તે બીજી જગાએ સૂતા હશે. જેઠ માસના અસહ્ય તાપમાં, અત્યંત તરસથી પીડાતા રોગીને

સ્વચ્છ, શીતળ, જળાશયને કાંઠે બેસાડી તેનું મોં બાંધી રાખો કે જેથી તે પાણી પી શકે નહિ—બોલો, જોઉં, પાણી ઉપર તેનો પ્રેમ વધે કે નહિ? •

સવારે મેં બારણાં ઉઘાડી જોયું તો સ્વામિ ત્યાં આવી ઉભા હતા. મારા હાથમાં તેમનો હાથ લઇ મેં કહ્યું, "પ્રાણનાથ, કાંતો મને રામરામદત્તને ઘેર મોકલી દ્યો કે કાંતો એક અઠવાડિયું મારી સાથે વાત ના કરો. એ એક અઠવાડિયું તમારી પરીક્ષા." તેમણે અઠવાડિયાની પરીક્ષાનો સ્વીકાર કર્યો.

---

## પ્રકરણ ૧૬ મું.

## ખૂન કરી ફાંસીએ ચાલી.

વિધાતાએ સ્ત્રીલોકને પુરૂષને બાળવાના જે કોઇ સાધનો આપ્યાં છે તે સઘળાંનો ઉપયોગ કરી મેં આઠ દિવસ સુધી સ્વામિને બાળ્યા. હું સ્ત્રીગનત—કેમ કરી મોં ખોલી એ બધી વાત તમને કહું? મને જો આગ લગાડતાં આવડતું ન હોત તો કાલે રાતે સળગાવી એટલી આગ સળગતે નહિ. પણ કેવી રીતે આગ સળગાવી, કેવી રીતે તેને ફુંક મારી વધારી, કેવી રીતે સ્વામિના હૃદયને બાળી નાંખ્યું—શરમથી એ બધું કંઇજ કહી શકતી નથી. જો મારી કોઇ પાઠિકા[1] નરહત્યાનું વ્રત લઇ શકે અને તેમાં ફત્તેહમંદ થઇ શકે તો તે આ વાત સમજી શકશે. જો કોઇ પાઠક કદી આવી નરઘાતિનીના હાથમાં પડયો હશે તો તે પણ સમજી શકશે. કહે છે કે સ્ત્રીલોકજ આ પૃથ્વિનું કંટક છે.[2] અમારી જાત તરફથી પૃથ્વિમાં જેટલું અનિષ્ટ થાય, તેટલું પુરૂષ તરફથી થતું નથી. સારે નશીબે આ નરઘાતિની વિદ્યા બધી સ્ત્રીઓને આવડતી નથી. તેમ હોત તો અત્યારે પૃથ્વિ નિર્મનુષ્ય[3] થઇ ગઇ હોત!

એ આઠ દિવસ હું રોજ સ્વામિની પાસે ને પાસે રહેતી—આદરથી વાતો કરતી, નીરસ વાત એક પણ કહેતી નહિ. હાસ્ય, કટાક્ષ, હાવભાવ—એતો બધાં બીજી સ્ત્રીઓનાં હથિઆર. મેં પહેલે દિને આદરસહિત વાતો કીધી, બીજે દિને પ્રેમ-લક્ષણ દેખાડયું અને ત્રીજે દિને તેના

---

૧. સ્ત્રી વાંચક. ૨. કાંટો. ૩. માણસ વગરની.

ઘરનું કામકાજ કરવાનું શરૂ કરી દીધું. જેથી તેના ખાવાપીવાનો, શયનનો, સ્નાનનો બંદોબસ્ત રહે, એકંદરે જેથી તેનું ભલું થાય, તેજ કરવાનું મેં શરૂ કીધું—મારે હાથે રસોઇ કરતી, ખડકી વગેરે જાતેજ સાફસુફ રાખતી. તેને જરાએ અસુખ જણાય તો આખી રાત જાગી તેની ચાકરી કરતી.

અહીં હાથ જોડી આપને અરજ કરૂં છું કે આપ એમ ના સમજતા કે આ બધું કૃત્રિમ[1] હતું. ઇંદિરાના મનમાં એટલો તો ગર્વ છે કે કેવળ ભરણપોષણની લાલચે અથવા સ્વામિને ધને ધનેશ્વરી થઇશ એ લાલચે તેણી આ બધું કરતી નહોતી. સ્વામિને મેળવવાના લોભથીજ ખાલી પ્રેમનો દેખાવ કરતી નહોતી. ઇંદ્રની ઇંદ્રાણી બનવાની લાલચે પણ હું ઢોંગ કરૂં નહિ. સ્વામિને મોહિત કરવા હાસ્ય, કટાક્ષ ઇત્યાદિનો ઉપયોગ કરતી, પણ સ્વામિને મોહિત કરવા ખાતર બનાવટી પ્રેમતો નજ દેખાડું. ભગવાને ઇંદિરાને એ માટીથી ઘડી નથી. જે અભાગણી આ વાત ન સમજે, જે નારકિની[2] મને કહે કે "હાસ્ય-કટાક્ષની જાળ પાથરી જાણે, અંબોડા છોડી પાછો બાંધી જાણે, વાતને બ્હાને સુગંધી ઝુલફાંની લટ હતભાગ્ય માણસને ગાલે લગાડી તેને રોમાંચિત કરી જાણે—અને પગ ચાંપે નહિ અથવા હુકાની ચલમમાં ફુંક મારે નહિ—જે હતભાગી મને એવી વાત કહે તે દાધારંગીએ મારી આ જીવનકથા વાંચવીજ નહિ.

સમજો કે તમે પાંચ પ્રકૃતિની પાંચ છોકરીઓ છો. પુરૂષ વાંચકોની વાત હું પડતી મુકું છું—તેઓ આ શાસ્ત્રમાં શું સમજે?—તમને અસલ વાત સમજાવીને કહું. એ મારા સ્વામિ—પતિસેવામાંજ મારો આનંદ—તે પણ કૃત્રિમ નહિ, પૂરા અંતઃકરણથી હું તે કરતી હતી. ધારો કે એ મને રાખે નહિ. તો મારે માટે તો પૃથ્વિનાં સારાં સુખ સદાને માટે બંધ થાય. ત્યારે શા માટે આ થોડા દિવસ જે સુખ મળે તે પેટભરીને ભોગવી ન લઉં? માટેજ પ્રાણ ભરી પતિસેવા કરતી હતી. તે તમારામાંથી કોઇ સમજશે, કોઇ નહિ પણ સમજે.

પુરૂષપાઠકને દયા કરી કેવળ હાસ્ય-કટાક્ષનું તત્વજ સમજાવીશ. માત્ર

---

૧. ઉપરટપકેનું ૨. નરકની સ્ત્રી.

કૉલેજની પરીક્ષા આપવામાંજ જે બુદ્ધિ પરિસિમાએ પહોંચે, વકીલાત કરી દશ રૂપીઆ કમાયા એટલે જગત જીત્યા એવું જે સમજે, અને રાજદરબારે જેની ગેરહાજરીનુંજ માન ગણાય, એ બુદ્ધિમાં પતિભક્તિતત્વ ઉતારવું અશકય છે.. જેઓ કહે છે કે વિધવાનો વિવાહ કરો, છોકરીઓને પણ છોકરાઓની માફક જુદાં જુદાં શાસ્ત્રમાં પંડિત બનાવો, તેઓ પતિભક્તિતત્વ શું સમજશે? આગળ મેં કહ્યું કે હાસ્ય-કટાક્ષનું તત્વ દયા કરી સમજાવીશ તેનું કારણ એજ કે એ પણ એક મોટું શાસ્ત્ર છે! જેમ મહાવત અંકુશવડે હાથીને વશ કરે, કોચમેન ચાબૂકથી ઘોડાને વશ કરે, રખેવાળ ઢોરને પરાણીથી વશ કરે અને બાબુઓના ટોળાને અંગ્રેજ જેમ મોટા ડોળાથી વશ કરે, તેજ પ્રમાણે અમેયે હાસ્ય-કટાક્ષથી તમને વશ કરીએ. અમારી પતિભક્તિ અમારો ગુણ, અમારા હાસ્ય-કટાક્ષના કઠોર કશ કે તમે કલંકિત થાઓ એ તમારો દોષ!

તમે કહેશો કે આ તો ભારી અહંકારની વાત. તેમ તો તેમ. અમેયે માટીના ઘડા, ફૂલના ઢગલામાં પડીએ તોએ ભાંગી જઇએ. મારા એ અહંકારનું ફળ પણ પગલે પગલે મેળવતી ગઇ. જે ઠાકોરજીને અંગ નથી અને ધનુર્બાણ છે—ફૂલનું બાણ તે પણ એવું જોરાવર કે પર્વત ફાડી નાંખે; જેને માબાપ નથી, પણ સ્ત્રી છે; તે દેવતા સ્ત્રીજાતિનો ગર્વ ખંડન કરનાર. હું મારા કટાક્ષની જાળમાં બીજાને ફસાવવા ગઇ. તેને તો ફસાવ્યો પણ સાથે હું એ ફસી ગઇ. હોળીના દિવસમાં રંગ ઉરાડિએ તેમ બીજાને રંગવા ગઇ, હું પણ રંગભીની થઇ. હું કહી ગઇ છું કે તે રૂપવાન—બહુજ રૂપાળો—હતો. તેમાં જ્યારે જાણ્યું કે એ રૂપરાશિનો માલીક મારીજ સામગ્રી—

તેને રે સોહાગે, હું એ સોહાગિની,
રૂપસી તેને રે રૂપે;

એટલે પછી આગના ભડકા ઉઠે તેમાં નવાઇ શી? હું હસી જાણું, હાસીનો શું જવાબ નથી? મને કટાક્ષ કરતાં આવડે, કટાક્ષનો શું વળતો કટાક્ષ નથી? મારો અધરોષ્ટ દૂરથી ચુંબનની લાલચે ફુલની કળી માફક ખીલે, લાલ ફુલ જેવો તેમનો કોમળ અધરોષ્ટ શું મારી તરફ ખેંચાતો નથી! તેમની હાસી, તેમનું કટાક્ષ, તેમની ચુંબનાકાંક્ષા એમાં મેં જો જરાએ ઇંદ્રિયાકાંક્ષાનું લક્ષણ જોયું હોત તો તો હુંજ વિજયી થાત. પણ તેમ

નહોતું. તે હાસી, તે કટાક્ષ, અને તે અધરોષ્ટના વિકાસમાં કેવળ સ્નેહ, અપરિમિત પ્રેમ હતો. માટેજ હું હારી. હારીને કબૂલ કીધું કે એજ પૃથ્વિનું સોળ આના સુખ! જે દેવતાએ એની સાથે વિવાહનો સંબંધ ઘડયો છે, તેની પોતાની દેહ બળીને ખાખ થઇ ગઇ છે એ પણ વ્યાજબીજ થયું છે.

પરીક્ષાનો કાળ પૂરો થવા આવ્યો, પણ હું તેના પ્રેમમાં એટલી બધી ઓતપ્રોત થઇ ગઇ કે હવે જો તે મને મારીને હાંકી કાઢે તોએ જવું નહિ એમ મનમાં નિશ્ચય કર્યો. પરિણામે ઓળખાણુ મળતાં પણુ જો તે પોતાની સ્ત્રી તરીકે મારો સ્વીકાર નહિ કરે અને ગણિકાની માફક તેની પાસે રહેવું પડે તો તેમ પણુ રહીશ, સ્વામિને મેળવી લોકલજ્જાનો ભય કરીશ નહિ. પણ જો કપાળમાં તેવે ન લખ્યું હોય તો? આ ફીકરમાં પ્રસંગ મળતાં હું બેઠી બેઠી રડતી.

કિંતુ એ પણ સમજી કે પ્રાણુનાથની પાંખ કપાઇ ગઇ છે. હવે ઉડવાની શકિત નથી. તેના પ્રેમાગ્નિમાં બેસુમાર ઘી હોમાયું છે. તે તો જાણે બીજું કંઇ કામ નહિ હોય તેમ મારા મોં સામું જોયા કરે છે. હું ઘરકામ કરતી ત્યારે બાળકની માફક તે મારી પાછળ પાછળ ફરતા. પગલે પગલે તેના ચિત્તનો દુર્દમનીય વેગ હું જોઇ શકતી, અને મારા તરફથી ઇસારો માત્ર થતાંજ તે સ્થિર થતા. કોઇ કોઇ વાર મારા ચરણુસ્પર્શ જતી રડતા અને કહેતા, "હું અઠવાડિયું તારી શરત પાળીશ—તું મારો ત્યાગ કરી જઇશ નહિ." છેવટે મેં પણ જોયું કે હું જો તેમને છોડીને જતી રહું તો તેમની દશા બહુ બુરી થશે. પરીક્ષા ખલાસ થઇ. આઠ દિવસ પૂરા થયા એટલે બોલ્યાચાલ્યા વિનાજ અમે બેઉ જણુ એકબીજાને આધીન થઇ ગયાં. તે મને કૂલટા સમજ્યા. તેપણુ સહન કીધું. હું ગમે તે હોઉં પણુ એટલું તો સમજી ગઇ કે હાથીના પગ સાંકળથી બંધાયા હતા.

---

## પ્રકરણુ ૧૭ મું.

## ફાંસી પછી મુકદ્દમાની તપાસ.

કેટલાએક દિવસ અમે સુખચેનમાં કલકત્તામાં ગાળ્યા. ત્યાર પછી એક દિવસે સ્વામિને હાથમાં એક ચિઠ્ઠી લઇ બહુ દિલગીર હોય તેમ બેઠેલા જોયા. મેં પૂછ્યું, "આટલા દિલગીર કેમ?"

"ઘેરથી કાગળ આવ્યો છે. ત્યાં જવું પડશે."

હું એકાએક બૂમ પાડી ઉઠી, "મારૂં શું?" હું ઉભી હતી—ભોંયપર બેસી ગઇ. આંખમાંથી દડદડ અશ્રુધારા વહેવા લાગી.

તેણે હેતથી મને ઉઠાડી મુખચુંબન કરી મારા આંસુ લુછી નાંખ્યા અને કહ્યું, "હું પણ તેજ વાતનો વિચાર કરતો હતો. તને સાથે લીધા વગર મારાથી જવાય તેમ નથી."

"ત્યાં મારી શું ઓળખ આપશો? રાખશો પણ કયાં અને કેવી રીતે?"

"તેનાજ વિચારમાં પડયો છું. શહેર નથી કે બીજી કોઇ જગાએ રાખું, જેથી કોઇને ખબર પડે નહિ. અને ઘરમાં માબાપની નજર આગળ તો તને કયાં રાખું?"

"નહિ જાવ તો નહિ ચાલે?"

"નહિ. જવુંજ પડશે."

"પાછા કયારે આવશો? જો જલદી પાછા ફરવાના હોવ, તો ભલે મને અહીંજ રાખી જાવ."

"જલદી પાછો ફરીશ એવો ભરોસો નથી. અમે કલકત્તે કોઇ કોઇ વારજ આવીએ છીએ."

"તમે સુખેથી જાવ, મારી જંજાળ ના કરો;" બહુ રડતાં રડતાં મેં કહ્યું. "મારા કપાળમાં જે લખ્યું હશે તે થશે."

"પણ તને જોયા વગર હું ગાંડો બની જઇશ, તેનું કેમ?"

"જુવો, હું કંઇ તમારી પરણેલી સ્ત્રી નથી." (સ્વામિ મહાશય જરા આગળ આવ્યા). "મારો તમારી ઉપર કંઇ હક પહોંચતો નથી. મને આ વખતે તમે વિદાય—"

તેણે મને આગળ બોલવા દીધી નહિ અને કહ્યું, "હમણાં એ વાત પડતી મૂક. આજે વિચાર કરી જોઇશ; શું નિશ્ચયપર આવું છું તે કાલે જણાવીશ."

બપોરે તેણે ચીઠી લખી રમણબાબુને બોલાવ્યા. ચીઠીમાં લખ્યું હતું કે "ખાનગી વાત છે, અહિં નહિ આવો તો કહેવાય તેમ નથી."

રમણબાબુ આવ્યા. એક કમાડની પાછળ ઉભી ઉભી હું તેમની વાતચીત સાંભળવા લાગી. સ્વામિએ પૂછ્યું, "આપની પેલી રસોઇયણ—પેલી નાની છોકરી—તેનું નામ શું?"

"કુમુદિની."

"તેનું ઘર ક્યાં?"

"હમણાં નહિ કહેવાય."

"સધવા કે વિધવા?"

"સધવા."

"તેનો ધણી કોણ તે જાણો છો?"

"જાણું છું."

"કોણ?"

"આ વખતે કહેવાનો મને અધિકાર નથી."

"શું કંઇ છૂપો ભેદ છે કે?"

"હા."

"આપ એને ક્યાંથી લાવ્યા?"

"મારી સ્ત્રી પોતાની માશી પાસેથી એને લઇ આવી."

"સબૂર—એ વાત પછી. એની ચાલચલગત કેવી છે?"

"ઘણી સારી. અમારી બુઢી રસોઇયણને બહુ પજવતી, તે સિવાય બીજો કોઇ અવગુણ નથી."

"હું સ્ત્રીલોકના ચરિત્રદોષની વાત પૂછું છું."

"એવું સરસ ચરિત્ર ક્યાંય જોયું નથી."

"તેનું ઘર ક્યાં તે કેમ નથી કહેતા?"

"કહેવાનો અધિકાર નથી."

"તેના ધણીનું ઘર ક્યાં?"

"એજ જવાબ."

"ધણી જીવે છે?"

"હા."

"તમે તેને ઓળખો છો?"

"હા."

"એ છોકરી હમણાં ક્યાં છે?"

"અહીંઆ, આપના ઘરમાંજ."

સ્વામિજી ચમકી ઉઠયા. અજબ થઇ તેમણે પૂછ્યું, "તમે કેમ જાણ્યું?"

"મને કહેવાનો અધિકાર નથી. આપની તપાસ પૂરી થઇ?"

"હા. પણ તમે તો પૂછતા નથી કે હું આ બધી તપાસ કેમ કરૂં છું?"

"તેનાં બે કારણ છે. એક તો એ કે હું પૂછું તોએ તમે જવાબ આપશો નહિ, કેમ ખરૂં કેની?"

"બીજું કારણ?"

"એજ કે તમે શું કામ તપાસ કરો છો તે હું જાણું છું."

"તે પણ જાણો છો? શું, બોલોની, જોઉં?"

"નહિ બોલું."

"હરકત નહિ. જણાય છે કે આપને બધી ખબર છે. પણ કહોતો ખરા, મારી અભિલાષા પાર પડશે કે નહિ?"

"જરૂર પાર પડશે. તમે કુમૂદિનીનેજ પૂછી જુવો."

"બીજી એક વાત. કુમૂદિની સંબંધી આપ જે કંઇ જાણતા હો તે એક કાગળ ઉપર લખી આપની સહી કરી મને આપી શકશો?"

"જરૂર. પણ તે એક શરતે. હું કાગળ એક પરબિડામાં મૂકી તેને સીલ કરી કુમૂદિનીને આપી જઇશ. આપે તે હમણાં વાંચવો નહિ. દેશ જઇને વાંચવો. કબૂલ?"

ખૂબ વિચાર કરી સ્વામિ મહાશય બોલ્યા, "કબૂલ. જો તેમ કરવાથી મને લાભ થતો હોય તો."

"થશે."

બીજી ત્રીજી વાતચીત પછી રમણબાબુ ચાલ્યા ગયા. ઉ-બાબુ મારી પાસે આવ્યા.

મેં પૂછ્યું, "આ બધી વાત શા માટે પૂછી?"

"તેં બધું સાંભળી લીધું?"

"હા, સાંભળ્યું. હું તો તમારૂં ખૂન કરી ફાંસીએ ચઢી. સમજ નથી પડતી કે મારા ફાંસી ગયા પછી આ બધી તપાસ કેમ કરો છો?

"હાલના કાયદા પ્રમાણે તેમ થવું જોઇએ!"

# પ્રકરણ ૧૮ મું.

## છેતરપીંડી.

તે દહાડે સારો દિવસ અને રાત મારા વરે વિચારમાં ને વિચારમાં કાઢયા. મારી સાથે ઝાઝી વાતચીત કીધી નહિ—મને જોતાંજ મારા મોં તરફ જોઇ રહેતા. તેમના કરતાં મને વધારે ફીકર હતી, પણ તેમને ફીકરમાં જોઇ મારો જીવ બળી જતો. મારૂં દુઃખ ભૂલી જઇ મેં તેમને રાજી રાખવાના પ્રયત્ન કર્યા. જાતજાતના ફુલના હાર, તોરા અને બીજી ચીજો બનાવી તેમને ભેટ ધર્યાં, પાનની બીડીઓ ફક્કડ બનાવી, સુંદર રસોઇ કરી, તેમને રીઝવ્યા. તે રડતા ત્યારે ડાહી ડાહી વાતો કરી તેમને મનાવતી. મારા સ્વામિ પૈસાદાર—સૌ કરતાં પૈસાની વાત તેમને બહુ ગમશે એમ ધારી તે સંબંધી પણ વાતચીત કીધી. હું હરમોહન દત્તની દીકરી, પૈસાની વાત નહિ સમજું એમ બને ખરૂં? પણ કંઇ વળ્યું નહિ. મારી છાતી રડવાથી ભરાઇ આવી.

બીજે દિવસ સવારે નાહીધોઇ નાસ્તો કરી મારી પાસે બેસી તેમણે મને પૂછ્યું, "હું પૂછું તે બધી વાતના ખરા જવાબ આપશે?"

રમણબાબુની ક્રોસ-એકઝામિનેશન મને યાદ આવી. મેં કહ્યું, "જે કંઇ કહીશ તે સાચુંજ કહીશ. પણ બધાજ સવાલના જવાબ આપીશ કે નહિ તે કહી શકતી નથી."

"સાંભળ્યું છે કે તારો વર જીવે છે. તેનું નામઠામ જણાવશે?"

"હમણાં નહિ, થોડા દિવસ રહીને કહીશ."

"તે હમણાં કયાં છે?"

"અહીં કલકત્તામાં."

કંઇક ચમકીને તેણે પૂછ્યું, "તું કલકત્તામાં, તારો વર પણ કલકત્તામાં, ત્યારે તું તેની સાથે કેમ રહેતી નથી?"

"મારે તેને પીછાણ નથી?"

જોજો, વાંચક, હું બીલકુલ સાચુંજ કહું છું. આ જવાબ સાંભળી મારા વરે અજબ થઇને પૂછ્યું, "માટીઐયરને એક બીજાની પીછાણ નહિ? શું ગાંડી વાત કહે છે!"

"ગાંડી વાત કેવી રીતે? તમારોજ દાખલો લ્યો. તમને તમારી ઐરીનો પરિચય છે?"

કંઇક ઝંખવાણા પડી તેણે કહ્યું, "એતો કમનશીબીની વાત બની ગઇ છે."

"કમનશીબો બધેજ હોય."

"તારો વર ભવિષ્યમાં તારી ઉપર દર દાવો કરે એવો સંભવ છે કે?"

"તે મારે હાથ. હું તેની પાસે છતી થાઉં, તો શું થાય તે કહી શકતી નથી."

"ત્યારે તને બધી વાત ખુલ્લેખુલ્લી કહું. હું જોઉંછું કે તું બુદ્ધિશાળી છે. તારી શું સલાહ પડેછે, કહે?"

"બોલો."

"મારે ઘેર જવુંજ પડશે."

"સમજી."

"ઘેર ગયા પછી જલદી પાછા અવાશે નહિ."

"તે પણ સમજી."

"તને છોડીને જવાતું નથી. તારા વગર હું તો મરીજ જાઉં."

મારે કંઠે પ્રાણ આવ્યા તોએ હસવાનો ડોળ કરી કહ્યું, "કપાળ! ભાત ફેંકી દીધો એટલે કાગડાઓનો કંઇ અભાવ હોય!"

"કોયલની ગરજ કાગડીથી નહિ સરે. હું તને લઇ જઇશ."

"રાખશો કયાં? કયા નાતાથી રાખશો?"

"જબરી છેતરપીંડી કરીશ. કાલે આખો દિવસ એનોજ વિચાર કર્યો. તારી સાથે બોલ્યો પણ નહિ."

"ગામને છેતરશો કે આ ઇંદિરાને રામરામ દત્તને ત્યાંથી શોધી લાવ્યો?"

"સત્યાનાશ! તું કોણ?"

સ્વામિમહાશય અજબ થઇ આંખના બેઉ ડોળા ઉંચા ચઢાવી મારા તરફ જોઇ રહ્યા. મેં પૂછ્યું, "કેમ, શું થયું ?"

"ઇંદિરા નામ તેં કેમ જાણ્યું ? વળી મારા મનનો ગુપ્તભાવ તેં કેમ જાણ્યો ? તું માણસ છે કે કોઇ માયાવિની ?"

"તે વાત પછી કહીશ. હું હમણાં તમારી વળતી ક્રોસ-એક્ઝામિનેશન લઉંછું. સીધા જવાબ આપજો."

તેમણે બ્હીતાં બ્હીતાં કહ્યું, "પૂછ."

"તે દહાડે તમે કહ્યું કે 'મારી સ્ત્રી મળે તોએ હું તેને ઘરમાં ઘાલીશ નહિ, કારણકે તેને ધાડપાડુઓ ઉપાડી ગયા છે એટલે તે વટલેલી કહેવાય.' મને ઇંદિરા તરીકે ઘેર લઇ જશો તો એજ ભય નથી ?"

"એ ભય નથી ? છે. પણ તેના ઉપર મારો જીવ નહોતો. હમણાં તો મારો જીવ જાય છે—જીવ વધારે કે ન્યાતજાત ? વળી એ વાત કંઇ મુશ્કેલ નથી. ઇંદિરા જાતિભ્રષ્ટ થઇ છે એમ કોઇ કહેતું નથી. કાળાદીઘી આગળ જેમણે ધાડ પાડેલી તેઓ પકડાયાછે અને તેમણે એકરાર કર્યો છે કે ઇંદિરાના ઘરેણાંગાંઠા માત્ર કાઢી લઇ તેણીને છોડી મૂકી હતી. માત્ર આજે તેનું શું થયું, કયાં છે તે કોઇને ખબર નથી. પત્તો લાગે તો કોઇ જાતનું કલંક લાગ્યું નથી એવી વાત તૈયાર કરી ઘેર લઇ જવી હોય તો તે પણ સહેલું છે. હું ધારૂં છું કે રમણબાબુ જે કંઇ લખી લાવશે તેમાંથી આ વાતને ટેકો મળશે. તેમ છતાં ન્યાતવાળા કંઇ ગરબડ કરે તો દંડ આપી છુટી જઇશ. મારી પાસે પૈસા છે—"

"જો એ આફ્ત ટળી જતી હોય તો બાકિ શું રહ્યું ?"

"તારી ફીકર. તું બનાવટી ઇંદિરા પકડાઇ ગઇ તો ?"

"તમારે ઘેર મને કોઇ ઓળખતું નથી. અસલ ઇંદિરાનેએ કોઇ ઓળખતું નથી. કારણ, તમે લોકે તેણીને એકજવાર નાનપણમાં જોઇછે. તો પછી કેવી રીતે પકડાઇ જઇશ ?"

"અજાણ્યા લોક ઓળખીતાનો સોંગ સજી જાય તેને પકડાઇ જતાં કંઇ વાર લાગે ?"

"તમે મને બધું બરાબર શીખવી સમજાવી રાખજો, પછી કંઇ ?

"તે પણ વિચાર કરી જોયો, પણ બધુંજ કંઇ શીખવી રખાય? ધાર કે તું શીખવેલું ભૂલી ગઇ, તો પકડાઇ જાય કેની? કદાચ અસલ ઇંદિરા આવીને ફુટી નીકળે, અને બેઉની પરીક્ષા કરતાં આગલી પાછલી વાત નીકળે તો તું પકડાઇ જાય કેની?"

હું કંઇક હસી. આવી સ્થિતિમાં મુત્રું હસવું ન આવે? પણ મને છતાં થવાનો સમય હજી આવ્યો નહોતો. હસીને મેં કહ્યું, "મને કોઈ પકડી પાડે તેમ નથી. હમણાંજ તમે પૂછ્યું કે 'તું માણસ છે કે માયાવિની?' હું માણસ નથી." (આ સાંભળી તેમને કંપારી છૂટી.) "હું કોણ છું તે પછી કહીશ. હમણાં તો એટલુંજ કહું છું કે મને પકડાઇ જવાનો સંભવ નથી."

સ્વામિજી થંભ થઇ ગયા—તે બુદ્ધિમાન્, કામદાર માણસ. નહિ તો આટલા થોડા વખતમાં ધંધો કરી આટલા બધા પૈસા કમાય ખરા? માણસ બહારથી નીરસ, લાકડા જેવો, પણ અંદરખાને બહુ મધુર, બહુ કોમળ, બહુ સ્નેહાળ; તોએ રમણ બાબુની માફક, આજકાલના છોકરાઓની માફક, ઉંચી કેળવણી તેણે લીધી નહોતી. ઠાકોર-દેવતામાં તેની ખુબ આસ્થા; દેશદેશમાં ફરતાં ભૂત, પ્રેત, ડાકણી, યોગીની, માયાવિની વગેરે સંબંધો વાતો સાંભળેલી તે બધીજ ખરી માને! મારાથી જે આટલા બધા મોહાંધ થઇ ગયા હતા તેનુંએ તેમને હમણાં સ્મરણ થયું. મારી અસાધારણ બુદ્ધિનું સ્મરણ થયું. તેમને આ બધી વાત સમજ પડતી નહોતી. એટલે મેં જ્યારે કહ્યું કે હું માણસજાત નહોતી ત્યારે તે વાત પણ માની લીધી. થોડોવાર તો તે થંભ થઇ રહ્યા. પછી પોતાના બુદ્ધિબળે વહેમ દૂર કરી બોલ્યા, "વારૂ, તું કેવીક માયાવિની છે તે હમણાંજ માલમ પડશે. મારા સવાલના જવાબ દે."

"પૂછો."

"મારી સ્રીનું નામ ઇંદિરા, તે તો તું જાણે છે. તેના બાપનું નામ શું?"

"હરમોહન દત્ત."

"તેનું ઘર કયાં?"

"મહેશપુર."

"તું કોણ !!!"

"કહ્યું છે કે પાછળથી કહીશ—માણસ નથી."

"તેં પહેલાંથી કહ્યું છે કે તારા બાપનું ઘર કાળાદીઘીમાં છે. કાળાદીઘીના લોક આ બધી વાત જાણે છે. ચાલ બોલ, જોઉં, હરમોહન દત્તના ઘરનો સદર દરવાજો કઇ દિશામાં પડે છે ?"

"દક્ષીણ દિશામાં. ત્યાં એક મોટા ફાટક ઉપર બે બાજુ બે સિંહ છે."

"તેને છોકરા કેટલા ?"

"એક."

"નામ ?"

"વસંતકુમાર."

"એ છોકરાને બ્હેન કેટલી ?"

"આપના વિવાહ વખતે બે હતી."

"તેમનાં નામ ?"

"ઇંદિરા અને કામીની."

"તે લોકના ઘર પાસે કોઇ તળાવ છે ?"

"છે. તેનું નામ દેવીદીઘી. તેમાં કમળ ખુબ થાય છે."

"ખરી વાત, મેં તે જોયાં છે. તું કોઇવાર મહેશપુર ગઇ હતી ? ગઇ હોય તેમાં નવાઇ નથી. ત્યાં વગર આ બધું જાણે ? એક બે વાત બીજી કહે, જોઉં ? ઇંદિરાનું વિવાહ સંપ્રદાન કઇ જગાએ થયલું ?"

"પૂજાના ડેલાના ઉત્તર-પશ્ચિમ ખૂણામાં."

"કન્યાદાન કોણે કર્યું ?"

"ઇંદિરાના દાદા કૃષ્ણમોહન દત્તે."

"સ્ત્રી આચાર વખતે કોઇએ મારા કાન જોરથી ચીમટયા હતા, તેનું નામ મને યાદ છે. કોણ, બોલ જોઉં ?"

"બિંદુઠાકુરાણી, મોટી મોટી આંખ, રંગેલા હોઠ, નાકમાં હીરાની નથ."

"ઠીક. જણાય છે કે વિવાહ વખતે તું હાજર હશે. તે લોકની તું કંઇ સગી થાય છે કે ?"

"સગા, સંબંધી, નોકર, ચાકર, એ બધા નહિ જાણી શકે એવી એક બે વાત પૂછી જુવોને ?"

"ઇંદિરાનું લગ્ન કેદહાડે થયલું ?"

"——સાલે વૈશાખ શુદ અગીઆરસે."

મુગા મુગા કંઇક વિચાર કરી તેણે પાછું કહ્યું, "મને અભય આપો તો બીજી બે વાત હું પૂછું ?"

"અભય આપું છું ; પૂછો."

"અંદરના ખંડમાંથી બધાં જતાં રહ્યાં ત્યારે એકાંતમાં ઇંદિરાને મેં કંઇ કહ્યું અને તેણે તેનો જવાબ પણ આપ્યો. એ શું વાત હતી, કહો ?"

જવાબ આપતાં મને જરા ઢીલ થઇ. કારણ, તે વાત યાદ આવતાં મારી આંખ ભરાઇ આવી. હું તે લૂછવા રહી. તેમણે કહ્યું, "આ વખતે પકડાઇ. બચ્ચો—તું માયાવિની નથી." આંખમાંનું પાણી આંખ માંજ પાછું ફેરવતાં મેં જવાબ દીધો, "તમે ઇંદિરાને પૂછ્યું, 'કહે, આજે તારો મારી સાથે શું સંબંધ થયો ?' ઇંદિરાએ કહ્યું, 'આજથી તમે મારા દેવતા થયા, હું તમારી દાસી થઇ.' આ એક સવાલ પૂરો થયો. બીજો શું છે ?"

"હવે પૂછતાં બ્હીક લાગે છે. મારી અક્કલ બહેર મારી ગઇ છે. તો પણ કહો. ફુલશય્યાને દિવસે ઇંદિરાએ ટોળમાં મને કંઇક ગાળ દીધી હતી, મેં પણ તેને સજા કરી હતી. એ શું કિસ્સો બન્યો હતો ?"

"તમે ઇંદિરાનો એક હાથ ધરી, બીજો ખાંધ પર મૂકી પૂછ્યું, 'ઇંદિરા, કહે, હું તારો કોણ ?' ઇંદિરાએ તેના જવાબમાં કહ્યું, 'સાંભળ્યું છે કે તમે મારી નણંદના વર !' સજામાં તમે તેના ગાલે તમાચો માર્યો તેથી તે ઝંખવાણી પડી ગઇ, તે જોઇ છેવટે તમે તેનું મુખચુંબન કર્યું." બોલતાં બોલતાં મારૂં શરીર અપૂર્વ આનંદથી ભરાઇ ગયું—મારી જીંદગીનું તે પહેલું મુખચુંબન, ત્યાર પછી સુભાષિણીએ કરેલી પેલી સુધાવૃષ્ટિ. વચગાળે બીહામણો દુકાળ પડ્યો હતો. હૃદય સુકાઇને છાતી ફાટી ગઇ હતી.

હું આ પ્રમાણે વિચાર કરતી હતી ત્યાં જોયું તો સ્વામિજીએ ધીમે ધીમે તકીઆ ઉપર માથું મૂકી આંખો બંધ કરી. મેં કહ્યું, "બીજું કંઇ પૂછવું છે?"

"ના. કાંતો તું પ્રંદિરા પોતેજ છે કે કાંતો કોઇ માયાવિની છે!"

---

## પ્રકરણ ૧૯ મું.

## વિદ્યાધરી.

મને લાગ્યું કે આ વખતે ઓળખાણ આપવી એ સહેલ વાત હતી. ઓળખાણ તો સ્વામિજીના મોંમાંથીજ નીકળી પડી હતી, પણ હજુએ તેમનું મન ડામાડોળ હતું એટલે હાલ તરત મુગા રહેવાનું ઠરાવ્યું. પછી મેં કહ્યું, "હવે હું મારી ઓળખ આપું છું. મારો વાસ કામરૂપમાં. આદ્યશક્તિના મહામંદીરમાં હું તેમની સાથે રહેતી હતી. લોકો અમને ડાકણી કહે છે, પણ અમે ડાકણીઓ નથી. અમે વિદ્યાધરી. મેં મહામાયાનો કોઇ અપરાધ કર્યો તેથી શાપને લીધે મારે આ માનવદેહ ધારણ કરવો પડ્યો છે. પાચિકાવૃત્તિ અને કુલટાવૃત્તિ એ પણ ભગવતીના શાપને અંગે; તેથીજ નશીબમાં આ બધું ઘડ્યું છે. હવે મારે શાપમાંથી છૂટવાનો સમય આવી લાગ્યો છે. મારી ભકિતથી પ્રસન્ન થઇ જગન્માતાએ આજ્ઞા કરી છે કે 'મહાભૈરવીના દર્શન કરતાંજ તારી મુક્તિ થશે.'"

તેણે પૂછ્યું, "તે ક્યાં?"

"મહાભૈરવીનું મંદીર મહેશપુરમાં તમારા સાસરાની ઉત્તરે છે. તે તેમનીજ ઠાકુરવાડી છે. ઘરની બાજુની ખડકીમાં થઇને જવા આવવાનો રસ્તો છે. ચાલો, મહેશપુર જઇએ."

"તુંજ જાણે મારી ઇંદિરા. અહા! કુમુદિનીજ જો ઇંદિરા હોય તો કેવું સુખ થાય! તો તો પછી પૃથ્વિમાં મારા જેવો સુખી કોણ?"

"જે હશે તે. મહેશપુર ચાલો. ત્યાં બધું દુઃખ ટળશે."

"ચાલ ત્યારે, કાલેજ અહીંથી નીકળીએ. કાળીદીઘીની પેલી બાજુથી તને મહેશપુર રવાના કરી હું મારે ગામ જઇશ. હાથ જોડી

તને અરજ કરૂં છું કે તું ઇંદિરા હોય, કુમુદિની હોય કે વિદ્યાધરી હોય, જે હોય તે, તું મારો ત્યાગ કરતી ના."

"ના. મારો શાપ ખલાસ થશે તો પણ દેવીની કૃપાથી હું તમને પાછા મેળવીશ. તમે મારી પ્રાણાધીક પ્રિય વસ્તુ."

"આ વાત તો કંઇ ડાકણીના જેવી લાગતી નથી!" એમ કહી તે બહારના ખંડમાં જતા રહ્યા. ત્યાં લોક આવ્યાં હતાં. લોક બીજાં કોઇ નહિ, માત્ર રમણબાબુ. રમણબાબુ મારા સ્વામિ સાથે આવી મને પરખીકું આપી ગયા. તે સંબંધી મારા સ્વામિને જે સૂચના આપી હતી તેજ મને પણ આપી. છેવટે પૂછ્યું, "સુભાષિણીને કંઇ કહેવડાવવું છે?"

"કહેજો કે કાલે હું મહેશપુર જાઉં છું. ત્યાં પહોંચતાંજ શાપમાંથી છૂટી થઇશ!"

મારા સ્વામિ બોલ્યા, "તમે લોકો એ બધું જાણો છો કે શું?"

ચતુર રમણબાબુએ કહ્યું, "હું બધું જાણતો નથી; પણ મારી સ્ત્રી સુભાષિણી જાણે છે ખરી."

બહાર જઇ સ્વામિજીએ રમણબાબુને પૂછ્યું, "તમે ડાકિણી, યોગીની, વિદ્યાધરી વગેરેમાં માનો છો કે?"

રમણબાબુ રહસ્ય કંઇક સમજી ગયા અને બોલ્યા, "માનું છું. સુભાષિણી કહેતી હતી ખરી કે કુમુદિની શાપગ્રસ્ત વિદ્યાધરી છે."

સ્વામિએ કહ્યું, "કુમુદિની કે ઇંદિરા, જરા આપની સ્ત્રીને બરાબર પૂછજોની."

રમણબાબુ વધુવાર રોકાયા નહિ. હસતા હસતા ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૨૦ મું.

## વિદ્યાધરી અલોપ!

આ પ્રમાણે વાતચીત થયા પછી યથાસમય અમે બેઉ કલકત્તેથી નીકળ્યાં. કાળાદીઘી નામે તે હતભાગ્ય દીઘી(તળાવ)ની પેલા પાર મને છોડી દઇ તેમણે પોતાના ઘર તરફનો રસ્તો લીધો.

સાથેના માણુસો મને મહેશપુર લઇ ગયાં. ભોઇઓ તથા પહેરેગીરોને પાદરે થોભવાનું કહી હું એકલીજ પગે ચાલતી ગામમાં દાખલ થઇ. બાપના ઘરની સામે એક ઉજડ જગાએ બેસી ઘણો વખત સુધી રોઇ. પછી ઘરમાં પ્રવેશ કર્યો. સામેજ પિતાજીને જોઇ પ્રણામ કર્યા. મને ઓળખી કાઢીને તે તો ખુશ ખુશ થઇ ગયા. એ બધી વાત કહેવાની અત્યારે જરૂર નથી.

હું અત્યારસુધી ક્યાં હતી, કેવી રીતે પાછી આવી, એ કંઇજ કહ્યું નહિ. માબાપે પૂછ્યું તેમને માત્ર એટલોજ જવાબ દીધો કે "પછી કહીશ."

વખત જતાં કહેવા જેવું તેમને કહ્યું, પણ બધી વાત કહી નહિ. એટલુંજ સમજાવી દીધું કે આખરે તો હું સ્વામિની સાથેજ હતી, સ્વામિની પાસેથીજ આવી હતી અને તે પણ એક બે દિવસમાં ત્યાં આવનાર હતા. બધી વાત પેટ ખોળીને કામીનીને કહી. કામીની મારા કરતાં બે વરસ નાની, મારા પર બહુજ વ્હાલ રાખતી. તેણીએ કહ્યું, "દિદિ, બનેવી એટલા મોટા છાણુના ગણુપતિ છે તો હવે તેમનીએ જરા ગમત કરીએ." મેં કહ્યું, "મારી પણ એજ ઇચ્છા છે." પછી અમે બેઉએ મસલત કીધી. બધાંને શીખવીને તૈયાર કીધાં. માબાપને પણ શીખવવું પડ્યું. કામીનીએ તેમને સમજાવ્યું કે મારો જાહેર રીતે હજુ એમણે સ્વીકાર કર્યો નથી, તે અહીં કરાવીશું. અમેજ તે ગોઠવણ કરશું. પણ હું ઘેર આવી છું એ વાત તેમણે જમાઇ આવે ત્યારે તેની આગળ જણાવવી નહિ!

બીજે દિવસે જમાઇ આવ્યા. મારા માબાપે તેમનો યથેષ્ટ આદર-સત્કાર કર્યો. મારા આવવાની ખબર બહારથી તેમણે કોઇને પણ મોઢે સાંભળી

નહોતી, કોઇને પૂછ્યું પણ નહિ. જ્યારે અંતઃપુરમાં નાસ્તો કરવાને ગયા ત્યારે બહુજ દિલગીર જણાતા હતા.

નાસ્તા વખતે હું હાજર રહી નહિ. કામીની તથા બીજી બે ચાર બ્હેનપણીઓ ત્યાં બેઠી. સાંજ પડી ગઇ હતી. કામીની સવાલ પૂછતી તેના તે પુતળાની માફક જવાબ દેતા. હું પડદા પાછળ રહી બધું સાંભળતી હતી. છેવટે તેમણે કામીનીને પૂછ્યું, "તમારા દિદિ કયાં છે?"

કામીની મોટો નિઃસાસો નાંખતી હોય તેવો ઢોંગ કરી બોલી, "કોણ જાણે કયાં હશે! કાળાદીઘીમાં નખોદ ગઇ ધાડ પડી ત્યારનો બ્હેનનો કંઇજ પત્તો નથી."

તેમનો ચહેરો બહુ લાંબો થઇ ગયો, આગળ વાતચીત કરી શકયા નહિ. હું ધારૂં છું કે કુમૂદિની જતી રહી એ વાત તેમના મનમાં આવી હશે, કારણકે તેમની આંખમાંથી દડદડ આંસુ પડવાં લાગ્યાં હતાં.

આંસુ લૂછી તેમણે પૂછ્યું, "કુમૂદિની નામે કોઇ છોકરી અહીં આવી છે કે?"

"કુમૂદિની કે કોણ તે તો ખબર નથી પણ પરમ દહાડે પાલખીમાં બેસી કોઇ આવ્યું હતું ખરૂં. તેણે સીંત્રા મહાભૈરવીના મંદીરે જઇ દેવીને પ્રણામ કર્યાં. તેજ વખતે એક ચમત્કાર બન્યો. એકાએક વાદળ ઘેરાઇ આવી વરસાદ થયો. પેલી સ્ત્રી તેજ વખતે હાથમાં ત્રિશુળ લઇ વિજળીની માફક ચમકતી ચમકતી આકાશે ઉડી કયાંક ચાલી ગઇ!"

પ્રાણનાથે ખાવાનું છોડી દીધું. હાથ ધોઇ માથું ખજવાળતા ખજવાળતા કેટલોક વખત બેશી રહ્યા. છેવટે કહ્યું, "જયાંથી કુમૂદિની અલોપ થઇ ગઇ તે જગા જોવાનું બનશે?"

કામીનીએ કહ્યું, "કેમ નહિ બને? અંધારૂં થયું છે. હું દીવો લઇ આવું."

એમ કહી કામીની મને ઇસારતથી કહેતી ગઇ, "તું આગળ જા, ત્યાર પછી ફાનસ લઇને ઉપેંદ્રબાબુને હું તેડી લાવું છું." હું આગળથી જઇને મંદીરની ઓસરીમાં બેઠી.

દીવો હાથમાં ધરી કામીની મારા વરને ત્યાં લઇ આવી. (ખડકીમાંથી રસ્તો હતો તે આગળ કહ્યું છે.) આવીને તેતો મારા પગ

આગળ ફસડાઇ પડ્યા. બોલ્યા, "કુમુદિની, કુમુદિની, હવે જ્યારે પાછીજ આવી છે તો મારો ત્યાગ કરતી ના."

ત્રણચારવાર તેમણે આ પ્રમાણે કહ્યું એટલે તપી જઇ કામીની બોલી, "ચાલ, બ્હેન, ઘેર ચાલ. આ માણસ કુમુદિનીને ઓળખે છે, તને ઓળખતા નથી."

ગભરાઇને તેણે પૂછ્યું, "બ્હેન! બ્હેન કોણ?"

કામીનીએ ગુસ્સામાં કહ્યું, "મારી બ્હેન—ઇંદિરા! નામ પણ કોઇ દહાડો સાંભળ્યું છે કે નહિ?"

આમ કહી લુચ્ચી કામીનીએ બત્તી બુઝવી નાખી અને મારો હાથ ખેંચી મને ત્યાંથી તેડી ગઇ. અમે દોડતાં દોડતાં ચાલી આવ્યાં. તે પણ મૂઢ જેવા અમારી પાછળ પાછળ દોડયા, પણ અજાણ્યો રસ્તો અને તેમાં વળી અંધારૂં એટલે ઠોકર ખાઇ નીચે પછડાયા. અમે નજદીક હતાં. બેઉએ બેઉ બાજુથી હાથ ધરી ઉઠાડયા. કામીની સાદ ફેરવી બોલી, "અમે વિદ્યાધરીઓ, તમારા રક્ષણમાટે સાથે સાથે ફરીએ છીએ!"

આમ કહી તેને ખેંચીને મારા શયનગૃહમાં લઇ ગયાં. ત્યાં દીવો હતો. અમને જોઇ તેણે કહ્યું, "એ કોણ? આ કામીની અને આ કુમુદિની!" કામીની દશગણો ગુસ્સો દેખાડી બોલી, "કપાળ તમારૂં! રોજગાર કરી પૈસા કમાયા તે આ અક્કલ ઉપર? એ કુમુદિની નથી—ઇંદિરા, ઇંદિરા, ઇંદિરા!!! તમારી બૈરી ઇંદિરા! બૈરીનેએ ઓળખતા નથી?"

એટલે સ્વામીજી એટલા બધા જોશમાં આવી ગયા કે મને ગોદમાં ચાંપવા જતાં ભૂલમાં કામીનીનેજ ગોદમાં ચાંપી દીધી! તેને ગાલે એક તમાચો મારી કામીની ત્યાંથી હસતી હસતી નાશી ગઇ.

તે દિવસના આનંદની વાત કરી શકતી નથી. ઘર આખું ઉત્સવથી ગાજી રહ્યું. તે રાતે કામીની અને ઉભયબાજુ વચ્ચે અનેકવાર વાગ્યુદ્ધ થયું. દરેક વખત પ્રાણનાથ હાર્યા.

---

# પ્રકરણ ૨૧ મું.

## ઉપસંહાર.

વળતે દહાડે સ્વામિ સાથે પાલખીમાં બેશી હું સાસરે ગઇ. સ્વામિસાથે જવું એ સુખ, પણ આ વખતે સ્વામિસાથે ગઇ એતો પરમસુખ. જે વસ્તુ કોઇ દિવસ મળે નહિ તે મેળવવાની આશામાં જતી હતી; જે મળ્યું હતું તે ગાંઠે બાંધી લીધું હતું. એક કવિનું કાવ્ય, બીજું ધનીનું ધન. ધનીનું ધન કવિના કાવ્યની બરોબરી કરે ખરૂં? જેઓ પૈસો કમાતાં કમાતાં બુઢા થયા છે, છતાં કાવ્ય જેમણે અનુભવ્યું નથી, તેઓ આ વાત કહી શકતા નથી. તેઓ કહેછે, ફુલ છોડ ઉપર હોય તેટલો વાર સુંદર; તોડયું એટલે તેવું સુંદર લાગતું નથી. સ્વપ્ન જેટલું સુખમય, તેટલીજ સુખમય સ્વપ્નની સફળતા હોય? આકાશ ખરેખર ભુરૂં નથી છતાં આપણને ભુરૂં દેખાયછે. ધન પણ તેમજ. ધનમાં સુખ નથી, માત્ર આપણે તેમાં સુખ જોઇએ છીએ. કાવ્ય એજ સુખછે. કારણ, કાવ્ય આશા, ધન ભોગ માત્ર, તે પણ બધાના કપાળમાં ન મળે. અનેક ધની લોક કેવળ ધનભંડારના ચોકીદારજ હોયછે—મારો એક સગો કહેતો તેમ 'ટ્રેઝરી ગાર્ડ.'

તોપણ સુખે સુખે સાસરે ચાલી. આ વખતનો ત્યાં નિર્વિઘ્ને પહોંચી ગઇ. સ્વામિ મહાશયે પોતાના આબાપને બધી હકીકત વિસ્તારથી સમજાવી. રમણબાબુનો પત્ર ખોળવામાં આવ્યો. તેની ને મારી વાત મળી. મારાં સાસુસસરાંને સંતોષ થયો. ન્યાતના લોકને પણ બધી વાત વિગતવાર ખબર પડી એટલે કોઇ કંઇ બોલ્યું નહિ.

સઘળી વાત વિસ્તારીને મેં સુભાષિણીને લખી. સુભાષિણી માટે મારો જીવ રોજ રડતો. મારા કહેવાથી મારા ધણીએ હારાણીને વાસ્તે પાંચસો રૂપીઆ રમણબાબુને મોકલી આપ્યા. તરતજ સુભાષિણીનો જવાબ આવ્યો. ઉત્તર આનંદપરિપૂર્ણ. કાગળમાં હાથ દસ્કત બાબુજીના હતા, પણ સમાચાર સર્વ સુભાષિણીએ લખાવ્યા હતા. એક બે વાત આંહિં ઉતારૂં છું. તેણીએ લખ્યું—લખાવ્યું હતું કે "હારાણીએ પહેલાં તો રૂપીઆ લેવાની ના પાડી, કહે કે 'હું એવી લોભી નથી. મેં તો બાઇનું ભલું કીધું, પણ પૈસાની લાલચે નહિ. હું લોભમાં પડું તો

તે સારૂ લાગે કે?' મેં તે કાળમુખીને સમજાવ્યું કે 'મારૂં ઝાડુ ના ખાતે તો તું એ કામ કરતે કે? સવારની વખતે શુકનમાંજ તું મારા હાથનું ઝાડુ ખાતે ખરી? ખોટું કામ કરતી હોય તે વેળા તારાં હસતાં મોં ઉપર હું કોઇ વાર ઝાડુ મારૂં ખરી કે? ભલાઇ કીધી છે, તો બક્ષીસ લઇ લે.' એમ બહુ સમજાવી પટાવી ત્યારે પૈસા લીધા. હવે જાતજાતના વ્રત ઓચ્છવ કરવાના મનસુબા ઘડે છે. તમારો પત્ર નહોતો ત્યાં સુધી તે હસતી નહોતી, પણ હવે ફરીથી તેની હાસીની ઝાળમાં ઘરનાં માણસ અસ્થિર થયાં છે."

પેલી બ્રાહ્મણી રસોઇઅણ વિષે સુભાષિણીએ લખ્યું હતું કે "તું તારા વર સાથે છાનીમાની નાશી ગઈ તે વખતથી બ્રાહ્મણીએ લવારો શરૂ કીધો. 'મારી તો ખાતરી હતી કે એ મુઇ સારૂં મનીખ નહોતી. કેટલીએ વાર કહ્યું કે એવી ખરાબ બાઇને ના રાખો, પણ મારૂં ગરીબનું સાંભળે કોણ? બધાજ ગધેડા જેવા કુમૂદિની, કુમૂદિની કર્યા કરે!' એવો એવો બીજો પણ બકબકારો કરતી હતી. પણ જ્યારે સાંભળ્યું કે તું તો તારા પોતાના માટી સાથેજ ગઇ હતી અને હવે તારા પોતાનાજ ઘરમાં છે ત્યારે બુઢીએ ફેરવી તોલ્યું. 'હું નહોતી કહેતી કે કુમૂદિની ખાન્દાની ફરજંદ! ગરીબ ઘેર કંઇ એવાં સારાં છોકરાં પાકે? રૂપ તો જાણે લક્ષ્મી! સુખી રહેજે, બ્હેન, સુખી રહેજે. પણ, વહુદિદિ, એને લખોની કે મારે વાસ્તેયે કંઇ મોકલે!'"

ગૃહિણી સંબંધી સુભાષિણીએ લખ્યું, "તારી આ બધી વાત સાંભળી મારાં સાસુજીને આનંદ થયો છે, પણ મને અને રમણબાબુને ઠપકો આપ્યો છે. કહે જે 'એ એવા મોટા ઘરની દીકરી તે તમે લોકે મને આગળથી કહ્યું કેમ નહિ? હું તેનું ખુબ જતન કરતે!' તારા વરની પણ કંઇક ઝાટકણી કાઢી છે. કહે છે કે 'તેની બૈરી હોય તો શું થયું? એમ કોઇના ઘરમાંથી રસોઇઅણને નસાડી લઇ જાય એતે કંઇ સારૂં કહેવાય?'"

રામરામ દત્તની વાત સુભાષિણીએ પોતાને હાથેજ લખી હતી. જેમ તેમ વાંચ્યું કે "શેઠે બાઇ ઉપર ગુસ્સે થવાનો ડોળ ઘાલી તિરસ્કારથી કહ્યું, 'તેંજ છેડછાડ કરી આવી સુંદર રસોઇયણને નાશી જવાનું કારણ આપ્યું!' બાઇએ કહ્યું, 'ખુબ કહી! એ સુંદરીને તમારે શું ઘોઇ પીવી

હતી ?' શેઠ બોલ્યા, 'કેમ કહેવાય ? આ કાળું રૂપ આખો દહાડો જોયા કરતાં કંઇ પાર આવે ?' આ સાંભળી બાઈ સાહેબ જઇને પથારીમાં સુતાં, તે તે દહાડે તો પાછા ઉઠ્યાંજ નહિ ! શેઠે મારેલો ટાણો બાઇ સમજ્યાં હોય એમ લાગતું નથી."

કહેવાની જરૂર નથી કે બ્રાહ્મણીને માટે તેમજ બીજાં દાસદાસીઓ માટે મેં થોડું ઘણું મોકલી આપ્યું.

ત્યારબાદ સુભાષિણીને ફક્ત એકજ વાર મળી હતું. તેની છોકરીના વિવાહ વખતે ખાસ આગ્રહથી સ્વામિજી મને તેડતા ગયા. સુભાષિણીની દીકરીને ઘરેણાં આપી શણગારી. ગૃહિણીને યોગ્ય ભેટ ધરી. બીજાં બધાંને પણ આપવા જેવું આપી સૌ સાથે વાતચીત કીધી. પણ ગૃહિણી મારી અને મારા વરની તરફ નારાજ દેખાયાં. તેનો દીકરો બરાબર ખાતો નહોતો એ વાત મારી આગળ અનેકવાર કીધી. મેં પણ રસોઇ કરી રમણબાબુને જમાડયા. પણ ત્યાર પછી ફરી તેમને ત્યાં ગઇ નહિ; રાંધવાની બ્હીકે નહિ, પણ બાઇના મનને દુઃખ નહિ થાય તેટલા ખાતર.

ઘણેક દિવસે શેઠશેઠાણી સ્વર્ગે સધાવ્યાં, તોપણ ફરી જવાનો પ્રસંગ મળ્યો નહિ. હું સુભાષિણીને ભૂલી નહિ. આ જન્મે ભૂલીશ પણ નહિ. સુભાષિણી જેવી બીજી કોઇ આ સંસારમાં જોઇ નથી.



# અર્પણપત્રિકા.

આ પુસ્તક મારી એકપૂરી, લાડકી દિકરી

સ રો જી ની

ને મારી અનેક શુભેચ્છાઓ તથા શુભાશિષો
સહીત વ્હાલપૂર્વક અર્પણ કર્યું છે.

ર. લ. સુતરિઆ.

# પ્રસ્તાવના.

આ પુસ્તકમાં આપેલી નાની મોટી તમામ વાર્તાઓ બંગાળી ઉપરથી તૈયાર કરી છે. મૂળ લેખકોનાં નામ સાંકળિઆમાં દરેક વાર્તાની સામે જણાવ્યાં છે. " જોડ વીંટિઓ "ની મૂળ બંગાળી પ્રત મારી પાસે ન હોવાથી એ વાર્તા મી૦ એન્દરસન કૃત એના અંગ્રેજી ભાષાંતર ઉપરથી લીધી છે.

" કુમાર ભીમસિંહ "થી માંડીને " સ્થાનીક આત્મશાસન " સુધીની આઠ વાર્તાઓ "પુરસદ"ના ચાલુ (૧૯૩૦) સાલના જુદા જુદા અંકોમાં આવી ગઇ છે. બાકિની છ વાર્તાઓ નવી ઉમેરી છે.

પુરસદમાં છપાયલી વાર્તાઓએ વાંચકોની પ્રશંસા મેળવી છે. પણ બંકિમચંદ્ર, સ્વર્ણકુમારી દેવી, રવિંદ્રનાથ ઠાકુર અને દીનબંધુ મિત્ર જેવા કુશળ કલમકશોએ લખેલી વાર્તાઓ વખણાય તેમાં નવાઇ શી ? સઘળું માન મૂળ લેખકોને ઘટે છે. મેં તો ફક્ત દુભાસિઆનું કામ કર્યું છે.

વાંચકોને મારા લેખ પસંદ પડશે અને "વન્સ મોર" કહી મને પાછો બોલાવશે તો તેમની સેવામાં નવી વાનગી સાથે ફરીથી હાજર થઇશ. ત્યાં સુધી સાહેબજી !

સૂર્યકુંજ, બાર૦ }
ધનતેરસ, સંવત ૧૯૮૬. }

ર. લ૦ સુતરિઆ.

# સાંકળિયું.





# કુમાર ભીમસિંહ.



૧

"રાણાજી !"

મેવાડનો રાણો રાજસિંહ પોતાના નિત્ય કામકાજથી પરવારી તરતનોજ આરામભુવનમાં જઈ બિછાનામાં સુતો સુતો ખુશ વિચારમાં પડયો હતો. સંધ્યા વીતી ગઈ હતી. મહેલમાંના સર્વ દીવાઓ બુઝવી નાંખવામાં આવ્યા હતા. ફક્ત એક ઝાંખી બત્તી રાણાના સુવાના ઓરડામાં પોતાનું ઝાંખું તેજ પાથરી રહી હતી. બીજે દિવસે કુમાર રાજસિંહનો રાજ્યાભિષેક હતો. પોતાની હયાતીમાંજ રાજકારભાર પોતાના લાડકવાયા દીકરાને સોંપી નિવૃત્ત થવાનો રાણાએ ઠરાવ કર્યો હતો. કાલે તો આ ઠરાવ અમલમાં મૂકાશે; પ્રજામાં આનંદ ફેલાઈ રહેશે—તેમાંએ જયસિંહની મા કેટલી બધી ખુશ થશે—ઈત્યાદિ સુખનાં સ્વપ્નામાં રાણો તલ્લીન થઈ અર્ધજાગૃત અવસ્થામાં પડયો હતો, ત્યાં તો શયનગૃહનું બારણું ધીમે ધીમે ઉઘડયું, અને રાણી કમળકુમારીએ દાખલ થઈ રાણાને ઉપર મુજબ હાંક મારી. રાણીનો અવાજ કાને પડતાંજ રાણાની તરંગમાળામાં ભંગ પડયો—તે પથારીમાં બેઠો થયો. રાણીને દાખલ થયલી જોઈ ઈશારતથીજ પોતાની પાસે બેસવા સૂચના કરી. રાણી ત્યાં જઈ બેઠી એટલે રાણાએ પૂછ્યું, "કેમ અત્યારે અહીં આવવું પડયું?"

"આવું નહિ તો શું કરૂં?" રાણીએ કહ્યું. "તમને તેડાવ્યા, પણ તમને શેની દરકાર હોય કે આવો?"

વાત પણ ખરી. રાણાને હવે યાદ આવ્યું કે દિવસે અંતઃપુરમાંથી માણુસ બે ત્રણવાર બોલાવવા આવ્યો હતો, પણ મને કે કમને પોતે

ત્યાં ગયો નહોતો. "રાણી," તેણે કહ્યું, "હું દીલગીર છું. એ વાતતો હું ભૂલીજ ગયો."

રાણી મનમાંજ બબડી, "અમારે કમનશીબે આપ હંમેશાંજ ભૂલી જાઓ છો—કંઇ આજે નવાઇનું ભૂલ્યા છો? પણ આ ઉદ્ગાર તેણે બહાર પાડયા નહિ, અને પોતે જે કામ માટે આવી હતી તેને ઉદ્દેશીને તેણીએ રાણાજીને સીધોજ સવાલ પૂછ્યો: "ગામમાં આ વાત ચાલી રહી છે તે શું ખરી છે કે?"

"કઇ વાત?" રાણો સમજીતો ગયો છતાં અજાણી અમ્મા થઇને બોલ્યો.

"એજ કે કુમાર જયસિંહ ગાદીએ બેસવા ખટપટ કરે છે."

"વાતમાં ફેર છે."

"શું?"

"જયસિંહ ગાદીએ બેસવાની ખટપટ કરતો નથી, પણ હું પોતેજ મારી રાજીખુશીથી તેને ગાદીએ બેસાડવા માગું છું."

"એમ? અત્યારમાંજ નિવૃત્ત થવાની મહારાજની મરજી થઇ છે?"

"મને લાગે છે કે જીવતાં જીવતજ રાજ્યપદનો બંદોબસ્ત કરતો જાઉં તો ઠીક. કોને ખબર પાછળથી ભાઇ ભાઇ વચ્ચે ગાદીના હક માટે કજીઓ ન થાય? તેમ થયું તો રાજમાં અંધાધુંધી જાગે, માંહોમાંહે યુદ્ધ સળગે અને મેવાડની ભૂમી નિર્દોષ કુટુંબીઓના તથા પ્રજાના લોહીથી લાલ થાય—કદાચ રાજનો નાશ પણ થાય."

"ત્યારે તો મને કહેવા દો, રાણાજી, કે આપ જે બંદોબસ્ત કરવા ધાર્યો છે તેનાથીજ આપની આ ધાસ્તી ખરી પડવાનો સંભવ છે."

"તે કેમ?"

"જયસિંહને ગાદી મળી એટલે એમજ સમજજો કે મેવાડમાં મુસલમાનોનું રાજ થયું. તે ઉપરાંત ગાદીનો ખરો હકદાર વારસ ભીમસિંહ કંઇ મુગો બેશી રહેશે નહીં. પોતાનો જન્મસિદ્ધ હક સિદ્ધ કરવા તે તરવાર ખેંચશેજ, અને જે અંધાધુંધી, આંતરિક વિગ્રહ, કુટુંબ નાશ

અને રકતપાત થતો અટકાવવા આપ ઇચ્છો છો તે તો આપોઆપજ ઉપસ્થિત થશે."

"રાજ્ય મારૂં છે. હું તે મારી મરજી પડે તેને આપું તેમાં ભીમસિંહે શા માટે ઉત્પીત કરવો જોઇએ ?"

"મહારાજ, રાજ આપનું છે એ વાત સાચી, પણ આપની મરજી પડે તેને આપી જવાનો આપને હક નથી. અસલથી ચાલી આવતા રિવાજ પ્રમાણે ગાદીનો હકદાર વારસ તો આપનો મોટો પુત્ર જ હોઇ શકે. ભીમસિંહ આપનો મોટો દીકરો છે અને તેનો હક ડૂબાડવાનો આપને જરાએ હક નથી."

રાણાના હાડેહાડમાં ક્રોધ વ્યાપ્યો, છતાં તેને દબાવી દઇ બહારથી શાંત ચિત્ત રાખી તેણે પૂછ્યું, "કોણ કહે છે કે ભીમસિંહ વડો પુત્ર છે ? બેઉ કુમારો એકજ દિવસે અને લગભગ એકજ સમયે જન્મ્યા છે એટલે બેઉની ઉમર સરખી છે. આ સંજોગોમાં જે વધારે લાયક હોય તે ગાદીએ બેસે અને મારા અભિપ્રાય મુજબ જયસિંહજ વધારે લાયક છે."

"એકજ દિવસે બેઉનો જન્મ થયો છે એ વાત કબૂલ, પણ એકજ સમયે તો નહિજ. એક પળનો એ ફેર પડે તો મોટાં નાનાંનો ભેદ ઉભો થાય. લવ અને કુશ બન્ને જોડ ભાઇ નહોતા ? છતાં રાજ ગાદી કુશને કેમ મળી ? અહીં ભીમસિંહ અને જયસિંહના જન્મકાળ વચ્ચે તો બારસો બે ઘડીનો ફેર છે એટલે કોઇપણ જાતની શંકા રહેતીજ નથી. પણ આપની ઇચ્છાજ કાળક્રમ ઉલ્ટાવી નાંખવાની જણાય છે. ભલે, તેથીજ આપને સંતોષ થતો હોય તો આપના એ સુખી ભ્રમમાં ભંગાણ પાડવાની મારી મરજી નથી. પણ, મહારાજ, એતો બતલાવો કે જયસિંહ ભીમસિંહ કરતાં વધારે યોગ્ય શી રીતે થયો ? શૌર્ય, બુદ્ધિ, સભ્યતા, શામાં જયસિંહ ચઢે છે ? લશકર કોને વશીભૂત છે ? દરબારીઓ કોના તેજમાં અંજાય છે ? પ્રજા કોને વધુ ચાહે છે ? કોઇને પણ પૂછી તો જુવો એટલે આપની ખાત્રી થાય કે લાયક નાલાયક કોણ બાકિ જયસિંહ આપની માનીતી રાણીનો પુત્ર છે—આપનો વહાલસોયો બેટો છે અને તેટલા માટેજ તે આપની નજરમાં વધારે લાયક જણાતો હોય તો કોણ જાણે !"

"વારૂ, એમતો એમ." રાણીના શબ્દબાણે રાણાનું મર્મેમર્મ વિંધી નાખ્યું એટલે તેણે ગુસ્સામાંજ જવાબ દીધો.

આ તરફ રાણીનો ક્રોધ પણ વધ્યો. તેણી જુસ્સાથી બોલી, "તો પછી ખરી વાત ન કહેતાં બળતીજ વાત ફેલાવવાનું કંઇ કારણ? મેવાડના મહારાજાને સાચું બોલતાં ડર લાગતો હશે, નહિ વારૂ?"

રાણાએ જવાબ દીધો, "મારા મનની વાત પૂછવા મારી પાસે કોણ આવ્યું કે તેની આગળ મેં સત્ય છૂપાવ્યું?"

"કુંવરનો જન્મદિવસ યાદ કરો." બોલતાં બોલતાં રાણીનું હૈયું ભરાઇ આવ્યું—આગળ બોલી શકી નહીં. એક પળમાંજ વીશ વર્ષ પહેલાંનો એક દેખાવ તેની આંખો આગળ ખડો થયો. કયાં તે વખતની બાળ નવોઢા, રાજપતિના અખૂટ પ્રેમસુખમાં ન્હાતી, સુંદર કમળકુમારી અને કયાં આજની અગુમાનીતી પ્રૌઢા? સુંદર, કોમળ બાળકને ખોળામાં રમાડતી, આશા, ઉમેદ અને હરખથી તે કેવી ઘેલી બની ગઇ હતી! પતિદેવને ચરણે પુત્રરત્ન ધરવાની હોંષમાં પ્રસવ વેદનાને પણ ભૂલી જઇ એક માત્ર રાણાજીના પધારવાની કાગને ડોળે રાહ જોતી તે બેઠી હતી. અર્ધી ઘડી, ઘડી, બે ઘડી ગઇ પણ મહારાજ ત્યાં આવ્યા નહીં. માત્ર એક દાસીએ આવી સમાચાર આપ્યા કે "રાણી ચંચળકુમારીને હમણાંજ પુત્ર આવ્યો છે તેને પગે અમરકવચ (રાખડી) બાંધી રાણાજી અત્રે પધારેછે."

પાટવીકુમારનો જનમ થતાંજ તેને પગે અમરકવચ બાંધવાનો મેવાડના રાજકુળમાં રિવાજ છે. એથી બાપ મોટા દીકરાને પોતાના વારસ તરીકે સ્વીકારે છે. કમળકુમારીએ જ્યારે જાણ્યું કે પોતાના દીકરાને બાજુ મેલી રાણાએ બે ઘડી પછી જન્મેલા નાના પુત્રના પગે અમરકવચ બાંધ્યું છે ત્યારે તેના દુ:ખનો પાર રહ્યો નહિ—તરતના જન્મેલા તેના બાળકને પહેલેજ દિવસે માતાના આંસુથી ન્હાવાનું થયું. કંઇક વખતથી રાણીને વહેમ પડયો હતો કે રાણાનું દીલ તેણીની ઉપરથી ઉઠી ગયું હતું, પણ તે ફકત વહેમ જ. આજે તેણીની ખાત્રી થઇ કે રાજાનો પ્રેમ તેણીએ ખોયો હતો. આ સત્ય તેની નજર આગળ તરી આવતાં તે બેહોશ બની પણ તરતજ સાવધ થઇ અને થોડીવારે રાણો જ્યારે ત્યાં આવ્યો ત્યારે જાણે કંઇ બન્યું ન હોય—કંઇ જાણતીજ

નહિ હોય—તેમ પુત્રને લઇ ઉભી રહી, જોકે અંદરખાનેથી તો તેની છાતી ચીરાઇ જતી હતી. આ પછી કેટલેક દીવસે એવી વાત ચાલી રહી કે મહારાજે જાણીજોઇને અમરકવચ જયસિંહને પગે બાંધ્યું નહોતું પણ નોકરની ગરબડથી ચંચળકુમારીનો પુત્ર પહેલો જન્મ્યો છે એવી ભ્રાંતિથી એ કામ કર્યું હતું. ખરૂં શું અને ખોટું શું તે વિષે પાછળથી કમળકુમારીએ રાણા પાસે કોઇ દિવસ ખુલાસો માગ્યો નહીં. જેના પ્રેમનો ભરોસો નહિ તેની પાસે જતાંજ કાળજું દુઃખથી કોરાતું હોય ત્યાં આ બધી વાતની પંચાત કરવાનું તો ભાનજ ક્યાંથી રહે? ઘણી વાર તે રાણા પાસે ખુલાસો મેળવવાની ઇચ્છાથી જતી, પણ "કાલે વાત" કરી બીજી ત્રીજી વાતોમાં વખત ગાળી પાછી ફરતી. પણ હવે જ્યારે કવચબંધન પ્રમાણે જયસિંહને ગાદીએ બેસાડવાની વાત આવી ત્યારે તેની ધીરજ રહી નહિ—તેનું અભિમાન ઉતરી ગયું. તે ભીમસિંહની મા, તેની કૂખે તે જન્મ્યો એટલોજ એ કમનશીબ પુત્રનો વાંક, અને તેટલા ખાતરજ તેનો હક લૂટાય એ તેણી સહન કરી શકી નહિ. કંઇજ નહિ તો પોતાના પુત્રને ખાતર, ન્યાયને ખાતર, રાણાજીની સાન ઠેકાણે લાવવાનો નિશ્ચય કરી આજે તેણી તેના શયનગૃહમાં ગઇ હતી. વાતમાં ને વાતમાં પુત્રના જન્મ વખતનો બનાવ યાદ આવતાં તે બ્હાવરી બની, તેની આંખના ક્રોધની જવાળા આંસુથી મલીન થઇ. પણ તે થોડોજ વખત. તરતજ ટટાર થઇ ક્રોધ પૂર્વક તેણી બોલી, "સાચું બોલતાં ડર નહોતો તો પછી મોટાને બદલે નાના દીકરાને કવચ પહેરાવવાનું કારણ ખુલ્લું કહેતાં શું થતું હતું કે લોકમાં ભળતીજ વાત ફેલાવી?"

રાણાએ બીજાસમાંજ જવાબ દીધો, "હું કયારે, શું, શામાટે કરૂંછું તે લોકને જઇને સમજાવવાનું મારૂં કામ નથી, સીધી વાતનો લોક આડો અર્થ કરે તેમાં મારો શું વાંક? લોકભયથીજ જો ખરી વાત મેં તે દિવસે છૂપાવી હોય તો આજે પણ લોક ભયથી હું જયસિંહને રાજ્ય દેતાં ખંચાઉં. તે દિવસે લોકની સમજવામાં ભૂલ થઇ હશે તો હવે તે ભૂલ ભાંગી જશે. મારૂં રાજ્ય, મારી મરજી પડે તેને આપીશ, તેમાં મને લોકનો ભય નથી અને લોકને તે વિષે ખણખોદ કરવાનો અધિકાર નથી."

રાણીની ખાત્રી થઇ કે અહીં તેણીનું કંઇ વળે તેમ નથી. તે ઉઠી,

ઉભી થઇ અને ઉંચે સાદે બોલી, "નહિ, મહારાજ, રાજ્ય તમારૂં છે તેથી ગમે તેને આપી જવાનો તમને હક નથી. બાકિ ન્યાયાધીશ થઇ તમારે અન્યાય કરવોજ હોય તો તમારી ખુશી. રાજા પોતેજ કાયદાનો ભંગ કરે, અન્યાય કરે તો તે રાજા નહિ—તેતો સ્વેચ્છાચારી, અધર્માચારી. તેનું દાન જેને ખપે તે ભલે લે—મારો પુત્ર તો તે દાન નહિજ લેશે. પોતાના બાહુબળથી જ્યારે તે પોતાનો હક સાબીત કરશે ત્યારેજ આ રાજ્ય તેનું કહેવાશે. પણ, આપના પાપે હજારો મેવાડીઓના લોહીથી માતૃભૂમિ રંગાય, ભાઈ ભાઈના લોહીથી મેવાડના રાજવંશને હમેશનો બટો લાગે તો તેનો દોષ કોઇને દેશો નહિ. સમજી લેજો કે એ આપના પાપનુંજ ફળ. સત્યને ખાતર, ન્યાયને ખાતર પ્રાણ જેવા વ્હાલા પુત્ર રામને વનવાસ દેનાર દશરથનો જે કુળમાં જન્મ થયો તેજ રઘુવંશમાં આપ પણ જન્મ્યા છો નહિ? આજે આપે રઘુવંશનું નામ ડૂબાવ્યું. ખેર, પણ યાદ રાખજો કે જ્યાં સૂધી આકાશમાં સૂર્ય ચંદ્ર છે ત્યાં સૂધી આપ ન્યાયને ડૂબાડી શકશો નહિ—આખર સત્યનોજ જય છે; આપ તે અટકાવી શકનાર નથી."

ખુલ્લા, તિરસ્કાર ભર્યાં સ્વરે ઉપલા શબ્દો કહી, ધીમે કદમે તે ગર્વિતા રમણી ત્યાંથી ચાલી ગઈ. તે રાત્રે તેણીએ ભીમસિંહની મુલાકાત લીધી નહિ; સઘળી વાતથી તેને વાકેફ કરવાનું સવાર ઉપર રાખ્યું.

---

## ૨

રાણી કમળકુમારી ગઈ પણ પોતાના વજ્રબાણ જેવા શબ્દોથી રાણા રાજસિંહનું હૃદય વિંધતી ગઈ. "સત્યને ખાતર, ન્યાયને ખાતર, પ્રાણ જેવા વ્હાલા પુત્ર રામને વનવાસ દેનાર દશરથનો જે કુળમાં જન્મ થયો તેજ રઘુવંશમાં આપ પણ જન્મ્યા છો નહિ?" આ શબ્દો રાજાના કાનમાં ફરી ફરીને ગણગણવા લાગ્યા. તેનું માથું ફરવા લાગ્યું. તેને ઉંઘ આવી નહિ. તેને લાગ્યું કે રાણીનું કહેવું ખરૂં હતું. જયસિંહ માટે, તેની માને માટે, તેનો પ્રેમ અગાધ હતો—તે પ્રેમથી આંધળો બન્યો હતો. આજ સૂધી તે એમજ માનતો હતો—કહો કે તે પોતાનું મન મનાવતો હતો—કે બેઉ પુત્રોનો એકજ દિવસે જન્મ થયો હતો એટલે

મોટા–નાનાનો ભેદ નહોતો અને જો જયસિંહને રાજપાટ સોંપે તો તેમાં પક્ષપાત કે અન્યાય જેવું કંઇજ નહોતું. આજે તેના મોહનો પડદો ખસી ગયો—સત્ય તેની આંખ આગળ તરવા લાગ્યું. નાના બાળકની પેઠે હતાશ થઇ તે બોલ્યો, "અરે ભગવાન! દશરથ જેવા ન્યાયી રાજાથી શોભીતા એવા રઘુવંશની ઉજળી કિર્તિને ડાગ લગાડવાને વાસ્તેજ શું મારા જેવા કુલાંગારને તેં સિસોદિયા વંશમાં જન્મ આપ્યો? પ્રભુ! એ પાપમાંથી મને બચાવ!" સવાર થતાંજ પહેરેગીરને બોલાવી કહ્યું, "યુવરાજ ભીમસિંહને અહીં બોલાવી લાવ."

"યુવરાજ ભીમસિંહ!" પહેરેગીર આશ્ચર્ય સાથે ગુંચવણમાં પડ્યો. યુવરાજ તરીકે તો જયસિંહ ઓળખાતો હતો. રાણાજી કહેતાં ભૂલ્યા કે તેની સાંભળવામાં ભૂલ થઇ? ફરીથી પૂછી જોવાની તેની હિંમત ચાલી નહિ. "ભીમસિંહ" નામતો તેણે બરાબર સાંભળ્યું હતું. શું છે શું નહિ એ કોકડું ઉકેલવાની તજવીજ કરતો કરતો પહેરેગીર ભીમસિંહ પાસે ગયો અને મહારાજનો સંદેશો પહોંચાડ્યો.

હવે ભીમસિંહની અજબ થવાની વારી આવી. રાણાજીએ અગાઉ કોઇવાર તેને બોલાવ્યો નહોતો. એકાએક આ નોતરું કેમ? તે બબડ્યો, "જ્યાં છે ત્યાં જયસિંહને ગાદીએ બેસાડી તેનું સ્વામિત્વ મારી પાસે કબૂલ કરાવવાની તદબીર હોવી જોઇએ. પણ રાણાજીને કયાં ખબર છે કે જ્યાં સૂધી આ હાથમાં તરવાર ચલાવવાની શકિત છે ત્યાં સૂધી તો જયસિંહ મેવાડના સિંહાસન ઉપર બેશી શકશે નહિ." બાપનો પક્ષપાત યાદ આવવાથી ભીમસિંહને રીસ ચઢી. મનમાં થયું કે "નથી જવું." વળી વિચાર કર્યો, "બાપની આજ્ઞા તો ઉથાપીશ નહિ. તેમની સામે ઉભો રહી બધી વાત તેમને તડ ને ફડ સંભળાવી દઇશ." જાણે સાક્ષાત ક્રોધની મૂર્તિ હોય તેમ ભીમસિંહ બાપ પાસે જવા નીકળ્યો, પણ જેવું તેણે જોયું કે રાણાનું મુખ શોકાતુર, લેવાઇ ગયલું અને વિચારગ્રસ્ત હતું અને તે તેના તરફ ચિંતાકુલ પણ વ્હાલ ભરી નજરે તાકી રહ્યો હતો કે તરતજ તેનો ક્રોધ શમી ગયો. એક પલકારામાં તેના મનમાંથી વેરની લાગણી નાબુદ થઇ ગઇ. તેના હૃદયમાં હમણાં એકજ લાગણી હતી—પિતાના દુઃખે પુત્ર દુઃખી થઇ રહ્યો. તેને આમ ક્રોધહીણ, શાંત, અને સ્નેહાળ જોઇ આ તરફ રાણો અજબ થયો. તેણે

તો ભીમસિંહને ખાઉં ખાઉં કરતા વિકાળ વાઘ જેવો જોવાની ઉમેદ રાખી હતી તેને બદલે આતો બકરી જેવો નરમ હતો. તેણે જઇને રાણાને પ્રણામ કર્યા. પુત્રના આદરભાવથી, શાંતિથી, અને ભક્તિભાવથી રાણાનો પશ્ચાતાપનો અગ્નિ ભભુકી ઉઠયો—ભીમસિંહના એક હજાર ભવાંથી પણ એવો ભડકો થતે નહિ. શરમનો માર્યો રાણો તેની સામે વધુવાર જોઇ શકયો નહિ—મોઢું નીચું રાખી ધીમેથી બોલ્યો, "બેટા ભીમસિંહ!"

આ માયાળુ શબ્દો સાભળી ભીમસિંહ ચોંકયો. રાણાએ કદીપણ આવી મમતાથી તેને બોલાવ્યો નહોતો. આજ સૂધી બાપે તેના તરફ ઝાંખીને જોયું પણ નહોતું. તેને યાદ આવ્યું કે નાનપણમાં એક દહાડો બેઉ ભાઇઓ વાડીમાં રમતા હતા, ત્યારે અચાનક મહારાજ ત્યાં થઇને જતા હતા. તેમણે જયસિંહને વ્હાલપૂર્વક બોલાવ્યો પણ તેને પોતાને એક શબ્દ વટીક કહ્યો નહિ. અભિમાની બાળક ત્યાંથી ચાલ્યો ગયો અને માતાની સોડમાં ભરાઇ ખૂબ રડયો—પણ માને વાત ન કહી. ત્યારથી આજ સૂધી પિતાજીનો પક્ષપાત તે ડગલે ને પગલે અનુભવતો આવ્યો હતો અને જે કંઇ બાકિ રહી ગયું હોય તો તે જયસિંહના રાજ્યાભિષેકની વાતથી પૂરૂં થયું હતું. રાણાના હૃદયમાં પોતાને માટે સ્નેહનું જરાએ સ્થાન છે એ વાતનો આજ સૂધી ભીમસિંહને અનુભવ થયો નહોતો. જીંદગીમાં પહેલીજવાર બાપને મોઢેથી "બેટા ભીમસિંહ" એ સ્નેહાળ શબ્દો સાંભળી તેનું હૈયું છળીછળી થઇ ગયું. ધ્રુજતા અવાજે તેણે જવાબ વાળ્યો, "પિતાજી!" આજ સૂધી તેણે બાપને "મહારાજ" કહીનેજ બોલાવ્યા હતા. રાણો તેના તરફ જોઇને બોલ્યો, "બેટા, મેં તને ભારે અન્યાય કર્યો છે. મને માફ કર."

ભીમસિંહના વીર નેત્રોમાંથી આંસુ ટપકયું. એ અભિમાનનું આંસુ. આટલે વખતે, આખરે, પણ પોતાને અન્યાય થયો છે એ વાત પિતાજી શકયા; આખરે પણ પુત્રસ્નેહ દર્શાવ્યો, એ આનંદ આગળ ભીમસિંહનું અભિમાન વધુવાર ટકી શકયું નહિ, ઉછળતા હૃદયે મનમાંને મનમાંજ તે બોલ્યો, "તમારા સ્નેહ માટે સંદેહ લાવી આજ સૂધી હું તમારાથી અળગોને અળગો રહ્યો એ મારોજ દોષ. નહિ તો તમારો સ્નેહ મારા ઉપર કેમ ન થાય? હુંજ ઠપકાને પાત્ર છું; મનેજ ક્ષમા કરો."

ભીમસિંહને ચૂપ જોઇ રાણાએ ઉભા થઇ કહ્યું "બેટા, તું ક્ષમા ન આપી શકે. હું જ એ અપરાધનું પ્રાયશ્ચિત્ત કરી મારા અંતર્દેવતા પાસે, મારા ઇશ્વર પાસે, દોષમુક્ત થઇશ. તું મારો મોટો દીકરો, રાજગાદી ઉપર તારો હક; તે હું તનેજ આપીશ. રાજ-મુગટ તારાજ માથા ઉપર શોભશે. દુઃખ માત્ર એકજ છે. જયસિંહનો રાજગાદી ઉપર હક નથી પણ મારી મુર્ખાઇથી તેના મનમાં આશા ઉભી થઇ છે એ આશા તે એકદમ છોડશે નહિ. રાજલોભને લીધે તે દેશમાં અંધાધુંધી ઉભી કરશે અને તેનો એકજ ઉપાય છે——" અહીં મ્યાનમાંથી તરવાર કાઢી ભીમસિંહને આપતાં રાણાએ આગળ ચલાવ્યું, "બેટા, લે. જા, જયસિંહની છાતીમાં એ બેધડક ચલાવી આવ. એકના લોહીથી સેંકડોનું લોહી વહેતું અટકશે. અન્યાયની પડતી થઇ બેશક ન્યાયનો જય થશે. બેટા, ગભરાઇશ ના. કઠોર કર્તવ્ય આગળ મા, બાપ, ભાઇ, બ્હેન કે પુત્રના સ્નેહને સ્થાન નથી."

રાજસિંહનો સ્વર ધ્રુજી ઉઠયો. સત્યનું આ ઉગ્ર સ્વરૂપ તેણે આજેજ અનુભવ્યું ભીમસિંહ તો આ સાંભળી પથ્થરના પૂતળા જેવો આભોજ થઇ ગયો. તેણે જોયું કે ફરજને ખાતર રાણાજી પોતાના વ્હાલામાં વ્હાલા દીકરાનો નાશ કરવા–કરાવવા તૈયાર થઇ ગયા હતા. પિતાની ઉદારતા, તેનું મહત્વ, પુત્રની રગેરગમાં પ્રસર્યાં. તેની પિતૃભકિત ઉછળી આવી. ભાઇના પેટમાં તરવાર ચલાવવી એ પોતાની છાતીમાં ચલાવવા જેવુંજ હતું. ભીમસિંહની જીભ શીવાઇ ગઇ. મનમાંજ તે બોલ્યો, "પિતાજી, તમે દેવતા છો."

પુત્રને મુગો ઉભેલો જોઇ રાજસિંહ ફરીથી બોલ્યો, "બેટા, શા માટે ગભરાય છે? એ હત્યાથી પાપ નથી. ન્યાયને ખાતર, દેશના લાભને ખાતર, એ હત્યા કરવાની હું તને આજ્ઞા આપું છું. કદાચ તને પાપનો ભય હોય, તો જા, એ પાપ મારે માથે. મારી આજ્ઞાથી તું એ કામ પૂર્ણ કર."

ભીમસિંહને હવે વાચા આવી. બાપના હાથમાંથી તરવાર લઇ તેમના ચરણે ધરી તે બોલ્યો, "પિતાજી, તમારી તરવાર પાછી લ્યો. એની મને જરૂર નથી. મને આપે જે અન્યાય કર્યો છે તેનું પ્રાયશ્ચિત્ત પણ આપે કર્યું. આપની ફરજ આપે પૂરેપુરી બજાવી. આપે આજે

મને જે અધિકારનું દાન કર્યું, તેનું હું આજેજ જયસિંહને દાન કરૂં છું. આજથી રાજ્ય ન્યાયપૂર્વક તેનું છે. હું વચન આપું છું કે મારા તરફથી રાજ્યમાં લોહીનું એક ટીપું પણ નહિ રેડાય અને જયસિંહને તલભાર પણ ઇજા ન થાય. કદાચ લોભવશ થઇ હું કંઇ કરી બેસું તો તેની જામીનગીરીમાં આપે મને આજે જે પુત્રસ્નેહ આપ્યો છે તે અમૂલ્ય દોલત અને આપના આશિર્વાદ લઇને હું આજેજ માતૃભૂમિનો,—મેવાડનો, ત્યાગ કરીશ—નહિ કરૂં તો હું આપનો પુત્ર નહિ."

આટલું કહી પિતાના ચરણનો સ્પર્શ કરી ભીમસિંહ ત્યાંથી વીજળીને વેગે ચાલ્યો ગયો. તેને રોકવાની—બે શબ્દો કહેવાની પણ રાણાને તક મળી નહિ.

તેજ દિવસે પોતાના હાથે રાજમુગટ જયસિંહને પહેરાવી પોતાના પ્રિય સૈન્ય સામંતોને લઇ ભીમસિંહે મેવાડ છોડયું. કેટલોક વખત બાદ તેના સોબતીઓ પાછા ફર્યા, પણ તે તેને લઇને નહીં, તેના મૃત્યુના સમાચાર લઇને.



# રજપૂત રમણી.

(સ્વર્ણકુમારી દેવિકૃત બંગાળી ઉપરથી)

ભાષાંતરકર્તા—ર. લ. સુતરિઆ, બી. એ.

૧.

"પેલું વરાહ!" "દોડો, દોડો!" "આ બાજુ" "પેલી મેર!" "જલ્દી કરો!"

શિકારીઓના ઉપર મુજબ કોલાહલથી અરવલ્લી પર્વતમાં આવેલું અંધયા નામે જંગલ ગાજી રહ્યું. તેમના ઘોડાઓનાં મજબૂત, ઝડપી પગલાંથી ત્યાંની પહાડી ધરતી ધ્રુજી ઉઠી. બાપડું ડુક્કર જીવ લઇને ઉંચે શ્વાસે આમથી તેમ નાસતું નાસતું આખરે જંગલ છોડી મકાઇના એક મોટા ખેતરમાં ભરાઇ ગયું. તેની પાછળ પડેલો મેવાડનો યુવરાજ અરિસિંહ પોતાના સોબતીઓ સાથે ત્યાં આવી લાગ્યો—આગળ રસ્તો ન હોવાથી ત્યાંજ અટકયો. જેમ લડાઇમાં ધુમતો હાથી એકાએક ઘાયલ થવાથી ક્ષણવાર થંભી જાય તેમ તે પણ ઉભો રહ્યો. શિકારની ધૂનમાં પળભર તો ઘોડાની લગામ ઢીલી કરવાનું એ તેને ભાન રહ્યું નહિ અને જાણે ચિત્રમાં દોરેલી મૂર્તિ હોય તેમ પરસેવાથી તરબોળ ચ્હેરે, ડોકી ઉંચી રાખી, ઘોડા ઉપરજ સ્થિર થઇ રહ્યો. એટલામાં એક ગામડીઅણ છોકરી ત્યાં આવી નમન કરી ઉભી. તેણી તે ખેતરના માલીકની છોકરી હતી, અને એક માચી ઉપર ઉભી ઉભી ખેતરની રખેવાળી કરતી હતી. તેણીએ ડુક્કરને ખેતરમાં ભરાતું જોયું હતું અને સાથે સાથે શિકારીઓની નિરાશા પણ જોઇ લીધી હતી. તેમને મદદ કરવાની મતલબથી તેણી ઝડપથી યુવરાજ પાસે જઇ પહોંચી હતી. ઘોડાની લગામ ધીમે ધીમે ઢીલી કરતાં યુવરાજે તે છોકરી તરફ નજર કરી. કેવી સુંદર! તેણીનું શરીર કેવું કદાવર અને ઘાટીલું! તેનું મોં કેવું સરળ

અને શોભીતું! સાદા, ગામડિઆ પોષાકથી તેનું ફુટડું શરીર કેવું દીપી રહ્યું હતું! શરીર ઉપર ઘરેણાં નહોતાં, પણ તેણીના છૂટા, લાંબા, કાળા વાળથી તેનો ચહેરો ઓર ખેંચાણકારક લાગતો હતો! તે મનોહર, સાદા, કુદરતી સૌંદર્ય આગળ મણીમાણેકના શણગારવાળી, ટાપટીપવાળી ખુબ-સુરતી કુછ બિસાતમાં નહોતી. યુવરાજે જોયું કે તેના માથામાં સિંદુર નહોતું. હાથમાં બંગડી હતી પણ લોહ[1] નહિ. છોકરી કુંવારી હતી! તેણે પૂછ્યું, "સુંદરી, આ મકાઇના ખેતરમાં ઘોડાઓ જઈ શકે એવો રસ્તો છે કે?" છોકરીએ જવાબ દીધો, "ના. પણ જરા થોભો. હું અબઘડી ડુક્કરને મારીને બહાર ખેંચી લાવું છું." આટલું કહી, જવાબની રાહ જોયા વગર, મકાઇનો એક લાંબો છોડ સમૂળગો ઉખેડી કાઢી, તેણી ઝડપથી ખેતરમાં અદશ્ય થઈ ગઈ. શિકારીઓ આતુર નજરે તે તરફ જોઈ રહ્યા. તેણીના મારથી બીધેલું ડુક્કર થોડીવારે બહાર આવ્યું. શિકારીઓ તેની ત્રણ બાજુ ફરી વળ્યા. તેને નાસવાનો રસ્તો રહ્યો નહોતો. જેણીગમ જાય ત્યાં સામે શિકારીઓ—ફક્ત પાછળ, ખેતરની બાજુએ, એક પેલી છોકરી; તેણીના હાથમાંથી છટકી શકાય તોજ જીવ બચે. જીવપર આવી તે તેણીની તરફ વળ્યું, અને એક ભયંકર બરાડ મારી આગળ ધસ્યું. શિકારીઓએ જોયું કે છોકરીનો જીવ જોખમમાં હતો અને એ ફીકરમાંજ બધાએ તે તરફ ઘોડા છોડયા. ડુક્કર તીરવેગે આગળ ધસતું હતું, આ છોકરી ઉપર જઈ પડયું, આ તેણી મુઈ, મુઈ—હવે બચવી મુશ્કેલ! યુવરાજે પૂર જોસમાં ઘોડો છોડયો પણ ડુક્કરતો તેની પહેલાંજ ત્યાં પહોંચી ગયું હતું. પણ તે બહાદુર છોકરીએ જરા પણ ગભરાયા વગર, ઠંડે કલેજે, તે ધસી આવતા જાનવરના માથામાં મક્કાઇના શોટાનો એવો તો સાબૂત ફટકો લગાવ્યો કે જાણે વજ્રનો ઘા પડયો હોય તેમ તે અચેતન થઈ ઉભું! એજ વખતે યુવરાજનો ઘોડો પણ ત્યાં આવી લાગ્યો, પણ હવે કંઈ ભય નહોતો. હસતી હસતી રમણી ડુક્કરને કાનમાંથી પકડી તેમની પાસે લઇ ગઇ—યુવરાજે તેને હથિયારનો ઘા કર્યો. તેના સાથીઓ તો આભા બની

---

૧. બંગાળમાં સૌભાગ્ય ચિહ્ન તરીકે પરણેલી સ્ત્રીઓ સેંથામાં સિંદુર પૂરે છે અને ડાબે હાથે લોખંડની બંગડી પહેરે છે. રજપૂતાનામાં એ રિવાજ છે કે નહિ તે મને ખબર નથી. ભા૦ ક૦

તે રમણી તરફ જોઇ રહ્યા હતા ! રજપૂતાનામાં રમણીઓના સાહસનો અભાવ નહોતો, પણ આ ગામડેની ગોરીએ તો હદ કરી હતી !

---

૨.

એક કુમારઃ "છીઃ છીઃ, આતો ઘણીજ શરમની વાત !"

બીજોઃ "બેશક; આપણે મરદો જેવા મરદો છતાં એક સ્ત્રી——"

યુવરાજઃ "એમાં શરમાવા જેવું શું ? આપણે ત્યાં આવાં સ્ત્રી રત્નો પાકે છે એતો દેશના ગૌરવની વાત કહેવાય."

પહેલો કુમારઃ "દેશનું ગૌરવ ભલે કહેવાય, પણ આપણું ગૌરવ શું રહ્યું ? આખરે તો એક બૈરીથી હાર્યાને ?"

યુવરાજે હસીને કહ્યું, "હારવુંજ હોય તો બૈરીથી—તેમાંએ આવી રમણીથી—હારવામાં મને જરાએ દુઃખ નથી——"

ત્રીજા કુમારે હસતાં હસતાં કહ્યું, "યુવરાજ આવ્યા શિકાર કરવા, પણ તેને બદલે જાતે પોતેજ શિકાર બની ગયા લાગે છે !"

બાજુમાં એક વાઘનું ચામડું પાથરી તે ઉપર પડયા પડયા વિશ્વંભર ભૂરિદારજી જોરથી નસ્કોરાં બોલાવતાં ઘોરતા હતા. તે જાતે તો બ્રાહ્મણ હતા, પણ રાજદરબારમાં સૌ કોઇ સાથે શાળાની સગાઇ ધરાવતા હતા. કુમાર અજયસિંહના ગુરૂપુત્રની પત્નિના મામાની છોકરીના દિયરનો તે પિતરાઇ ભાઇ થતો હતો. ગુરૂપુત્રના એની સાથેની આ નજીકની સગાઇ રજવાડામાં સૌ કોઇએ પોતાનીજ માની લીધી હતી. એમાં તેને પણ કાંઇ જાતનો વાંધો નહોતો. કારણ કે એ સગાઇના પૂનથી તો તે પગ ઉપર પગ રાખી, ગાદી તકીએ અઢેલી, કરારને જીવે ઉંઘી, આળસમાં, નિર્વિઘ્ને દિવસ કાઢતો અને તક મળતાં રાજકુમારો ઉપર હાથ અજમાવી લેતો. બીજા કુમારની વાત સાંભળી વિશ્વંભર બેઠો થઈ ગયો. ઉંઘમાંને ઉંઘમાંજ જાણે વાઘ મારવાની તૈયારી કરી લીધી હોય એવો એનો દેખાવ હતો. ગરજ પડી એટલે ઉંઘ આપો- આપ જતી રહી, નહિ તો મકદૂર કોની કે હજાર બૂમ મારીને પણ શાળા- જીને જગાડી શકે ? ઝડપથી બેઠા થઈ તેણે કહ્યું, "એ શું બોલ્યા,

કુમારજી? મારી જાણ મુજબ જે શિકાર બન્યો છે તે તો ચોક્કસ શુવર—" બધા ખડખડ હસી પડયા. પેટ પસવારતાં પસવારતાં તેણે ફરીથી સૂવાની ચેષ્ટા કરી ત્યાં તો એકાએક હસવું બંધ થઈ ગયું. પાસેજ એક ઝાડ સાથે યુવરાજનો ઘોડો બાંધ્યો હતો, તે એકદમ ભડકીને દુઃખથી હણ હણ્યો. ઠઠ્ઠા મશકરી છોડી દઈ કુમારો એકદમ ઘોડા પાસે દોડી ગયા. જોયું તો માટીનો એક ગોળો લાગવાથી ઘોડાનું પેટ તરફનું હાડકું ભાંગી ગયલું. આટલા જોરથી ગોળો મારવો એ કંઇ સાધારણ વાત નહોતી. તેઓ અજબ થઇ તર્કવિતર્ક કરતા હતા, ત્યાં પેલીજ છોકરીએ આવી કહ્યું, "માફ કરો. ચલીઆંઓ ખેતરમાં નુકસાન કરતાં હતાં તેમને ઉરાડવા મેં ગોફણ છોડી ને દૈવયોગે ઘોડાના પેટમાં લાગી ગઇ. મને એથી બહુજ સંતાપ થાય છે."

ભૂરિહારજીએ વ્યાઘ્રચર્મ ઉપર બેઠા બેઠાજ તેણી તરફ નજર નાંખી કહ્યું, "બાઇ, ગભરાના. પરમેશ્વરનો પાડ માનીએ છીએ કે તારી ગોફણ ઘોડાને લાગી!" છોકરી કંઇક હસી. સાથે દવા લઇ આવી હતી તે ઘોડાને પેટે ચોપડી પાટો બાંધ્યો. વધેલી દવા રાજકુમારને આપી કેમ વાપરવી તે સમજાવી ચાલતી થઇ. ઘોડાને ઘાયલ કરી ઘોડાના માલીક ઉપર સપાટું ચઢાવ્યું! તે ગઇ એટલે તેના તેજમાં અંજાયલા કુમારોની શુધબુધ પાછી ઠેકાણે આવી. એકે કહ્યું, "કેવું આશ્ચર્ય! આ કોમળ હાથમાં આવું લોખંડી જોર!"

શ્યાલકજી બોલ્યા, "લોખંડી હોય તે તો સારૂં કે એકે સપાટે મોત આવે! આતો એના ગોળા જેને લાગે તે તત્કાળ મરે નહિ—અધમુઓ થઇ રીબાય!" આ સાંભળી બધા યુવરાજ તરફ જોઇ હસવા લાગ્યા. તે બોલ્યો, "એના હાથમાંથી બચે, પણ તમારાં વાગ્બાણ રોકો નહિ તો તો ખચ્ચીતજ મરી જાય!"

એક સોબતી બોલ્યો, "યુવરાજજી, કામતો કંઇ થયું નહિ. શિકાર કરવા આવ્યા ત્યાં આ બલામાં પડયા. હવે વાતચીત પણ બંધ કરીએ તો વખત કેમ જાય!"

ખરી વાત. નવરો બેઠો નખોદ વાળે. કામ નહિ હોય ત્યારે વાતચીત—ઠઠ્ઠા મશ્કરીનું બજાર તેજ થાય. યુવરાજે કહ્યું, "કામને વાસ્તેજ

એટલા કાતર થયા હોવ તો હું તેનો બંદોબસ્ત કરી આપું. ચાલો, આપણે બધા થઇને ગામની એકવાર પ્રદક્ષીણા કરીએ. પેલી છોકરીની પણ ભાળ કાઢીએ. ઘેર જઇને તો એનીજ વાત કરવાની રહી.'' સૂચના બધાને ગમી. એકે કહ્યું, "હું પણ એજ કહેવા જતો હતો."

બીજો: "મેં તો સવારથીજ એ વાત કહેવા ધાર્યું હતું."

ત્રીજો: "તેં તો ધાર્યું હતું પણ મેં તો યુવરાજને સવારેજ એ વાત કહી હતી."

ચોથો: "બેસ, બેસ, જરા યુવરાજને પૂછી તો જો કે પહેલાં તેં કહેલી કે મેં?"

મામલો રસ પર ચઢ્યો. પહેલા કુમારે કહ્યું, "જોયા, આ મોટા થઇ નીકળ્યા, પણ—નાનાને લૂટીને! જવાદો એ વાત. કહીશ તો રામાયણ જાગશે. મોઢે બોલાય નહિ અને પેટમાં રહેતી નથી!"

આ ગરબડ જોઇ સ્યાલકજીએ કહ્યું, "ઉભા રહો, હું તમારો ઇન્સાફ કરી આપું છું: યુવરાજ સિવાયના દરેક જણે આ વાત પહેલવહેલી કાઢી હતી!"

આ ચુકાદો જેણે તેણે પોતાના લાભમાં ગણી લીધો. કોને ખબર ભવિષ્યમાં એવો પણ દિવસ આવી લાગે કે જયારે આ ટોળીમાંનો એકેએક જણ "મેં અમુક વાત પહેલી કાઢી હતી" એવું માન ઠેકાણે ઠેકાણે ખાટવાની તજવીજ કરે. આખરે જગતનો તો એવોજ ધારો નજરે પડે છે. આજે પણ આપણાં માસીકો અને વર્તમાનપત્રો ઉકમાઇ સાથે નથી કહેતાં કે "આ ખબર અમે પહેલવહેલી આપી હતી?"

---

૩

રજપૂતો ઘોડેસ્વાર થઇ ગામ તરફ ચાલ્યાં. પહાડી રસ્તો—રસ્તાની બેઉ બાજુ મોટાં મોટાં ઝાડ. સામે દૂર—બહુ દૂર ભૂરા પર્વતોની હાર આકાશમાં લાગી રહેલાં ભૂરાં વાદળાં જેવી શોભી રહી હતી. સાંજનો વખત. સૂર્યનારાયણ પશ્ચિમમાં એક પહાડના શિખર પાછળ છૂપાયો છે. અને સામે પૂર્વમાં અનંત, ભૂરાં આકાશમાં સફેદ ચંદ્રમા ઉગી નીકળ્યો છે. સૂર્યના પ્રકાશમાં ચંદ્રનો પ્રકાશ મળી ગયો છે અને ચોતરફ તેની

અનેરી ચાદર પથરાઇ રહી છે. પાસેજ એક ઝરો વહેતો હતો તેના નિર્મળ પાણી ઉપર સૂર્ય–ચંદ્રના કિરણો ઝગઝગી રહ્યાં છે. આકાશના પૂર્વ ખૂણામાંથી એકેક તારલાઓ તે ઝરાના ચકમકતા પાણી તરફ અદેખાઇની નજરે જોઇ રહ્યાં છે. ધીમી ધીમી પવન લહરીઓ પહાડના શિખરે શિખરે અઠડાઇને ઝાડે ઝાડે વાંસળીની તાન લગાવી રહીછે. કુદરતની આ શોભાનો ઉપભોગ કરતા કરતા ઘોડેસ્વારો મુખ્ય રસ્તો છોડી ગામને રસ્તે વળ્યા. શિખરની આડે સંતાઇ બેઠેલો સૂર્ય હવે ખુલ્લો થયો અને તેના કિરણથી એકાએક ચારે દિશા લાલ લાલ થઇ રહી. એકી વખતે રસ્તાની એક બાજુ સૂર્યનો પ્રકાશ, બીજી તરફ ચંદ્રનો પ્રકાશ; એક તરફ દિવસ, બીજી તરફ સંધ્યા. ચંદ્ર સૂર્યના તેજના મિશ્રણવાળી આવી દ્વિકાળીક શોભા ફક્ત પહાડી પ્રદેશમાંજ કોઇ કોઇ ઠેકાણે જોવાની મળે છે. ઘોડેસ્વારોને એ દેખાવની નવાઇ નહોતી તોપણ તેઓ તેથી મોહ પામ્યા. સંધ્યા રૂપી લાલ સમુદ્રમાં નાહી રહી હોય તેમ એક ખડતલ મૂર્તિ તેમની મુગ્ધ નજરે પડી. માથે દૂધની તામડી, બે બાજુ બે ભેંસ, તેમની પીઠે હાથ દઇ તેમને હાંકી જતી એક યુવતીને તેમણે જોઇ. કુમારોએ યુવતીને ઓળખી. તરતજ તેઓએ માંહોમાંહે કંઇ મસલત કરી. યુવરાજે એકાએક પોતાનો ઘોડો તેણીની તરફ દપટાવ્યો અને બાકીનાઓ શું રંગ ઝામે છે તે જોઇ રહ્યા. જાણે યુવરાજનો ઘોડો ભડકીને એકાએક નાઠો હતો, યુવરાજ તેને કાબુમાં લેવા મહેનત કરી રહ્યો હતો અને આ ગરબડમાં તે છોકરી ઘોડાની અડફટમાં આવી જવાની ધાસ્તી હતી! ગભરાયલો હોય તેવો દેખાવ કરી યુવરાજે બૂમ મારી, "સુંદરી, બાજુ, બાજુ; રસ્તો મૂકો—" એવી મતલબથી કે બીકની મારી તે છોકરી નાસવા જાય એટલે માથા ઉપરથી દૂધની તામડી ગબડી પડે જેથી તેમને બધાને ગમત થાય અને છોકરી ખસીઆણી પડી જાય!

ભેંસ અને યુવતીની વચ્ચે થઇ જવાના ઇરાદાથી "બાજુ, બાજુ" કરતા યુવરાજે ઘોડો જાણી જોઇને તે તરફ વાળ્યો. તેના સોબતીઓ હસી રહ્યા હતા તે આ જોઇ એકાએક ચૂપ થઇ ગયા. તેમને ફીકર પડી કે રખેને હસવાનું ખસવું થઇ જાય અને ગમત ભારે પડી જાય! મૂઢ જેવા તેઓ પરિણામ જોઇ રહ્યા. આ તરફ પેલી છોકરી યુવરાજની દાનત સમજી ગઇ—તેણીએ જોઇ લીધું કે તે બરાબર તેના શરીરને

અડીને જવા માગતો હતો. તેણી જરાએ ડગી નહિ. બાજુ ખસવાની લગીરે ચેષ્ટા કર્યા વગર ઠંડે કલેજે જે બાજુથી યુવરાજ આવતો હતો તે તરફની ભેંસનું શીંગડું ઝાલી ઝડપથી દોડયા આવતા તેના ઘોડાને લગાડી દીધું. ઘોડો ચમકીને એકદમ ઉછળ્યો, ગાફેલ યુવરાજ ભોંય ઉપર પડી ગયો! ગમત તો ઝામી પણ ધારવા કરતાં ઉલ્ટીજ રીતે ઝામી! યુવરાજને પડેલો જોઇ તે બાળા તેની મદદે ગઇ, તેના સોબતીઓ પણ ઝડપથી ત્યાં આવી ચઢયા. પણ કોઇની મદદની જરૂર રહી નહોતી. ભોંઠો પડેલો યુવરાજ પોતાની મેળેજ ઉઠયો. યુવતીએ કહ્યું, "માફ કરજો, મેં એવું નહોતું ધાર્યું." યુવરાજ શરમનો માર્યો કંઇ બોલી શકયો નહિ, અને ત્યાંથી આસ્તે આસ્તે જાણે કંઇજ બન્યું નહિ હોય તેમ છટકી ગયો. રમણી ચાલી ગઇ પછીજ યુવરાજે હાડકાં પાંસળાં તપાસવા માંડયાં. સારે નશીબે કયાંએ લાગ્યું નહોતું. વળી પાછા બધા ગમને ચઢયા. હસવાનો રંગ ઝામ્યો એટલે એક જણ બોલ્યો, "યુવરાજ, આ શું કહેવાય? આખો દિવસ આપણેજ પાછા પડીએ છીએ?"

યુવરાજે કહયું, "એનું નામ તે ગ્રહ."

બીજાએ પૂછયું, "હવે ગામમાં જઇ ગ્રહનું બાકીનું સ્વરૂપ જોઇ લેવું છે કે સીધા સીધા ઘેર જઇએ?"

યુવરાજ: "શું નાક લઇને ગામમાં જઇએ? આટલો ઘોડો સંભાળી ના શકયો, હવે ગામમાં જઇ શું મોં દેખાડું?"

એક જણે કહ્યું, "ઘોડો ના સંભાળી શકયા તે તો ઠીક. હવે જીવ સંભાળી ઘેર પહોંચીએ એટલે બસ."

ગામ તરફ જવાનું માંડી વાળ્યું. એક ઝરાને કાંઠે ઝાડ તળે વિસામો ખાવા બેઠા. થોડી વારે એક ગામડીઆને ત્યાંથી જતો જોઇ વિશ્વંભર મહારાજને ખબર કાઢવાનું મન થયું. તેના તરફ જતાં જતાં પાછળથીજ બૂમ મારી, "અલ્યા ભાઇ, તારૂં નામ શું?" ગામડીઆએ પાછા ફરી આ અજાણી મૂર્તિને જોઇ તોછડાઇથીજ કહયું, "તારે તેની શી પંચાત?"

આ તરફ બ્રાહ્મણનો મીજાસ ગયો. તે બોલ્યો "લે જરા નામ પૂછયું એટલે ભાઇ સાહેબ છાપરે ચઢી બેઠા!" ગામડીઆએ પોતાની ડાંગ બેઉ હાથે મજબૂત પકડી બ્રાહ્મણ તરફ ડોળા કકડાવ્યા. તે જોઇ

શ્યાલકજી બોલ્યા, " તે તને ડોળા કાઢતાં આવડે છે અને અમને નથી આવડતું કે ? " ગામડીઓ બોલ્યો, " જા, ગંડુસ. જા. ફરીથી બોલ્યો તો પાંસળાં ભાંગી નાંખીશ ! " કુમારોનો લાડકો વિશ્વંભર આમ એક ખેડુતથી ખાંડ્યો જાય ? તે બોલ્યો, " જાઉં ? તું મને કોણ કહેનાર ? બચ્ચાજી, તું જાણે છે હું કોણ છું તે ? " ખેડુત ભોંય ઉપર પગ પછાડી બોલ્યો, " તું કોની સાથે વાત કરે છે તે ખબર છે ? હું એક ક્ષત્રી."

વિશ્વંભરઃ " ક્ષત્રી ! તારા જેવા તો કંઇ ક્ષત્રીઓ જોયા છે ! શું કરૂં, કળજુગ ચાલે છે નહિ તો ધ્રુઃ કરતાંની સાથ તને તો મારા બ્રાહ્મણ્ય તેજમાં ઉભોને ઉભોજ બાળીને ભસ્મ કરી નાંખું ! "

બ્રાહ્મણની આ ડફાંસ સાંભળી ખેડુતથી હસાઇ ગયું. બ્રાહ્મણ દાંતીઆ કાઢી બોલ્યો. " હસે છે ! ચાલ, બચ્ચાજી, યુવરાજ પાસે." દૂર બેઠેલા રાજકુમારોએ મામલો રસ પર ચઢેલો જોયો, એટલે તેઓમાંથી બે એક જણે ત્યાં આવી ખેડુતને કહ્યું, " એ બ્રાહ્મણ તો ગાંડો છે. એનું કહેવું કંઇ મનમાં લાવતા ના."

ખેડુત બોલ્યો, " હા, ગાંડોજ જણાય છે."

વિશ્વંભર ગુસ્સે થઇ ચાલ્યો ગયો. એક કુમારે તે ખેડુતને પૂછ્યું, " મહાશય, એક વાત જાણવી છે. કૃપા કરી કહેશો તો ઉપકાર થશે. અંધયાવનને નાકે મકાઇના એક ખેતરમાં એક છોકરી રખેવાળી કરતી હતી. તે ક્યાં રહેછે ? તેનું નામ શું ? "

" તે મારીજ દીકરી. અમે આ ગામમાં રહીએ છીએ."

વિશ્વંભરે જતાં જતાં આ વાત સાંભળી એટલે દોડતા જઇ યુવરાજને સમાચાર આપ્યા. યુવરાજે એક કુમારને પેલા ખેડુતને પોતાની પાસે બોલાવી લાવવા મોકલ્યો. કુમારે ત્યાં જઇ કહ્યું, " મહાશય, મેવાડના યુવરાજ આપને મળવાને બોલાવે છે, જો મહેરબાની કરી—— "

વાત પૂરી સાંભળ્યા વગરજ ગર્વિત સ્વરે તે રજપૂત બોલ્યો, " મહાશય, માફ કરજો. એ મેવાડના યુવરાજ છે તો હું એ આ ગામનો માલીક છું. અહિં જે કોઇ આવે તે પહેલાં અમને મળે. નહિતો અમે, ગાંમડીઆઓ, એમ સમજીએ કે આવનાર ધણીને વ્યવહારનું,

વિવેકનું, ભાન નથી. મેવાડના યુવરાજ વિવેકમાં ચૂકયાછે પણ તેથી તેમનું મન રાજી રાખવા હું વિવેકભંગ કરીશ નહિ. વિવેક આગળ નાના મોટાનો ભેદ નથી."

કુમારો તો સ્તબ્ધ થઇ ગયા! એક નાનો રજપૂત, તેને મોઢે આવડી મોટી વાત! તેમનું એ આશ્ચર્ય ભાંગ્યું–નથી ભાંગ્યું ત્યાં તો વળી બીજું મોટું આશ્ચર્ય! ક્ષત્રીયની વાતના જવાબમાં યુવરાજે આગળ આવી કહ્યું, "મેવાડનો પાટવીકુમાર આપને મળવા ન આવ્યો અને તેમ કરી આપના તરફ જે અવિવેક દેખાડયો તેના પ્રાયશ્ચિત્તમાં તે આપની કન્યાનું પાણિ-ગ્રહણ કરવા તૈયાર છે!"

બધા સાંભળી રહ્યા. કોઇને પોતાના કાનનો ભરોસો પડયો નહિ. મેવાડનો યુવરાજ—ભવિષ્યનો રાણો—શું ખરેખર એક ખેડુતની છોકરી સાથે પરણશે? પણ હજીએ તેમના આશ્ચર્યની સીમા આવી નહોતી. યુવરાજનું વચન સાંભળી મગરૂરીથી રજપૂત બોલ્યો, "આપે આ માગણી કરી મારૂં મોટું સન્માન કર્યું છે; અફસોસ કે તે સ્વીકારી હું આપનું તેટલુંજ સન્માન કરી શકતો નથી."

આટલું કહી, જવાબની રાહ જોયા વગર ઝડપી પગલે રજપૂત ચાલ્યો ગયો. મેવાડીઓ વિસ્મય, ક્રોધ, અને અપમાનમાં ગરકાવ થઇ રહ્યા.

* * * * *

મેવાડના યુવરાજ જોડે દમથી કામ લેનાર રજપૂત ઘેર પહોંચ્યો ત્યાં તેના ગર્વના ચુરેચૂરા થઇ ગયા. વાત સાંભળતાંની સાથેજ રજપૂતા-ણીએ તેનો ઉધડો લીધો અને ધણીના દોષની ક્ષમા માગવા તથા કન્યાના વિવાહની સંમતી આપવા યુવરાજ પાસે માણસ દોડાવ્યો. વળતેજ દિવસે યુવતી–યુવરાજના લગ્ન થઇ ગયાં. યુવરાજ શિકારને બદલે વહુ લઇને ઘેર ગયો. એજ રાણીની કૂખે મેવાડના મહાપ્રતાપી રાણા હમી-રનો જન્મ થયો હતો કે જેણે બાર વરસની ઉમરે દુશ્મનોને મારી હઠાવ્યા હતા.



# સોનાનો દડો.



## (બંગાળી ઉપરથી.)

---

કૈલાસ પર્વતના શિખર ઉપર એક દેવદારના ઝાડ નીચે મુકુલફુલથી સુવાસિત જગાએ હરણનું ચામડું પાથરી તે ઉપર બેશીને શંકર પાર્વતી સોગઠાંબાજી રમતાં હતાં. શરતમાં એક સોનાનો દડો હતો. ભોળા ભટાક મહાદેવજીની રમત સીધી, દાવપેચ કંઈ જાણે નહિ—જાણતા હોત તો સમુદ્રમંથનકાળે એમને ગળે ઝેર ઓળવાતે? ગૌરી પાસાં નાંખવામાં ઉસ્તાદ, પુરાવો—પૃથ્વિ ઉપર ત્રણ દિવસ તેણીની પૂજા થાય છે તે! તેમ છતાંએ બાજી ઉલટી જાય તો રડી પડે—શા માટે નહિ રડે, તેણી પોતેજ આદ્ય શક્તિ! મહાદેવનો દાવ ઠીક પડયો તો તેણી હાથ પગ પછાડે અને પોતાના જો પાંચ, બે, સાત પડે તો "પોબાર" કહી બૂમ મારતી મારતી મહાદેવની ત્રીજી આંખ તરફ બાંડી નજરે જુવે—જે આંખના પ્રતાપે દુનિઆમાં મોટી ઉથલપાથલ થાય તે આંખે પણ મહાદેવજી ગૌરીના દાવપેચ જોવા છતાં એ જોઇ શકે નહિ! કહેવાની જરૂર નથી કે દુનિઆમાં ચાલતા આવેલા રિવાજ મુજબ આખરે મહાદેવની હાર થઇ, અને તેમણે પેલો સોનાનો દડો પાર્વતીને આપ્યો. ઉમાએ તે લઇ પૃથ્વિ ઉપર નાંખ્યો. તે જોઇ પંચાનને ભવાં ચઢાવી પૂછ્યું, "મારો આપેલો દડો કેમ ફેંકી દીધો?"

ઉમા બોલી, "પ્રભો, આપનો દડો અવશ્ય કોઇ શુભકરી ગુણ ધરાવતો હશે એટલે માણુસ જાતના ભલાને વાસ્તે મેં પૃથ્વિ ઉપર નાંખ્યો."

ગિરીશ બોલ્યા, "ભદ્રે, બ્રહ્મા, વિષ્ણુ અને હું, એ ત્રણની અમારી કાઉન્સીલે સૃષ્ટિસ્થિતિલય સંબંધી ઘડેલા નિયમોની વિરૂધ્ધ કંઇ પણ ભલું ભૂંડું દુનિઆમાં થતું નથી. જે લાભ-ગેરલાભ થવાના હોય તે એ નિયમાનુસાર થયા કરે છે. સુવર્ણ દડાની ત્યાં કંઇ જરૂર નથી. પૃથ્વિ ઉપર એના શુભ ગુણ દબાઇ જશે અને નિયમભંગદોષથી લોકનું સામું

અનિષ્ટ થશે. છતાં તારી એવી જ ઇચ્છા હોય તો હું એ દડામાં એક ખાસ ગુણ મૂકું છું. બેઠી બેઠી તેનો ચમત્કાર જો."

* * * * *

કાલીકાન્ત વસુ મોટો માણસ હતો. તેની ઉમર પાંત્રીસ વરસ, દેખાવે સુંદર. કેટલોક વખત અગાઉ બીજીવાર પરણ્યો હતો. તેની સ્ત્રી કામસુંદરીની ઉમર આશરે અઢાર વરસ. હાલમાં તેણી પીએર હતી. કાલીકાન્ત તેને તેડવાને સાસરે જતો હતો. તેનો સસરો પૈસાદાર માણસ. ગંગાને કાંઠે આવેલાં એક ગામમાં તે રહેતો હતો. ત્યાં પહોંચતાં ઘાટે હોડીમાંથી ઉતરી કાલીકાન્ત પગ રસ્તે સાસરે જતો હતો. પાછળ રામો ચાકર માથા ઉપર એક પોર્ટમેંટો લઇને ચાલતો હતો. થોડેક જતાં બાબુએ રસ્તામાં એક પીળો દડો પડેલો દીઠો તે ઉપાડી લઇ જોયો તો સોનાનો! રામાને બોલાવી કહ્યું, "કોઇનો સોનાનો દડો પડી ગયો લાગે છે. તારી પાસે રાખ. કોઇ શોધતું આવશે તો આપી દઇશું."

પોર્ટમેંટો નીચે મૂકી રામાએ કાલીકાન્તના હાથમાંથી સોનાનો દડો લઇ ધોતીઆને છેડે બાંધી કમરે ખોસ્યો અને આગળ ચાલ્યો. બાબુએ પોતે પોર્ટમેંટો ઉપાડી માથે મૂકી તેની પાછળ ચાલવા માંડયું! જરા આગળ જઇ રામો બોલ્યો, "અલ્યા, રામા!"

બાબુએ જવાબ દીધો, "જી, શેઠ!"

રામાએ કહ્યું, "તું ઘણો બેઅદબ માણસ છે. ખબરદાર, જો મારે સાસરે કંઇ ગેરવર્તણુક ચલાવી તો. સીધો પાધરો રહેજે નહિ તો ઘેર જઇ તારી ખબર લઇશ!"

બાબુએ જવાબ દીધો, "શેઠ, બેફીકર રહો. આપના દેખતાં કંઇ મારાથી ગમે તેમ વર્તાય?"

* * * * *

કૈલાસમાં ગૌરીએ પૂછ્યું, "પ્રભો, આ શું ઘોંટાળો છે? મને તો કંઇ સમજ પડતી નથી. આપના સોનાના દડાનો એ કયો ગુણ?"

મહાદેવે કહયું, "એ ગુણ તે દિલની અદલાબદલી! હું જો નંદીને એ દડો આપું તો નંદી પોતાને મહાદેવ માને, મને માની લે નંદી! હું પોતાને નંદી સમજું, નંદીને સમજું મહાદેવ! પેલો રામો પોતાને

કાલીકાંત બાબુ સમજી બેઠો છે, કાલીકાંતને સમજ્યો છે રામો નોકર ! કાલીકાંતે પોતાને માની લીધો છે રામો ખાનસમા, રામાને માન્યો છે કાલીકાંત બાબુ !"

*   *   *   *   *

બાબુજીનું સાસરૂં આવ્યું, ત્યાં રામાને રોફમાં ઘરમાં ધુસી ગાદી તકીએ બેસતો જોઇ દરવાન રામદીન પાંડેએ બૂમ મારી, "અબે ખાનસામાજી, તુંમ વહાં મત બૈઠિઓ, તુંમ હમારા પાસ આવ !" આ સાંભળી રામાનો મીજાસ ગયો. તે બોલ્યો, "ચુપ, બચ્ચા મેડવાબાદી ! તું તારૂં કામ કર !" દરવાને કાલીકાંતના માથા ઉપરથી પોટમેંટો ઉતાર્યો. કાલીકાંતે તેને કહ્યું, "દરવાનજી, બાબુજીનું અપમાન ના કરો. એને ખોટું લાગશે તો જતા રહેશે !"

દરવાન જમાઇબાબુને ઓળખતો હતો, ખાનસામાને નહિ. કાલીકાંતની વાત સાંભળી તે સમજ્યો કે જ્યારે જમાઇબાબુ પોતેજ તેને (રામાને) બાબુજી કહી બોલાવે છે ત્યારે તો જરૂર તે કોઇ છૂપે વેશે આવેલો મોટો માણસ હોવો જોઇએ. એટલે તેણે ભકિતભાવે હાથ જોડી નમસ્કાર કરી રામાને કહ્યું, "ગુલામકી કસુર માફ કીજીએ."

રામો બોલ્યો, "અચ્છા ! તમાકુ ભેજ દેઓ."

સાસરાનો ખાનસમા ઓધ્ધવ, બહુ જુનો અને બુઢો નોકર, હતો. તે હુકકો તૈયાર કરી લઇ આવ્યો. રામો તકીએ અઢેલી ગુડગુડ કરતો પીવા બેઠો. કાલીકાંત નોકરોની ટોળીમાં જઇ બીડી પીતો ઉભો. તે જોઇ ઓધ્ધવે અજબ થઇ પૂછ્યું, "દાદાઠાકુર, એ શું ?" કાલીકાંતે કહ્યું, "એમના દેખતાં કંઇ બીડી પીવાય કે ?"

ઓધ્ધવે ઘરમાં જઇ ખબર આપી કે જમાઇબાબુ પધાર્યાં છે અને તેમની સાથે છૂપા વેષમાં બીજા પણ કોઇ મહાપુરૂષ છે—જમાઇ બાબુ તેમની બહુજ મર્યાદા રાખે છે. તેમના દેખતાં બીડી પણ પીતા નથી !"

ઘરધણી નીલરતન બાબુ દોડતા દોડતા આગલા ખંડમાં આવ્યા. તેમને જોઇ કાલીકાંત દૂરથીજ પ્રણામ કરી બહાર જતો રહ્યો. રામાએ ઉઠી નીલરતનના પગની રજ લીધી અને તેમને ભેટ્યો ! નીલરતનને

પણ લાગ્યું કે રામો કોઇ મોટો માણસ હોવો જોઇએ—જમાઇ એનું કેટલું બધું માન રાખતો હતો !

નીલરતન બાબુ રામાની આગતાસ્વાગતા કરતા બેઠા પણ વાત કંઇ સમજી શક્યા નહિ. આ તરફ અંતઃપુરમાંથી એક દાસીએ આવી કાલીકાંતને કહ્યું, "રસોઇ તૈયાર છે, ચાલો જમવાને." કાલીકાંત બોલ્યો, "આ કઇ રીત ! પહેલાં બાબુજીને તો જમાડો પછી મારી વાત ! માઠા-ઠાકુરણ, મને ઉતાવળ નથી, હું તો તમારી સાથે પણ જમી લઇશ !"

"માઠાકુરણ" સાંભળી દાસી મલકાઇ ગઇ. "જમાઇબાબુ મને સાસુ બાસુ તો નથી સમજ્યા ? નહિ કેમ સમજે ? હું થોડી દાસી જેવી દેખાઉં છું ? એ ગૃહસ્થ આદમી, સામા આદમીને તરત વર્તી કાઢે ? અહીંનાજ લોક મુવા એવા આંધળા છે કે તેમને કંઇ દેખાતું નથી !" સબબ, જમાઇબાબુ ઉપર બિંદી ચાકરડી ખુશ ખુશ થઇ ગઇ ! ઘરમાં જઇ તેણે કહ્યું, 'સાથે આવેલા પરોણા જમ્યા પહેલાં જમાઇબાબુ કેમ જમે ! પહેલાં તેને જમાડો પછી જમાઇજી જમશે."

ઘરના બાઇ વિચારમાં પડયા. કોઇ અજાણ્યા માણસને ઘરમાં બોલાવી કેમ જમાડાય ! અને જમાઇને બહાર બેસાડીને પણ કેમ જમાડાય ? આખરે રામાની જગા બહાર કરી અને જમાઇની અંદર કરી. પોતાને બહાર બેસાડી જમાડવાની ગોઠવણ થતી જોઇ ગુસ્સે થઇ રામો વિચારમાં પડયો કે આ કઇ જાતનો વિવેક ? બીજી તરફ દાસી કાલીકાંતને ઘરમાં તેડવા આવી એટલે તે અજબ થઇને બોલ્યો, "મને ઘરમાં કેમ ? અહીંજ થોડા ચણા ને ગોળ લાવો, ઉભો ઉભો ખાઇને પાણી પી લઇશ." આ સાંભળી તેની શાળીઓ બોલી, "બનેવી મહાશય ! આ વખતે તો તમે કંઇ બહુ રસીકતા શીખીને આવ્યા લાગો છો !" કાલીકાંત કાતર થઇ બોલ્યો, "મારી તે મશકરી હોય ? હું કંઇ તમારા મજાક-ઠઠ્ઠાને લાયક કહેવાઉં ?" એક ડોશી બોલી, તમે અમારા મજાક-ઠઠ્ઠાને લાયક નહિ—ચાલો જેના મજાક-ઠઠ્ઠાને લાયક છો તેની પાસે !" એમ કહી સૌએ તેનો હાથ ધરી અંદર હડસેલી મુકયો. ત્યાં તેની વહુ કામસુંદરી ઉભી હતી, તેને પોતાની શેઠાણી સમજી કાલીકાન્તે સાષ્ટાંગ પ્રણામ કર્યાં !

તે જોઇ કામસુંદરી મીઠું હસીને બોલી, "એ શું રંગ માંડયો છે ? કંઇ નવોજ ઠાઠ શીખી આવ્યા લાગો છો ?" આ સાંભળી કાલીકાન્ત

શરમાઇ ગયો, અને બોલ્યો, "બાઇજી, મારી સાથે એવી વાત? હું તો આપનો ચાકર---આપ મારાં શેઠાણી."

રસીક કામસુંદરીએ કહ્યું, "તમે ચાકર, હું શેઠાણી, તે કંઇ આજકાલના? એ સંબંધ તો જીંદગી પર્યંત રહેશે. હ્યો, ચાલો, હવે જમવા બેસો."

કાલીકાન્ત વિચારમાં પડયો. એ આ બધું શું બકે છે? તેને લાગ્યું કે તેના શેઠ કોઇ ઉખડેલ છોકરીના હાથમાં ફસી પડયા છે! ભક્તિભાવે પ્રણામ કરી તે ત્યાંથી નાસવા જતો હતો તે જોઇ કામસુંદરીએ તેની બાંહે ધરી લીધી અને બોલી, "મારા સોનાના ચાંદ, મારા સાત રાજાના ધન એક માણેક, મારી પાસેથી કેમ નાશી જાઓ છો?" એમ કહી સ્વામિને આસન તરફ ખેંચવા લાગી.

દુઃખી દીલે, હાથ જોડી, કાલીકાન્ત બોલ્યો, "દોહાઇ, વહુઠાકુ-રાણી, આપને સાત દોહાઇ! મને છોડી દ્યો. આપ મને ઓળખતા નથી. હું એવો ચાલચલગતનો માણસ નથી!" કામસુંદરી હસતાં હસતાં બોલી, "આપ કેવી ચાલચલગતના માણસ છો તે મને બધી ખબર છે. ચાલો, હવે જમો."

કાલીકાન્ત બોલ્યો, "જો કોઇએ આપને કહયું હોય કે હું એવો માણસ છું તો તેણે મારી નિંદા કરી છે—કોઇ ઠગ આપને બનાવી ગયો છે. હું હાથ જોડીને કહું છું, આપ મારા ગુરૂજન, મને છોડો!"

કામસુંદરી રસીકતાપ્રિય; તેને આ કોઇ નવીજ જાતની રસીકતા લાગી. બોલી, "પ્રાણાધીક, આપ કેટલી, રસીકતા શીખ્યા છો તે હવે ખબર પડશે." એમ કહી સ્વામિના બેઉ હાથ ધરી આસને બેસાડવા પ્રયત્ન કરવા લાગી.

આ ખેંચતાણુ જોઇ સત્યાનાશ થયલું સમજી કાલીકાંત "ઓ બાપરે, મારી નાંખ્યોરે" એમ બૂમ મારી ઉઠયો. તે સાંભળી ઘરના બધાં માણુસો ત્યાં દોડી આવ્યા. મા, બ્હેન, ફોઇ વગેરેને જોઇ કામસું-દરીએ ધણીના હાથ છોડી દીધા. કાલીકાંત લાગ જોઇ ત્યાંથી છટકી ગયો.

કામસુંદરીની માએ પૂછ્યું, "કેમરે કામી, જમાઇબાબુ એમ બૂમ કેમ મારી ઉઠયા? તેં એને માર્યા?"

દુઃખી, ગભરાયલી કામસુંદરી બોલી, "હું શું કામ મારૂં ? હું શું કામ મારૂં ? એ મારૂં કપાળ ફુટયું રે !" આમ કહી ધીમે ધીમે રોવા માંડયું; "કોણ અભાગણીએ મારૂં સત્યાનાશ વાળ્યું રે ! કોણે જાદુ કર્યું રે !" રોતાં રોતાં કપાળ કુટવા લાગી.

બધાએજ કહયું, "તુંજ મારતી હતીને ! નહિતો જમાઇબાબુ આવડી મોટી બૂમ મારે ?" એમ કહી કોઇ તેને "પાપીષ્ઠા" તો કોઇ "ડાકણ" કહી તેનો તિરસ્કાર કરવા લાગ્યા. વગર વાંકે મેણાં ટોણાં મળતાં જોઇ કામસુંદરી રડતી રડતી બાજુના ઓરડામાં જતી રહી અને બારણું ભીડી સુઇ ગઇ.

કાલીકાંત બાબુએ બહાર નીકળી જોયું તો ત્યાં પણ જબરી ધમાલ મચી રહી હતી. નીલરતન બાબુ પોતે, દરવાન અને ઓધ્ધવ, એ ત્રણ જણા મળી રામાને કુંડીપાક જમાડતા હતા ! લાકડી, છત્રી, મુકકા વગેરેના વરસાદમાં સપડાયલો રામો બૂમ મારતો હતો, "છોડો, છોડો, જમાઇને મારો છો એના જુલમની વાત થઇ. મારૂં શું જાય ? મારો. તમારીજ દીકરીને એકાદશી કરવી પડશે !" તરંગ ચાકરડી બાજુમાં ઉભી ઉભી ગમત જોતી હતી. તે કાલીકાંત બાબુને ત્યાં જતી આવતી હતી. તેણે રામાને ઓળખીને બધો ભરમ ફોડી નાંખ્યો. આ મારપીટ જોઈ કાલીકાંત આવરો બાવરો થઇ આમ તેમ આંટા મારવા લાગ્યો, અને બૂમ પાડી કહેવા લાગ્યો, "તમારે બાબુજીને મારી નાંખવા છે કે શું ? છોડી દ્યો !" આ સાંભળી નીલરતનનો ગુસ્સો ઓર વધ્યો, અને રામાને કહયું "બચ્ચાજી, તેંજ કંઇ ખવડાવીને મારા જમાઇને ગાંડા કરી મૂકયો છે. મારો શાળાને ખાસડે ખાસડે !"

જેમ શ્રાવણમાસમાં વરસાદનાં ઝાપટાં ઉપર ઝાપટાં પડે તેમ રામાની ઉપર મારનાં ઝાપટાં પડવાં લાગ્યાં. એ ગરબડમાં તેના ધોતીઆને છેડે બાંધેલો પેલો સોનાનો દડો નીચે પડી ગયો. તરંગ ચાકરડીએ તે ઉપાડી લઇ કહયું, "મુવો તો ચોર જણાય છે. જુવો આ કોઇની સોનાની ચીજ તફડાવી લાવ્યો છે તે." નીલરતને તે સોનાનો દડો પોતાના હાથમાં લીધો—તરતજ તેણે રામાને છોડી દઇ બાજુ ખસી જઇ ધોતીઆની કલ્લી કાઢી આંની માફક દીલે પહેરી લીધું ! બીજા હાથ ઉપર તરંગે લુગડાંની કલ્લી કરી ધોતીઆની માફક પહેર્યું અને ખાસડું લઇ રામાને મારવા દોડી !

ઓદ્ધવ તેને જોઇ બોલ્યો, "એઇ ગંડુસ, તું બાજુ રહે. તું શાની વચમાં હોમાઇ?"

તરંગ બોલી; "ગંડુસ કોને કહે છે રે?"

ઓદ્ધવે કહયું, "તને."

"હરામખોર, સામું બોલે છે કેમ?" કહી ક્રોધમાં આવી જઇ તરંગે ઓદ્ધવને ખાસડું માર્યું. ઓદ્ધવનું પણ બાઇલર તપી ગયું, પણ બાઇ માણસ ઉપર હાથ ઉગામતાં ખંચાયો. નીલરતનને તેણે કહયું, "જુવો, શેઠજી, આ હરામજાદીનો મીજાસ! મને ખાસડું મારે છે!" નીલરતન શેઠે બૈરીની માફક ધુમટો તાણ્યો, અને બાયલાની માફક હસતાં હસતાં કહયું, "મારે, ભાઇ, મારે. જરા ધીરો પડ. હોય, શેઠ છે તે મારે પણ ખરા!"

એ સાંભળી ઓદ્ધવનો ગુસ્સો વધ્યો. "શેઠ! એ વળી કોણ શેઠ! એ ચાકર, હું પણ ચાકર. હું એનો, ચાકરનો, ચાકર કેમ થયો? હું તો આપનો ચાકર."

બૈરાંની માફક લહેકો કરતાં શેઠ બોલ્યા, "જો મુવો ઘરડે ઘડપણ વાત કરે છે તે! મારો ચાકર—મુવા, તું મારો ચાકર વળી કેદહાડનો?"

આ સાંભળી ઓધ્ધવ ચુપ થઇ ગયો. તેણે રામાને છોડી દીધો અને અજબ થઇ મનમાંજ બબડયો, "આજ કેમ કંઇ દિવાનાઓનો રાફડો ફાટી નીકળ્યો છે! આ છે શું?"

એવામાં ઘરનો ગોવાળીઓ ગોવર્ધન ઘોષ ત્યાં આવી ચઢયો. તે તરંગનો વર. તરંગની હાલત અને હીલચાલ જોઇ તે અજબ થયો—તરંગે પણ તેને જોયો નહિ. જોયો કીધો. આ તરફ નીલરતન બાબુ તેને જોઈ ધુમટો તાણી બાજુએ ઉભા અને બાડી નજરે ગોવર્ધન તરફ જોઇ ધીમેથી બોલ્યા, "તમે એમાં ના પડતા!" ગોવર્ધન તરંગની વિચિત્ર હાલત જોઇ રહ્યો હતો, એટલે શેઠનું કહેવું તેણે કંઇ સાંભળ્યું નહિ. "હરામજાદી, આ શું ઢોંગ માંડયો છે?" એમ બોલી તે તરંગનો ચોટલો પકડવા ગયો, ત્યાં તો તરંગે તેને તરછોડી કાઢયો અને ડોળા કાઢીને બોલી, "ખબરદાર, ગોવરા; જા મુગો મુગો કોઢમાં જઇ ગાયોને સંભાળ!" આ સાંભળી ગોવર્ધને તેને ચોટલામાંથી ધરી ઉત્તમ-મધ્ય-

મની શરૂઆત કીધી, તે જોઇ નીલરતન બાબુએ બૂમ મારી "હાય હાયરે, શેઠને મારી નાંખ્યારે!" બીજો હાથ ઉપર તરંગનો મીજાસ ગયો અને "મુવા, મારી ઉપર હાથ ઉગામે છે?" કહી જે ખાસડું રામાને મારવા માટે લીધેલું હતું તેનાથી ગોવર્ધનની પૂજા કરવા મંડી! આ શોરબકોર સાંભળી પડોશમાંથી રામ મુખોપાધ્યાય, ગોવિંદ ચટોપાધ્યાય વગેરે ત્યાં દોડી આવ્યા. રામ મુખોપાધ્યાયે પેલો સોનાનો દંડો ત્યાં પડેલો જોયો તે ઉંચકી લીધો અને ગોવિંદ ચટોપાધ્યાયને આપતાં આપતાં કહયું, "ભાઇ, જો તો ખરો, આ શું છે?"

* * * * *

કૈલાસમાં પાર્વતી બોલ્યાં, "પ્રભો, આપનો દંડો વારો—જુવો પેલો ગોવિંદ ચટોપાધ્યાય વૃધ્ધ રામ મુખોપાધ્યાયના ઘરમાં જઇ તેની ઘરડી બૈરીને પત્નિ કહી બોલાવી કૌતુક કરે છે, અને તેનું આચરણ જોઇ મુખોપાધ્યાયની ચાકરડી તેને ઝાડુ મારી રહી છે! પેલી તરફ બુઢ્ઢો રામ મુખોપાધ્યાય પોતાને જુવાન ગોવિંદ ચટોપાધ્યાય સમજી તેના ઘરમાં ઘુસી ગયો છે અને તેની બૈરી સાથે ટોળટપ્પાં કરતો બેઠો છે! તમારો દંડો હવે એક પળવાર પણ પૃથ્વિમાં રહયો તો ઘેરઘેર તોફાન જગાડશે. આપ કૃપા કરી હવે એનો ગુણ વારો!"

મહાદેવજીએ કહયું, "હે શૈલસુતે! મારા દંડાનો શું વાંક? આ કાંડ કંઇ પૃથ્વિ ઉપર આજે નવો થયો છે? દરરોજ તારા જોવામાં નથી આવતું કે ઘરડા જુવાનનો સાજ સજે છે, જુવાન ઘરડા જેવા ફરે છે? શેઠ નોકરના જેવું વર્તન રાખે છે, નોકર શેઠ થઇ બેસે છે? તું નથી જોતી કે મરદો સ્ત્રીની માફક વર્તે છે, સ્ત્રીઓ પુરૂષના જેવો વ્યવહાર રાખે છે? આ બધું પૃથ્વિ ઉપર રોજ રોજ બને છે પરંતુ તે કેટલું હાસ્યજનક છે તે છતી આંખે પણ કોઇ જોતું નથી. મેં, તે સૌને એકવાર પ્રત્યક્ષ કરી બતાવ્યું. અસ્તુ! હવે હું દંડાને વારૂં છું. મારી આજ્ઞા છે કે સૌ પોતપોતાની અસલ સ્થિતિમાં આવી જાઓ, અને અત્યારે જે જે ઘટના બની છે તે ભૂલી જાઓ. પરંતુ મારૂં વરદાન છે કે મૃત્યુલોકના કલ્યાણને વાસ્તે ફુરસદ મારફતે આ વાર્તાનો પૃથ્વિમાં ઘેર ઘેર પ્રચાર થાઓ! તથાસ્તુ!"

---

# રજપૂતની સ્ત્રી, ઘોડો અને તરવાર.

---

દિલ્હીના શહેનશાહ સિકંદર લોદીનો વજીર અસોફખાન કામસર બુંદી ગયો હતો. ત્યાં મહારાજા દેવસિંહજીનો પાથાર નામે ઘોડો તેના જોવામાં આવ્યો. આવું પાણીદાર, સુંદર જનાવર અહિં જોઇ તેની અજાયબીનો પાર રહ્યો નહિ અને જ્યારે દિલ્હી પાછો ફર્યો ત્યારે બાદશાહને કહ્યું કે, "આપના તબેલામાં એવો ઉત્તમ ઘોડો એકે નથી." સિકંદર લોદી ઘોડાનો ભારી શોખીન હતો અને દેશદેશથી મોં માંગ્યાં દામ આપી અનેક ઘોડાઓ તેણે મંગાવ્યા હતા. વજીરની વાત પહેલાં તો તેણે હસી કાઢી. પણ જ્યારે વજીરે ફરી ફરીને પાથારના વખાણ કર્યાં ત્યારે તે બાબતની તપાસ કરવાનું તેને મન થયું અને મહમદખાન નામે એક અફસરને મહારાજા દેવસિંહને દિલ્હી તેડી લાવવા રવાના કર્યો.

એક દિવસ બાદશાહ દરબાર ભરી તખ્ત ઉપર બેઠો હતો; અમીર ઉમરાવો આસપાસ ઉભા હતા; હજુરીયાઓ ચમર ઉરાડતા હતા; ગવૈયાઓનું ગાનતાન ચાલી રહ્યું હતું અને ખુશામતીઆઓ મીઠી મીઠી વાણી પીરસી સર્વેના દિલ રંજન કરી રહ્યા હતા; ત્યાં મહમદખાને દરબારમાં પ્રવેશ કર્યો અને કુર્નિશ બજાવી તખ્તની નજદીક જઇ ઉભો. બાદશાહે પૂછ્યું, "કેમ, મહમદ, બુંદીરાજની શું ખબર છે?"

"બાદશાહના નિમંત્રણથી બુંદીરાજ પોતાને બહુ માન મળ્યું માને છે," મહમદે કહ્યું, "અને થોડા વખતમાં અહીં હાજર થશે."

"કેમ, અસોફખાન," તેના તરફ જોઇ બાદશાહ બોલ્યો, "હવે બુંદીરાજનો ઘોડો નજરે જોવાની તક મળશે. હજીએ તમે તમારાજ મતને વળગી રહ્યા છો કે?"

"જહાંપનાહ," શર ઝુકાવી અસોફખાને જવાબ દીધો, "ગુનાહ માફ. જીવ જાય તો દરકાર નથી, પણ મારો તો એજ અભિપ્રાય છે કે પાથાર જેવો ઘોડો આપના તબેલામાં નથી."

"મારો ઘોડો 'નવાબ' પણ નહિ?"

"નાજી."

" ઇરાનના શાહે ગઇ સાલ મને જે ઘોડો ભેટ મોકલ્યો હતો તે તમે જોયો છે ?"

" જોયો છે. આપના બધાજ ઘોડા મેં બરાબર જોયા છે. તેઓમાં બુંદીરાજના ઘોડાનો જોડીદાર કોઇજ નથી."

" ઠીક, થોડાવારમાં ખબર પડશે. યાદ રાખજો કે જો તમારી વાત ખોટી ઠરી તો તમને ગરદન મરાવીશ."

" જેવી હજુરની મરજી."

---

૨

બુંદીના મહારાજા દેવસિંહ ત્રણચાર દિવસથી દિલ્હીમાં આવી રહ્યા છે. બાદશાહ તરફથી તેમની ભારે મહેમાનગીરી અને સરભરા થાય છે. રોજ કોઇનો કોઇ દરબારી તેમની ખીજમતમાં હાજર રહે છે. આજે નોકરે આવી ખબર આપી કે " વજીર સાહેબ અસોફખાન આપની મુલાકાત ચાહે છે." રાજાએ કહ્યું, " ભલે, બોલાવો."

અસોફખાન દાખલ થઇ સલામ કરી ઉભો. તેણે કહ્યું, " આપના પધારવાથી નામવર શહેનશાહ બહુ રાજી થયા છે. આપને અહીં આરામ તો છેને ?"

" બાદશાહની કૃપાથી મને અહીં કોઇ જાતની તકલીફ નથી;" રાજાએ જવાબ દીધો. " આ પરોણાગત માટે હું તેમનો અત્યંત આભારી છું."

લાગ જોઇ અસોફખાને વાત કાઢી. " આપના ઘોડા પાથારને જોઇ બાદશાહ વિસ્મય પામ્યા છે."

પાથાર ઉપર બુંદીરાજનો અથાગ પ્રેમ. તેના વખાણ સાંભળી તે બહુ રાજી થયા. બોલ્યા, " બાદશાહની મહેરબાની થઇ."

" ઘોડો બાદશાહને ઘણોજ પસંદ પડયો છે," અસોફે કહ્યું. તેના મનમાં કે આ ઇસારાથી સમજી જઇ બુંદીરાજ ઘોડો શહેનશાહને ભેટ કરવા તૈયાર થશે, પણ તેની ધારણામાં તે છેતરાયો. દેવસિંહે તો ઠંડે કલેજે જવાબ દીધો, " હીરાની પરીક્ષા તો ઝવેરી જ કરી જાણે."

અસોફખાને જોયું કે આ પાણીએ વાલ ચડે એમ નથી એટલે હવે તેણે ખુલ્લી ભાષા વાપરી.

"બાદશાહને ઘોડો વેચાતો જોઇએ છે. કેટલી કીંમત કહું ?"

"તેમને કહેજો કે ઘોડો વેચવાનો નથી."

"મહારાજ, આવો જવાબ બાદશાહને અપાય ? ખુશીથી નહિં આપો તો બળજોરીથી લઈ લેવાની તેની તાકાત નથી ?"

રજપૂતનું લોહી ઉકળ્યું. તેણે ગુસ્સામાં આવી કહ્યું, "આ શરીરમાં જીવ છે ત્યાં સુધી તો નહિજ."

"ખરીવાત," સહેજ હસીને અસોફખાને કહ્યું. "શરીરમાં જીવ છે ત્યાં સુધી નહિ એ કબુલ. પણ શરીરમાં જીવ રહેશે કેટલો વાર ? મહારાજ, વિચાર કરો. સિંહના ગુફામાં બેશી સિંહને છંછેડવાથી લાભ નહિ થાય."

બુંદીરાજે પણ જોયું કે ઉછાછળા થવામાં સાર નથી. શું કરવું તેના વિચારમાં તે પડયા. થોડીવારે અસોફખાને પાછું પૂછ્યું, "કેમ, મહારાજ, બાદશાહને શું કહું ?"

"કહેજો કે આજથી પંદર દિવસની અંદર ઘોડાને લઇને હું પોતેજ તેમની સમક્ષ હાજર થઇશ."

---

૩

વઝીર ગયો. બુંદીરાજ આ બલામાંથી કેમ છુટવું તેનો વિચાર કરતો બેઠો. પાથાર તેને જીવ કરતાંએ વ્હાલો હતો, તે કેમ આપી દેવાય ? અને ન આપે તો જાય કયાં ? અસોફખાને સાફ સંભળાવી દીધું હતું કે નહિ આપો તો જોરજબરીથી લઇશું. તે સિંહનાં મોંમાં આવી પડયો હતો. છુટવાનો રસ્તો નહોતો. પાથારને લઇને પોતેનો કદાચ ગુપચુપ નાશી છુટે; પણ પછી કુમાર સમરશીની શું દશા થાય ? તેની સાથે આવેલા ભાયાતો, સામંતો, સિપાઇઓ વગેરેનું કેમ ? બાદશાહના ક્રોધમાંથી તેઓ બચે ખરા ? તેણે પંદર દિવસનો વાયદો એટલાજ વાસ્તે કીધો હતો કે નચિંતે આ બધી મુઝવણનો તોડ કાઢી શકાય. તે આમ વિચારમાં હતાશ થઇ બેઠો હતો ત્યાં

કુમાર સમરશીએ આવી જણાવ્યું, "શાહજાદો શાદી કરવા જાયછે તે અમને પોતાની સાથે બોલાવેછે."

આ સાંભળી રાજાનો ચહેરો ખુશાલીથી ચમકયો. નિરાશામાં તેણે આશાનું કિરણ દીઠું. તેણે પુછ્યું, "કયારે જવાનુંછે? શાદી કેદહાડે?"

"શાદીને તો મહીનાની વાર છે, પણ જાન પંદર દિવસની અંદરજ નીકળવાની છે."

રાજાનું બંધ થયલું હૃદય ફરીથી ધડકવા માંડયું. મોં ઉપર પાછી તેજી પથરાઇ. બચવાનો ઉપાય તેને અનાયાસે મળી ગયો. અસોફખાન સાથે થયલી સઘળી વાતચીતથી પુત્રને વાકેફ કરી તેણે કહ્યું, "બેટા, શાહજાદાએ તને શાદીમાં બોલાવ્યો એમાંએ વિધાતાનો હાથ જણાયછે, નહિતો અહીં મર્યા વગર છુટકો જ નહોતો. તારી સાથે લેવાય તેટલા માણસો લઇને તું શાહજાદાની સાથે નીકળી જજે. બાકીના મુસલમાન વેશે જાનૈયાસાથે ભળી જઇ શહેર બહાર જઇ શકશે. ત્યારબાદ મારૂં વચન પુરૂં કરી હું પણ તમારી પૂઠેજ આવી લાગીશ."

---

૪

બુંદીરાજનો પુત્ર, સૈન્ય, સામંતો, વગેરે સઘળા શાહજાદાની સાથે ચાલી ગયા. બુંદીરાજ પણ ચાહતે તો છટકી શકતે પરંતુ; બાદશાહને વચન આપ્યું હતું કે "પંદર દિવસમાં ઘોડો લઇ હું તમારી હજુરમાં હાજર થઇશ" એટલે પ્રાણથી પણ પ્યારા પાથારને લઇને તે થોભી ગયો હતો. આજે પ્રતિજ્ઞા પૂરી કરવાના ઇરાદાથી પાથાર ઉપર સ્વાર થઇ તે રાજમહેલ આગળ આવ્યો અને પહેરેગીરને કહ્યું, "બાદશાહને કહે કે ઘોડો લઇને બુંદીરાજ આપની મુલાકાતે આવ્યાછે."

બાદશાહ પણ બુંદીરાજના આવવાની આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો. પાથારને જોયો ત્યારથી તેને મેળવવાનો તેને લોભ લાગ્યો હતો. અસોફખાને ખરૂંજ કહ્યું હતું કે બાદશાહના તબેલામાં એવો એકે ઘોડો નહોતો. દેવસિંહે પંદર દિવસનો વાયદો કર્યો તે બાદશાહને

મન બહુ લાંબો હતો, પણ અસોફ્ખાનની સલાહથી એટલા દિવસ જેમ તેમ ધીરજ ધરીને બેઠો હતો. આજે છેલ્લો દિવસ; વધારે ધીરજ રહેતી નહોતી; બુંદીરાજ ક્યારે આવે તેનો જ જપ જપતો હતો ત્યાંતો નોકરે આવી તેના આવ્યાના સમાચાર કહ્યા. ભારે ખુશાલીમાં આવી જઇ બાદશાહ પોતેજ તેને આવકાર આપવા બહાર દરવાજા ઉપર આવી ઉભો. પોતાને માટે આવડો મોટો ભોગ આપવાને તૈયાર હોય તેના તરફ આભારની લાગણી થઇ આવે એ સ્વાભાવિકછે. બુંદીરાજે સલામ કરી કહ્યું, "મારી પ્રતિજ્ઞા મુજબ ઘોડો લઇને હું આપની સમક્ષ હાજર થયો છું."

બાદશાહ લટ્ટુપટ્ટુ થઇ ઘોડા તરફ જોતોજોતો બોલ્યો, "આપની ભેટથી હું ખુશી થયોછું. હું આપને લાયક બદલો આપીશ. સારા રાજસ્થાનમાં આપની પદવી બધાં કરતાં ચઢતી ગણાશે."

બાદશાહના બોલવા ઉપર ધ્યાન ન આપતાં દેવસિંહે કહ્યું, "બાદશાહ, મારી એક વાત સાંભળો અને તે ધ્યાનમાં રાખજો કે રજપૂતની પાસે ત્રણ ચીજ કોઇ દિવસ માગવી નહિ—સ્ત્રી, ઘોડો અને તરવાર."

આટલું કહી દેવસિંહે ઘોડો દપટાવી મુકયો અને પળવારમાં તો નજર બહાર નીકળી ગયો.

---

# બખ્તિયાર ખીલજી

## ૧

### રંગભુમી.

યુધિષ્ઠિર અને પૃથુરાજના સિંહાસન ઉપર મહમદ ઘોરીના પ્રતિનિધિ તરીકે તેનો સૂબો, એક વખતનો તુર્ક ગુલામ, કુતુબુદ્દિન, બેઠો છે. દિલ્હી, મગધ, કનોજ વગેરે પ્રાચીન રાજ્યો પરદેશીઓના હાથમાં ગયાં છે. અશોક કે હર્ષવર્ધન, વિક્રમાદિત્ય કે શિલાદિત્ય, સર્વેએ તજેલાં છત્ર નીચે યવનો ભરાઇ બેઠા છે. સઘળાનું ગૌરવ મુસલમાનના સફેદ છત્રના પડછાયાના અંધકારમાં ઢંકાઇ ગયું છે.

બંગાળી સંવત ૬૦૬ માં યવનોએ મગધદેશ જીતી લીધો. ત્યાંથી પુષ્કળ ધનદોલત લાવી વિજયી સેનાપતિ બખ્તિયાર ખીલજીએ તે રાજપ્રતિનિધિ કુતુબુદ્દિનના ચરણમાં ભેટ ધરી.

કુતુબુદ્દિને પણ ખુશ થઇ બખ્તિયારને પૂર્વ ભારતનો સૂબો બનાવ્યો. ગૌરવમાં બખ્તિયાર ખીલજી રાજપ્રતિનિધિનો બરોબરિયો થઇ ગયો.

કેવળ એટલુંજ નહિ. વિજયી સેનાપતિના માનમાં કુતુબુદ્દિને મોટી ધામધુમથી ઓચ્છવ કરવાનું ફરમાવ્યું અને તે માટે એક દિવસ નક્કી કર્યો.

ઓચ્છવને દિવસે સવારથીજ 'રાય પિથોરા'ના પત્થરના કિલ્લાના ચોગાનમાં લોકની ભારે ગીરદી થવા લાગી. સિંધુ નદીની પેલી પારથી આવેલા દાઢીવાળા લડવૈયાઓ સેંકડોની સંખ્યામાં મેદાનની ચારે બાજુ હારદોર ગોઠવાઇ ગયા. પ્રાતઃસૂર્યના કુમળા તડકામાં તેમની બરછીઓનાં પાનાં ઝળકવા લાગ્યાં. તેમની પછવાડે નોકરવર્ગ, કારીગર, વગેરે બીજા મુસલમાનો જાતજાતનો વેશ પહેરી ઉભા હતા. તમાસો જોવાને અતિશય આતુર એવા થોડાએક હિંદુઓ હિમ્મત કરી આવ્યા હતા. તેમાંથી કેટલાકને છેક પાછળની જગા ઉપર શુકરાના કરવા પડ્યા અને કેટલાએક યવનોની લાકડીનો માર પડવાથી બ્હીને પાછા ભાગી ગયા.

રાજપ્રતિનિધિએ પોતાના રસાલા સહીત આવી મેદાનને મોખરે ખાસ તૈયાર કરેલી જગામાં બેઠક લીધી. રમતગમત શરૂ થઇ. મલ્લોની કુસ્તી, દંડ ઉપર કસરત, તરવારની પટાબાજી, નિશાનબાજી, ઘોડેસ્વારી, એમ એક પછી એક ખેલ ખલાસ થયા. છેવટે મસ્ત, લશ્કરી હાથીઓની

સાઠમારીથી તમાસબીનોના દીલ રંજન થયાં. પ્રેક્ષકો કોઇ કોઇ એકતાન થઇ ખેલ જોઇ રહ્યા હતા, તો કોઇ કોઇ અરસપરસ પોતપોતાના અભિપ્રાય દર્શાવવામાં મશગુલ થયા હતા. એક જગાએ કેટલાક બઢીંધારી મુસલમાનો વાતચીતમાં રોકાયા હતા.

એકે પૂછ્યું, "ખરેખર એ હાથી મારશે કે?"

બીજાએ જવાબ દીધો, "બેશક. ખુદા મહેરબાન તો ગદ્ધા પહેલવાન! રૂસ્તમે આખો પહાડ ચીરી નાંખ્યો તો બખ્તિયાર આગળ એક હાથી તે શું બિસાતમાં?"

ત્રીજાએ કહ્યું, "અરે, પણ આ વાંદરા જેવું એનું શરીર, તેની કુમક ઉપર મસ્ત હાથીનો સામનો કરવા એ નીકળ્યો, એ તો સરિયામ ગાંડપણ કહેવાય."

જેણે પહેલવહેલી વાત છેડી હતી તે માણુસ બોલ્યો, "મને લાગે છે કે ખીલજીનો બેટો હવે એ વાત સમજ્યો છે. જોયું કેની, હજી કયાં બહાર મેદાને પડ્યો છે?"

વળી એક જણે કહ્યું, "તમને ખરી વાતની ખબર નથી. આતો બખ્તિયારના મોતને વાસ્તેજ એના દુશ્મનોએ ચોકઠું રચ્યું છે. બિહાર સર કર્યા પછી બખ્તિયારનું માથું ફરી ગયું છે, અને રાજાની મહેરબાનીનો તે એકલોજ ઇજારો લઇ બેઠો છે. આથી પાંચ જણે વાત ઉડાવી કે બખ્તિયારતો પહેલવાન જેવો જોરાવર છે અને જો ચાહે તો એક મસ્ત હાથીને તો સપાટામાં પૂરો કરી નાંખે! કુતુબુદ્દિનને આ વાતનું પારખુ લેવું છે અને ના કહે તો નાક કપાય, એટલે બખ્તિયારે એ વાત કબૂલ કરી લીધી."

અહીં આમ વાતચીત ચાલતી હતી ત્યાં તો મેદાનમાંથી મોટો કલરવ સંભળાયો. પહાડી શરીરવાળો, ચોતરફ ફેલાયલાં શ્રાવણુના વાદળા જેવો, એક મસ્ત હાથી મહાવતની સૂચના અનુસાર ધીમેથી ઢોળતો ઢોળતો મેદાનમાં દાખલ થયો. તેને જોઇ તમાસબીનોમાં કંઇક બ્હીક પેઠી. ધીમે ધીમે ફરતી તેની શુંઢ, ધીમે ધીમે ફફડાવાતા તેના કાન, અને તેના તદન સફેદ, મોટા, બે દાંતની સ્થિર શોભા જોઇ પ્રેક્ષકો સવિસ્મય ભયમાં પડ્યા અને પાછળ હઠવા લાગ્યા, જેથી મેદાનમાં જબરો

ઘોંઘાટ થઇ રહ્યો. ક્ષણુવારમાંજ એ ઘોંઘાટ બંધ થઈ ગયો. શું થાય છે, શું નહિ, એ જાણવાની આકાંક્ષામાં લોક એકદમ શાંત થઈ ગયાં. બધાજ ઉંચે શ્વાસે બખ્તિયાર ખીલજીના ત્યાં આવવાની રાહ જોવા લાગ્યાં. બરાબર તેજ વખતે બખ્તિયારે પણ મેદાનમાં દાખલ થઈ ગજરાજની સામે આવી દેખાવ દીધો. જેઓએ તેને કોઇવાર દીઠો નહોતો તેઓ તો તેને જોઇને અજબ અને નિરાશ થઈ ગયા. તેમણે તો એક મજબૂત, કદાવર પહેલવાનને જોવાની આશા રાખી હતી. તેને બદલે આતો કોઇ કદરૂપો ઠીંગુજી નીકળી પડયો ! તેના શરીરમાં વીરલક્ષણુ એકે નહોતું. તેનો દરેક અવયવ ખોડવાળો હતો. "આજાનુલંબિત બાહુ" (ઘૂંટણુ સુધી લાંબા હાથ) કદાચ સુલક્ષણુ હશે, પણુ આ તો વાંદરા જેવો લાગતો હતો. તેને જોઇ એક જણુ બોલી ઉઠયો, "બિહાર જીતીને આવ્યો તે આ ? આવડા શરીરમાં એટલું બધું જોર ?"

એક હથિયારબંધ હિંદુ જુવાન બાજુમાં ઉભો હતો. તેણે કહ્યું, "એ તો પવનના દીકરા હનુમાને આ કલિયુગમાં વાંદરાનો અવતાર લીધો છે !"

પેલા યવને પૂછ્યું, "તું શું કહે છે રે, કાફર ?"

હિંદુ ફરીથી બોલ્યો, "પવનનો દીકરો કલિયુગમાં વાંદરો થઇ આવ્યો છે."

યવને કહ્યું, "તારી વાત મને સમજ પડતી નથી. વારૂં, તું અહિં ધનુષ્ય-બાણુ લઇને કેમ આવ્યો છે ?"

હિંદુએ જવાબ દીધો, "નાનપણુમાં ધનુષ્ય-બાણુ લઇને હું રમતો હતો ત્યારની એ પાસે રાખવાની મને ટેવ પડી ગઇ છે."

યવને કહ્યું, "હિંદુઓની એ ટેવ ધીમે ધીમે છૂટતી જાય છે. એ રમતમાં હવે કાફરને મઝા ન પડે. સુબ્હાન્ અલ્લાહ, એ શું ?" એમ કહી યવને પોતાનું ધ્યાન મેદાન તરફ દોડાવ્યું.

બખ્તિયાર ખીલજી હાથમાં એક કુહાડો લઇ હાથીની સામે ઉભો હતો, પણુ હાથીએ તેના સામું ઝાંખીને જોયું નહિ અને પોતાને લાયક હરીફ માટે આમ તેમ જોવા લાગ્યો. પેલો પંતુજી તેની સાથે લડવાને ઉમેદવાર છે એ વાત તેની હાથીબુદ્ધિમાં ઉતરી નહિ ! બખ્તિયાર જેવા

ક્ષુદ્ર પ્રાણી ઉપર હુમલો કરતાં હાથીને શરમ લાગી અને ત્યાંજ સ્થિર થઇ ઉભો રહ્યો, તે જોઇ બખ્તિયારે પોતાની ઉપર હાથીનો ધસારો લાવવા મહાવતને સૂચના આપી. મહાવતે હાથીને સંકેત કર્યો એટલે તે આગળ વધ્યો અને બખ્તિયારને સપાટામાં લેવાને જેવી શુંઢ લંબાવી કે તરતજ બખ્તિયારે જોરથી તે શુંઢ ઉપર કુહાડીનો ઘા કીધો. દુઃખથી હાથીએ મોટેથી બરાડ મારી અને ચીરડાઇને ધસી પડતા પર્વત જેવા વેગથી પોતાને મારનાર તરફ દોડયો. કુહાડાના જોરે આ વેગ અટકાવી શકાય તેમ નહોતું અને સર્વેને લાગ્યું કે જે વખત જાય છે તેમાં બખ્તિયાર કેળના થડની માફક હાથીના પગ નીચે રોળાઇ જવાનો. લોકોએ હાથ ઉંચા કરી, "ભાગો, ભાગો," એમ એકીસાથે બૂમ મારી. પણ મગધ જીતી આવેલા બહાદૂર બખ્તિયારે એમ નાશી જઇ નામોશી વ્હોરવાને બદલે હાથીના પગ તળે કચડાઇને મરવાનુંજ પસંદ કર્યું.

ધસ્યો આવતો હાથી તેની લગોલગ આવી પહોંચ્યો હતો. તેને ચગદી નાંખવાને તેણે પોતાનો પગ ઉપાડયો. એ પગ બખ્તિયારની ગરદન ઉપર પડયો–ના પડયો ત્યાં તો જેમ કોઇ મોટી હવેલી એકાએક ધડાકા સાથે તૂટી પડે તેમ તે હાથી મોટો ચિત્કાર કરી ભોંયે પડયો. તેનું મૃત્યુ થયું.

દૂરથી લોકોને લાગ્યું કે બખ્તિયાર ખીલજીએ કંઇ ચાલાકીથી હાથીને માર્યો, અને મુસલમાન મંડળીમાંથી મોટો જયનાદ થયો; પણ જેઓ પાસે ઉભા હતા તેમણે જોયું કે હાથીની ગરદનમાં એક તીર ભોકાયલું હતું. અજાયબીમાં ગરકાવ થયલો કુતુબુદ્દિન વિશેષ માહીતી મેળવવા હાથીના શબ પાસે ગયો અને જાતે અસ્ત્રવિદ્યામાં કુશળ હોવાથી તરત સમજી ગયો કે હાથીના મોતનું કારણ તે બાણજ હતું. હાથીની જાડી ચામડી વિંધી, ગરદનના માંસના લોંચામાં થઇ તેના માથાની આરપાર બાણ નીકળી આવ્યું હતું, તે ઉપરથી કુતુબુદ્દિને એ બાણ છોડનાર માણસ અસાધારણ બાહુબળવાળો હોવો જોઇએ એવું અનુમાન બાંધ્યું. પણ બાણ મારનારે બળ સાથે બુદ્ધિ પણ દેખાડી હતી. તીર બરાબર હાથીના મર્મસ્થળમાં દાખલ થયું હતું કે જ્યાં શોયનો પણ પ્રવેશ થાય તો તરત જીવ જાય—એક પળનોએ વિલંબ લાગે નહિ. એ સ્થળે જો બાણ ન લાગતે તો બખ્તિયાર બચવો મુશ્કેલ હતો.

અવલોકન કરતાં કુતુબુદ્દિને જોઇ લીધું કે બાણુનો ઘાટ સાધારણ નહોતો. તેનું પાનું લાંબુ અને અણીદાર હતું અને તે ઉપર એક ખાસ ચિન્હ હતું. ખચીત, બાણુ છોડનાર કોઇ અત્યંત જોરાવર, બુદ્ધિમાન, અને ઠરેલ હાથવાળો તીરંદાજ હોવો જોઇએ.

તે તીર હાથમાં લઇ કુતુબુદ્દિને આસપાસના લોકો તરફ જોઇ પૂછ્યું, "આ તીર કોણે છોડયું?"

કોઇએ જવાબ દીધો નહિ. કુતુબુદ્દિને ફરીથી પૂછ્યું, "આ તીર કોણે છોડયું?"

જે યવને પેલા હથિયારબંધ હિંદુને દબરાવ્યો હતો તે આ વખતે બોલ્યો, "જેહાંપનાહ, એક કાફરને અહિંથી તીર મારતાં મેં જોયો હતો, પણ તે હવે જણાતો નથી."

કુતુબુદ્દિન થોડો વાર ચૂપ ઉભો રહ્યો, પછી બોલ્યો, "બખ્તિયાર ખીલજીએજ હાથીને માર્યો એમાં સંદેહ નથી. તમે સૌ તેને શાબાશી આપો. તેને હલકો પાડવા અથવા તો તેનો જીવ લેવા કોઇ કાફરે બાણુ માર્યું લાગે છે. હું તેને શોધાવી કાઢી યોગ્ય શિક્ષા કરીશ. તમે સૌ ઘેર જઇ આજનો દિવસ મઝા કરો."

એ સાંભળી તમાસબીનો બખ્તિયાર ખીલજીના વખાણ ગાતા ગાતા સૌ સૌને ઘેર જવા લાગ્યા. દરમ્યાન કુતુબુદ્દિને એક અફસરને પોતાના હાથમાંનું તીર આપી ખાનગીમાં કહ્યું, "જેની પાસે આવુંજ બીજું તીર જુવે તેને પકડીને મારી પાસે લઈ આવ. બરાબર તપાસ કર."

---

૨

## હાથીને મારનાર.

દિવાનખાનામાં કુતુબુદ્દિન, બખ્તિયાર ખીલજી તેમજ બીજા ભાઇબંધો સાથે વાતચીત કરતો બેઠો હતો, ત્યાં કેટલાક સિપાઇઓ આગળ જણાવેલા હથિયારબંધ હિંદુ જુવાનિયાને પકડી લઇ આવ્યા. હુકમ મળતાંજ તેમણે તે હિંદુને રાજપ્રતિનિધિ સમક્ષ ખડો કર્યો. કુતુબુદ્દિન ધ્યાનપૂર્વક તેને જોઇ રહ્યો. તે યૂવકનો દેખાવ પણ જોવાજોગ હતો. તેની ઉમર અંદાજ પચીસની અંદર હશે. ઉંચુ, ટટાર અને કદાવર

શરીર. માથું જરા મોટું તોપણ તેના શરીરને બંધ બેસતું. તેના વિશાળ લલાટ ઉપરથી એમ લાગતું કે કાચી વયને લીધે તે ગર્વિષ્ટ હશે, પણ ખરેખર 'રાજદંડ' નામે પરિચિત શિરા ત્યાં સ્પષ્ટ દેખાતી હતી. ભવાં બેઉ બારીક, ચંચળ અને તેમની નીચેની હાડકી કંઇક ઉન્નત. આંખ બહુ મોટી નહોતી પણ તેમાં અસાધારણ તેજ ચમકતું હતું. નાક મોંને બંધ બેસતું, બહુ લાંબુ નહિ, અને આગળથી અણિયાળું. પાતળા હોઠ, એક બીજાને કોટી કરી રહ્યા હોય તેવા, બાજુની અર્ધ ગોળાકાર રેખાથી શોભીતા. ઉપલા હોઠ ઉપર તાજી નવી ફૂટતી મુછ. બાંધો બળસૂચક છતાં તેમાં કર્કશતાનું ચિન્હ લેશ માત્ર નહોતું. રંગે ગોરો; અંગે બખ્તર, માથે સાફો, હાથમાં ધનુષ્ય, બગલમાં ભાથું, કમ્મરે તરવાર.

કુતુબુદ્દિન પોતાને પગથી માથા સુધી નીરખી રહ્યો હતો તે જોઇ તે જુવાને જરા દમામથીજ પૂછયું, "મારૂં અહીં કંઈ કામ છે?" તે સાંભળી હસીને કુતુબુદ્દિન બોલ્યો, "બાણ મારી મારાં હાથીને તેં માર્યો?"

"હા."

"શા માટે?"

"નહિ તો હાથી આપના સેનાપતિને મારી નાંખતે."

એ સાંભળી બખ્તિયાર ખીલજી બોલ્યો, "હાથી મને શું કરતે?"

"પગ તળે કચડી નાંખતે."

"તો મારો કુહાડો શું કામનો?"

"કીડી કરડવાથી કેટલું દુઃખ થાય છે તેનો હાથીને અનુભવ કરાવવા સિવાય વિશેષ તમારા કુહાડાથી કંઈ નહિ થતે."

કુતુબુદ્દિનના હોઠ સહેજ હાસ્યથી ફરકયા. સેનાપતિ ખસિયાણો પડયો. તે જોઇ કુતુબુદ્દિને કહ્યું, "છોકરા, તું હિંદુ, મુસલમાનના જોરની વાત તું શું જાણે? કુહાડાથી હાથીને મારવો એ તો સેનાપતિને મન બચ્ચાંની રમત હતી. છતાં હું જોઉં છું કે સેનાપતિનું ભલું કરવાના ઇરાદાથી તેં તીર છોડયું હતું. તારી શુભનિષ્ઠા જોઇ હું રાજી થયો છું અને તેના બદલામાં તને સરપાવ આપુ છું." એમ કહી તે

જુવાનને એકસો સોનામહોર આપવા કુતુબુદ્દિને ખજાનચીને હુકમ કર્યો.

તે સાંભળી જુવાન બોલ્યો, "સુબા સાહેબ, મને શરમ લાગે છે. આપના સેનાપતિની જીંદગીની કીમત માત્ર એકસો સોનામહોર?"

"કહ્યુંની કે સેનાપતિની જીંદગી તેના પોતાના હાથમાં સલામત હતી. કંઇ તેં તેમને બચાવ્યા એવું નથી! તો પણ તારી વાત બરાબર છે કે ઇનામ સેનાપતિના દરજ્જાને છાજતું જોઇએ. ખજાનચી, એને એક હજાર સોના મહોર આપો."

"આપની ઉદારતા જોઇને હું રાજી થયો છું અને આપને સામો સિરપાવ આપવાની મને ઇચ્છા થાય છે. જમનાને કાંઠે મારૂં ઘર છે, ત્યાં સુધી આપના એક માણસને મારી સાથે મોકલો. તેની સાથે હું આપને માટે ભેટ મોકલી આપું. જો રત્ન કરતાં આપને પૈસા ઉપર વિશેષ પ્રેમ હોય તો મારૂં મોકલેલું રત્ન વેચી નાંખજો. દિલ્હીના ઝવેરીઓ તેના બદલામાં આપને એક લાખ સોનામહોર આપશે!"

કુતુબુદ્દિન બોલ્યો, "તું તાલેવંતનો દીકરો હોય એમ જણાય છે, નહિ તો એક હજાર સોના મહોરને ઠોકર મારે નહિ. પરંતુ, છોકરા, તારૂં બોલવું વિવેકભર્યું નથી. તારી દાનત સાફ છે એટલે આજે તો તને જવા દઉં છું, પણ ફરીથી આવી રીતે બોલ્યો તો તારી જીભ ખેંચી કાઢીશ. ખબર છે હું કોણ છું તે? હું તારા રાજાનો પ્રતિનિધિ!"

"મારા રાજાનો પ્રતિનિધિ પરદેશી નહિ હોય."

"એટલે? તારો રાજા કોણ? તું કયા દેશનો રહીશ છે?"

"મગધદેશનો."

"તે તો બખ્તિયારે જીતી લઇ અમારા રાજ્ય સાથે જોડી દીધો છે."

"ના. મગધ આજે ચોરના પંજામાં સપડાયું છે."

"ચોર કોણ?"

"બખ્તિયાર ખીલજી."

કુતુબુદ્દિનની આંખમાંથી આગના તણખલાં ઉડવા માંડ્યાં. તે ક્રોધથી બોલ્યો, "તારૂં મોત નજીક આવ્યું છે."

યુવકે હસીને પુછ્યું, "ચોરને હાથે?"

"મારે હાથે. હું યવન પાદશાહનો સૂબો."

"આપ યવન પાદશાહના ખરીદેલા ગુલામ !"

કુતુબુદ્દિનને હાડોહાડ ગુસ્સો લાગ્યો, તો પણ આ નિઃસહાય છોકરાની હિમ્મત જોઈ તે અજબ થયો. "કોઇ છે કે?" તેની હાક સાંભળી પહેરીગીરો દોડી આવ્યા, તેમને હૂકુમ કીધો, "આને બાંધીને લઈ જાઓ અને મારી નાંખો !"

હવે બખ્તિયાર વચ્ચે પડયો. ઇસારતથી પહેરેગીરોને અટકાવી કુતુબુદ્દિન તરફ જોઇ વિનયથી તેણે કહ્યું, "નામવર, આ છોકરો ઉદ્ધત જણાય છે, નહિ તો આમ મોઢે ચઢીને મોત માંગે ? એને મારી નાંખવો એ તો ગેરવાજબી કહેવાય."

બખ્તિયારની મતલબ સમજી જુવાન હસીને બોલ્યો, "ખીલજી સાહેબ, હું જોઉં છું કે આપ અકૃતઘ્ની નથી. મેં આપને હાથીના પગતળે કચડાઇ જતાં બચાવ્યા તેના બદલામાં આપ મારો જીવ બચાવવા તજવીજ કરો છો. આપની મહેરબાની થઇ. પણ ફીકર ના કરો. મેં આપના હિતને ખાતર હાથીને માર્યો નથી. આપને એક દિવસ મારે હાથેજ મારવા એ ઇરાદાથી મેં આપને આજે હાથીના પંજામાંથી છોડાવ્યા છે !"

સૂબો અને સેનાપતિ એક બીજાનું મોં જોઇ રહ્યા ! ખીલજીએ કહ્યું, "તું ખરેખરજ નાદાન જણાય છે. તારે હાથેજ મોત માંગી રહ્યો છે, અને બીજાઓ તારો બચાવ કરે છે તેમને પણ વારૂ છે ! વારૂં, એ તો જણાવ કે તારે હાથેજ મને મારવાને તું કેમ તલસી રહ્યો છે ?"

"તમે મારૂં બાપીકું રાજ ઝૂંટવી લીધું છે તેથી. હું મગધના રાજાનો પુત્ર છું. લડાઇ વખતે આ હેમચંદ્ર દેશમાં હાજર હોત તો પરદેશી લૂટારાઓની શું તાકાત કે મગધ લૂટે ? ચોર-લૂટારાને હું તેના ગુન્હાની સજા મારે હાથે આપીશ."

બખ્તિયારે કહ્યું, "અહિંથી જીવતો જશે તો કેની ?"

કુતુબુદ્દિન બોલ્યો, "તારી જે ઓળખાણ આપી છે તે અને તારી તુમાખી જોયા પછી હવે તને છોડાય નહિ. હમણાં તો તને કેદ કરૂં છું. તને શું સજા કરવી તે હવે પછી જણાવીશ. સિપાઇઓ, લઇ જાઓ એને બંદીખાનામાં."

હેમચંદ્રની આસપાસ ફરી વળી સિપાઇઓ તેને લઇ ગયા. પછી કુતુબુદ્દિને બખ્તિયારને ઉદ્દેશી કહ્યું, "કેમ સાહેબ, એ છોકરા વિશે શું ધાર્યુ" ?"

બખ્તિયાર બોલ્યો, "નર્યો આગનો તણખો એ જો છૂટો થયો તો બધું સળગાવી મૂકશે !"

કુતુબુદ્દિને કહ્યું, "માટેજ એ તણખો હોલવી નાંખવાની જરૂર છે."

આમ બેઉ જણ મસલત કરી રહ્યા છે, ત્યાંતો કિલ્લામાં ભારે ગરબડ થઇ રહી. ક્ષણમાંજ પેલા સિપાઇઓએ આવી સમાચાર આપ્યા, "કેદી નાશી ગયો !"

ડોળા કાઢી કુતુબુદ્દિને પૂછ્યું, "કેવી રીતે ?"

એક પહેરેગીરે કહ્યું, "કિલ્લામાં એક મુસલમાન એક ઘોડો લઇ ફરતો હતો. અમે સમજ્યા કે કોઇ સિપાઇનો તે ઘોડો હશે. ઘોડાની બાજુમાં થઇને અમારે જવાનું હતું. જેવા તેની પાસે પહોંચ્યા કે વિજળીને વેગે કુદકો મારી કેદી ઘોડેસ્વાર થઇ ગયો અને ઘોડાને એડ મારી જોતજોતામાં તો દરવાજા બહાર નીકળી ગયો !"

"તમે તેની પાછળ કેમ નહિ પડ્યા."

"અમે ઘોડા લાવીએ લાવીએ તેટલામાં તો તે નજર બહાર ચાલી ગયો."

"તીર કેમ ના માર્યાં ?"

"માર્યાં, પણ સઘળાં તેના બખ્તરને અડકી ભોંય ઉપર પડ્યા."

"જે મુસલમાન ઘોડો લઇ ફરતો હતો તે ક્યાં છે ?"

"પહેલાં તો અમે કેદીની પાછળ ધ્યાન આપ્યું. પછી તે ઘોડા-વાળાની શોધ કીધી તો તેનોએ પત્તો મળ્યો નહિ."

---

# દાલિયા.

---

## ભૂમિકા.

હારેલા શાહ સુજાએ ઓરંગજેબના ભયથી નાશી જઇ આરાકાન રાજ્યની પરોણાગત સ્વીકારી. તેની ત્રણ ખુબસુરત દીકરીઓ સાથે હતી. આરાકાનરાજે પોતાના પુત્રો સાથે આ કન્યાઓનો વિવાહ કરવાની માગણી કીધી. એ વાતમાં શાહ સુજાએ અસંત નારાજી દેખાડી એટલે એક દિવસ રાજાના હુકમથી તેને અને તેની કન્યાઓને સહેલગાહને બ્હાને હોડીમાં બેસાડી દગાથી નદીમાં ડુબાડી દેવાની તજવીજ કરવામાં આવી. આફતમાં સપડાયલા સુજાએ નાની છોકરી અમીનાને પોતાને હાથે જ નદીમાં હોમી; મોટી છોકરીએ આપઘાત કીધો; અને વચલી જુલીખાને લઇને સુજાનો એક વિશ્વાસુ નોકર નામે રહમતઅલી ત્યાંથી નાશી છૂટ્યો. સુજા લડતો લડતો કપાઇ મુઓ.

નદીના રેલમાં તણાતી અમીના થોડેજ વારે નશીબજોગે એક માછીની જાળમાં જઇ પડી, જે માછીએ તેને બચાવી અને ઉછેરીને મોટી કીધી.

દરમ્યાન વૃદ્ધ રાજા મરણ પામ્યો છે અને તેનો વડો પુત્ર ગાદીએ બેઠો છે.

---

## પ્રથમ પરિચ્છેદ.

એક દિવસ સવારે બુઢ્ઢા માછીએ આવી અમીનાને ઠપકો દેતાં કહ્યું, "તિનિ!" માછીએ આરાકાની ભાષામાં અમીનાનું આ નવું નામ પાડ્યું હતું. "તિનિ, આજે સવારના પહોરમાં તને થયું છે શું? કામકાજમાં કાંઇ બીલકુલ હાથ ઘાલતી નથી, મારી નવી જાળને આટો[1] દીધો નથી, મારી હોડી——"

માછીની પાસે જઇ અમીનાએ વિવેકથી કહ્યું, "બુઢ્ઢા, આજે મારી દિદિ[2] આવી છે એટલે આજે તો છૂટી!"

---

૧ કાંજી. ૨ મોટી બ્હેન.

"તારી દિદિ વળી કોણ, તિન્નિ ?"

"હું !" ક્યાંકથી બહાર નીકળી આવી જુલીખાએ જવાબ દીધો.

ડોસો ડંગ થઇ ગયો. થોડે વારે જુલીખાની લગોલગ જઇ તેનું મોં બરાબર જોવા લાગ્યો.

એકાએક તેણે સવાલ કર્યો, "તને કંઇ કામકાજ કરતાં આવડે છે કે ?"

અમીના બોલી, "બુઢા, ફીકર ના કર. દિદિથી કામ નહિ થાય. તેની વતી હું જ કામ કરી દઇશ."

ડોસાએ સવિસ્મય પૂછ્યું, "તું ક્યાં રહેશે ?"

જુલીખા બોલી, "તિન્નિ પાસે."

ડોસાને લાગ્યું કે આતો બડી આફત આવી પડી. પૂછ્યું, "ખાશે શું ?"

જુલીખાએ જવાબ દીધો, "તેનુંએ સાધન છે." એમ કહી તોરમાજ એક સોનામહોર માછી તરફ ફેંકી.

અમીનાએ તે ઉપાડી લઇ માછીના હાથમાં મૂકતાં હળવેથી કહ્યું, "બુઢા, હવે બહુ બોલીશ નહિ. તું તારે કામે જા; વખત થઇ ગયો છે."

છૂપા વેશે ઠેકાણે ઠેકાણે રખડી આખરે અમીનાનો પત્તો લાગવાથી જુલીખા કેવી રીતે તે માછીની ઝુંપડીએ જઇ ચઢી એ બધી હકીકત કહેવા બેસાએ તો એક બીજી વાર્તા લખવી પડે. તેણીનો રક્ષક (વાલી) રહેમત શેખ ગુપ્તવેશે આરાકાન દરબારની નોકરીમાં ઘુસી ગયો હતો.

---

## દ્વિતીય પરિચ્છેદ.

માછીના ઝુંપડા પાસે થઇને એક નાની નદી વહેતી હતી. તેને કાંઠે ગુલમહોરના ઝાડોની રાની પુષ્પમંજરીમાંથી તરતના બેઠેલા ઉનાળાના શિતળ પ્રભાતવાયુથી ખરીને ફુલો નીચે પડતાં હતાં.

ઝાડની છાયામાં બેઠેલી જુલીખાએ અમીનાને કહ્યું, "ખુદાએ આપણને બેઉ બહેનોને મોતના પંજામાંથી છોડાવી તે અબ્બાજાનના મોતનો બદલો લેવા માટે જ. મને તો તે સિવાય બીજું કંઇ કારણ જણાતું નથી."

નદીને પેલે પાર દૂર, દૂરના છાયામય ઝાડોની ઘટા તરફ જોતી અમીના ધીમે સાદે બોલી, "દિદિ, ફરીથી એ બધી વાત કહેશો નહિ. મરવુંજ હોય તો ભલે મરદો કાપાકાપી કરી મરી લે, પણ મને તો આ પૃથ્વિ ઉપર એટલું બધું વ્હાલ છૂટે છે કે કહેવાની વાત નહિ. અહીં મને જરાએ દુઃખ નથી."

જુલીખા બોલી, "છીઃ, છીઃ, અમીના, તું ભૂલી જાયછે કે તું એક શાહજાદાની બેટી છે. કયાં દિલ્હીનું સિંહાસન, અને કયાં આરાકાનના માછીનું આ ઝુંપડું !"

અમીનાએ હસીને જવાબ દીધો, "દિદિ, દિલ્હીના દમામદાર સિંહાસન કરતાં ગરીબ માછીની આ ઝુંપડી અને આ ગુલમહોરની છાયા ઉપર મારા જેવી ગરીબ છોકરીને વધારે વ્હાલ લાગતું હોય તો તેથી દિલ્હીનું સિંહાસન એક ટીપુંએ અશ્રુપાત કરવાનું નથી."

જુલીખા અડધી સ્વગત અને અડધી મોટેથી બબડતી હોય તેમ બોલી, "એમાં તારો શું દોષ ? તું તો તે વખતે બહુજ નાની હતી. પણ વિચાર તો કર. પેદરની તું સૌથી વધારે લાડકી લડકી. તેથીજ તો તેમણે પોતાને હાથે તને નદીમાં નાંખી. બાપે આપેલાં મોત કરતાં જીંદગી તને વધારે વ્હાલી છે ? બાપનું વેર વાળે તોજ તારૂં જીવ્યું સાર્થક ગણાય."

અમીના મુગીમુગી દૂર જોઇ રહી. બ્હેનની વાત તેના મનમાં ઉતરી, તોપણ તે શિતળ વાયુ, ઝાડોની છાયા, પોતાની ખીલતી જુવાની અને એક સુખી યાદની મોહજાળ પોતાના મનમાંથી દૂર કરી શકી નહિ.

બહુ વાર આમ બેસી રહ્યા પછી છેવટે એક લાંબો નિશ્વાસ નાંખી બોલી, "બેસો, દિદિ, હું જાઉંછું. હજુ તો ઘરનું કામ બાકી છે. હું રાંધીશ નહિ તો ડોસો ખાશે શું ?"

---

## તૃતીય પરિચ્છેદ.

અમીનાની હાલત ઉપર દુઃખી દિલે વિચાર કરતી જુલીખા ત્યાં બેઠી હતી તેવામાં ઓચિંતો કોઇના કૂદવાનો અવાજ થયો અને કોઇએ આવી પાછળથી જુલીખાની આંખ પોતાના બેઉ હાથો વડે ઢાંકી દીધી.

જુલીખા ગભરાઇને બોલી, "કોણ છે રે?"

અવાજ સાંભળી આંખ છોડી દઇ એક જુવાન તેની સામે આવી ઉભો. જુલીખાનું મોં જોઇ તે નિરાશ થઇ બોલ્યો, "તું તિન્નિ નથી! કેમ?" જાણે જુલીખા પોતાને તિન્નિ તરીકે પસાર કરતી હોય અને તે જુવાને પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી તેણીની બધી ચાલાકી પકડી કાઢી હોય!

લૂગડું સરખું કરી જુલીખા મક્કમપણાથી ઉભી થઇ. બેઉ આંખ ગુસ્સાથી લાલચોળ કરી તેણીએ પૂછ્યું, "તું કોણ છે?"

યૂવકે કહ્યું, "તું મને ઓળખતી નથી. તિન્નિ ઓળખે છે. તિન્નિ ક્યાં છે?" ગરબડ સાંભળી તિન્નિ બહાર આવી. જુલીખાનો ગુસ્સો અને યૂવકની મુઝવણ જોઇ તે ખડખડ હસી પડી.

તેણે કહ્યું, "દિદિ, એના કહેવાપર ધ્યાન આપશો નહિ. એ તે કંઇ માણસ છે? એ તો જંગલનું હરણ! એણે જો કંઇ બેઅદબી કીધી હોય તો હું એને સજા કરીશ. દાલિયા, તેં શું કીધું?"

યૂવક બોલ્યો, "બેઉ હાથો વડે એની આંખો ઢાંકી! હું જાણું કે તિન્નિ હશે. પણ એતો કોઇ બીજુંજ છે."

જાણે બહુજ ગુસ્સે થઇ હોય તેમ અમીનાએ કહ્યું, "તે? નાને મોઢે મોટી વાત કરે છે કેમ? તિન્નિ હોય તોએ શું? તેની આંખો ઢાંકનાર તું કોણ? આટલી બધી શેખી કરે છે, નહિ?"

યૂવકે કહ્યું, "એમાં વળી શેખી કેવી? તારી આંખો ઢાંકવાની તો મને ટેવ પડી ગઇ છે. ખરેખર, તિન્નિ, આજે તો તેં મને ગભરાવી જ નાંખ્યો ને!" એમ કહેતાં કહેતાં જુલીખા તરફ છૂપી આંગળી દેખાડી ગુપચુપ હસવા લાગ્યો.

અમીના બોલી, "તું બડો હેમક છે. શાહજાદી સાથે કેવી રીતે વર્તવું તે જાણતો નથી. તને ઠીક સજા કરવી જોઇએ. ચાલ, આમ સલામ કર!"

અમીનાએ પોતાની કોમળ કાયા બહુજ હાવભાવથી નમાવી જુલીખાને સલામ કીધી. યુવકે તેની આબાદ નકલ કરી.

અમીના બોલી, "આમ ત્રણ ડગલાં પાછળ હઠ." યૂવક પાછળ હઠયો.

"ફરીથી સલામ કર." યૂવકે ફરીથી સલામ કીધી.

એમ પાછળ હડાવતી અને સલામ કરાવતી અમીના યૂવકને ઝુંપડીના બારણાં સુધી લઇ ગઇ અને કહ્યું, " ઘરમાં જા." યૂવક અંદર ગયો. તરતજ બહારથી બારણું બંધ કરી અમીનાએ કહ્યું, " એક કામ કર. બેઠો બેઠો ચુલો સળગાવ."

પછી બ્હેન પાસે જઇને બોલી, " દિદિ, ગુસ્સે ના થાવ, અહીંનાં માણસોજ મુવાં એવાં, હાડકાં બળી ગયલાં."

પણ અમીનાના ચહેરા કે વર્તનમાં અહીંની હવાનું લક્ષણ જરાએ જણાતું નહોતું. તેને બદલે અનેક વાતમાં અહીંના માણસો તરફ તેણીનો ગેરવાજબી પક્ષપાત જણાઇ આવતો હતો.

જુલીખાએ બને તેટલો ગુસ્સો દેખાડી કહ્યું, " ખરૂં પૂછે તો, અમીના, તારી વર્તણુંક જોઇ મને અફસોસ થાય છે. એક પારકો મરદ તને આવી રીતે સ્પર્શ કરે એ તે કઇ જાતની છૂટ ? "

અમીના બોલી, " ખરૂં કહું છું, દિદિ, કે એની જગાએ કોઇ શાહજાદો કે નવાબનો દીકરો હોત તો તેને તો હું હડધૂત કરી મૂકતે, પણ આ ગમારને શું કહું ? "

જુલીખા હવે હસવું અટકાવી શકી નહિ—હસતાં હસતાં બોલી, " સાચું કહે, અમીના, તેં હમણાં કહ્યું કે પૃથ્વિ તને બહુ વ્હાલી લાગે છે તે શું આ ગમાર જુવાનિયાને ખાતર કે ? "

અમીનાએ જવાબ દીધો, " હું ખરૂં કહું છું, દિદિ, કે એ મને બહુ મદદ કરે છે. ફળફુલ તોડી લાવે, શિકાર કરી આણે, જરા કંઇ કામ માટે બોલાવું તો દોડતો આવે. એને ધમકાવવાનું ઘણી વાર મન થાય છે, પણ ફોકટ. જરા ડોળા કાઢીને કહું, ' દાલિયા, તારા ઉપર હું બહુ નારાજ થઇ છું, ' તો દાલિયા મારાં મોં તરફ અજાયબીથી જોતો જોતો નિઃશબ્દ હસ્યા કરે. હું ધારૂં છું કે અહીંના લોક એમજ હસતા હશે. એકાદ બે ફટકા મારૂં તો ખુશખુશ થઇ જાય—તેયે અજમાવી જોયું છે. આ જુવોને, ઘરમાં ગોંધ્યો છે તોએ આનંદમાં બેઠો છે. બારણું ઉઘાડીને જોશો તો માલમ પડશે કે મુગોમુગો ચુલામાં ફુંક મારતો હશે. એવા માણસને કેમ કરી કંઇ કહેવાય ? મારાથી તો ન કહેવાય."

ઝુલીખા બોલી, "ચાલ ત્યારે, હું જરા એને બખડાવું."

અમીના કાલાવાલા કરતી બોલી, "તમને પગે લાગું, બ્હેન, એને છેડશો નહિ."

એવી કાકલુદીથી બોલી કે જાણે તે યૂવક અમીનાનું મહામહેનતે પાળેલું હરણુ હોય—હમણાંએ તેનો વન્યસ્વભાવ જેવોને તેવોજ હતો—અને જાણે તે બ્હીતી હોય કે રખેને કોઇ માણુસને નજદીક આવતું જોશે તો તે ભયથી નાશી જશે. આ વખતે માછી આવી લાગ્યો અને પૂછયું, "આજે દાલિયા નથી આવ્યો, તિન્નિ?"

"આવ્યો છે."

"કયાં છે?"

"તે બહુ મસ્તી કરતો હતો એટલે ઘરમાં ગોંધી રાખ્યો છે."

ડોસો ફીકર કરતો હોય તેમ બોલ્યો, "એ મસ્તી કરે તો ચલાવી લે. નાની વયે બધાજ મસ્તીખોર હોય. એને બહુ ધમકાવતી ના. દાલિયાએ કાલે એક થલુ[1] આપી મારી પાસેથી ત્રણ માછલી લીધી હતી."

અમીનાએ કહ્યું, "ફીકર નહિ, બુઢા. હું આજે તેની પાસેથી એ થલુ લાવી દઇશ અને એકપણ માછલી આપવી પડશે નહિ."

ડોસો પોતાની દત્તક દીકરીની આટલી નાની ઉમરેજ આવી ચાલાકી અને વેપારી બુદ્ધિ જોઇ બહુ રાજી થયો અને મમતાથી તેને માથે હાથ મૂકી ચાલી ગયો.

---

## ચતુર્થ પરિચ્છેદ.

અજબ જેવું છે કે દાલિયાના આવવા જવા સંબંધી ધીમેધીમે ઝુલીખાને કંઇ વાંધો રહ્યો નહિ. વિચાર કરી જોઇશું તો એમાં અજબ જેવું કંઇ નથી. કારણુ, નદીને જેમ એક બાજુ રોહ અને બીજી બાજુ કાંઠો, તેમ રમણીનેયે એક બાજુ હૃદયાવેગ અને બીજી બાજુ લોકલજ્જા. વળી અહીં, સભ્યસમાજની બહાર આરાકાનના ઉજડ પ્રાંતમાં, લોક કયાં છે? અહીં તો માત્ર ઋતુના ફેરફાર પ્રમાણે ઝાડને ફુલ આવે

---

1. સોનામહોર.

છે અને સામેની ભૂરી નદી ચોમાસામાં પીળુવાળી, શરદમાં સ્વચ્છ, અને ઉનાળામાં ક્ષીણ થાયછે; પંખીઓના ઉચ્છવસિત કંઠસ્વરમાં સમાલોચનાનું નામ ન મળે; અને વખતે વખતે દક્ષીણવાયુ સામે પારના ગામમાંથી માનવચક્રનો ગુંજનધ્વનિ ખેંચી લાવે પણ કાનાકાની લાવે નહિ.

પડી ગયલા મહેલના ખંડિએરો ઉપર જેમ ધીમેધીમે જંગલ ઉગી નીકળે, તેજ પ્રમાણે કેટલોક કાળ અહીં રહેતાં રહેતાં કુદરતના છૂપા આક્રમણથી માણસની ઘડેલી લોકરિવાજરૂપી મજબૂત ભીંત ધીમેધીમે, કોઇનું પણ ધ્યાન ખેંચ્યા વગર, ભાંગી જાયછે અને ચોતરફના કુદરતી વાતાવરણ સાથે એકાકાર બની જાય છે. બે જુગતેજુગતાં જુવાન નરનારિની મુલાકાતનો દેખાવ જોવો એ રમણીને જેવું સુંદર લાગે તેવું બીજું કંઇજ નથી. એટલું રહસ્ય, એટલું સુખ, એટલા ઉંડા કૌતુહલનો વિષય તેને પક્ષે બીજો કોઇ હોઇ શકે નહિ. આથી આ જંગલી ઝુંપડીમાં ઉજ્જડ ગરિબાઇની છાયામાં જુલીખાનો ગર્વ અને લોકલાજની બ્હીક જ્યારે પોતાની મેળેજ ઢીલાં થઇ ગયાં, ત્યારે ફુલવાળા ગુલમહોરની છાયા નીચે અમીના અને દાલિયાના મેળાપની ગમત જોઇ તેને આનંદ થવા લાગ્યો.

હું ધારૂંછું કે તેના તરૂણ હૃદયમાં પણ એક અપરિતૃપ્ત આકાંક્ષા જાગી હશે અને તેને સુખદુઃખે ચંચળ કરી મૂકી હશે. આખરે એવી સ્થિતિ થઇ ગઇ કે કોઇ પણ દહાડો જો પેલા છોકરાને આવતાં વાર લાગતી તો જેમ અમીના આતુર થઇને બેસતી તેમ જુલીખા પણ કાગને ડોળે તેની રાહ જોઇ રહેતી, અને જ્યારે બેઉ ભેગાં થતાં ત્યારે ચિત્રકાર જેમ પોતાનું તરતનું પૂરૂં કરેલું ચિત્ર જરા પાછળ હઠીને જુવે, તેમ દૂરથી તે પણ સ્નેહાળ હૃદયે હસતી હસતી તેમને જોયા કરતી. કોઇ કોઇ દિવસ મોઢેથી ઝગડો કરતી, ઠપકો દેવાનો ઢોંગ કરતી અને અમીનાને ઘરમાં ગોંધી યૂવકનો મિલનાવેગ રોકતી.

શહેનશાહ અને જંગલી વચ્ચે પણ કંઇ સરખાપણું છે. બેઉ સ્વાધીન, બેઉ પોતપોતાના રાજ્યના એકલા માલીક, બેઉને કોઇના પણ હુકમને તાબે થઇ ચાલવું પડતું નથી. બેઉમાં કુદરતની સ્વાભાવિક મોટાઇ અને સરળતા છે. વચલે વાંધેના લોક, જેઓ રાતદિવસ લોકશાસ્ત્રના અક્ષરે અક્ષર મેળવી તે પ્રમાણે જીવન ગાળે છે, તેઓજ પરતંત્ર નજરે પડે છે. તેઓજ મોટા પાસે દાસ, નાના પાસે પ્રભુ, અને અસ્થાને એકદમ

કિંકર્તવ્યમૂઢ થઇ ઉભા રહે છે. ગમાર દાલિયા પ્રકૃતિ-રાણીનું સ્વછંદી બાળક; શાહજાદી પાસે તેને કોઇ જાતનો સંકોચ નહોતો; તેમ શાહજાદીઓ પણ તેને બરાબરિયો માણસ ગણી તે પ્રમાણે ઓળખવા લાગી. હસતો, રમતો, કૌતુકપ્રિય, જ્યારે જુવો ત્યારે નીડર, અને અસંકુચિત; તેના ચરિત્રમાં દરિદ્રતાનું કોઇ લક્ષણજ નહોતું.

પરંતુ આ બધા સુખમાંયે જુલીખાનું હૃદય કોઇ કોઇ વાર હાય હાય કરી ઉઠતું. તેને લાગતું—બાદશાહની દીકરીના જીવનનું શું આજ પરિણામ !

એક દિવસ સવારે દાલિયા આવતાંની સાથેજ તેનો હાથ ધરી જુલીખાએ પૂછ્યું, "દાલિયા, આ જગાના રાજાને તું દેખાડી શકશે ખરો ?"

"જરૂર. કેમ વારૂ, શું કામ છે ?"

"મારી પાસે એક છરો છે તે તેની છાતીમાં બેસાડવાનું મન થાય છે !"

પહેલાં તો દાલિયા કંઇક અજબ થયો. ત્યાર બાદ જુલીખાના હિંસાભર્યા ચહેરા તરફ જોઇ તેનું આખું મોં હાસીથી ભરાઇ ગયું, કેમ જાણે આટલી બધી મઝાની વાત આગળ કોઇ દહાડો સાંભળીજ નહિ હોય ને !—મજાક તો આનું નામ, તે પણ રાજપુત્રીને યોગ્ય; વાત નહિ, ચીત નહિ, પહેલે સપાટેજ બસ એક છરો એક જીવતાં રાજાની છાતીમાં આખોને આખો ચલાવી દેવાનો ! આવા અત્યંત વિચિત્ર પ્રયોગથી રાજા પણ એકાએક કેવો ડંગ થઇ જાય તે ચિત્ર ધીમે ધીમે તેના મનમાં ખડું થતાં તેની નિઃશબ્દ કૌતુક-હાસી રહી રહીને છેવટે ઉચ્ચ હાસ્યમાં ફેરવાઇ ગઇ.

---

## પંચમ પરિચ્છેદ.

વળતે દિવસેજ રહેમત શેખે ખાનગી પત્ર લખી જુલીખાને જણાવ્યું કે "આરાકાનના નવા રાજાને તમે બેઉ બ્હેનો માછીની ઝુંપડીમાં રહો છો તે વાતની ખબર પડી ગઇ છે અને અંદરખાનેથી અમીનાને જોઇ તેની ઉપર મોહી પડ્યો છે. વિવાહ માટે તેને તાબડતોબ

મહેલમાં લાવવાની તૈયારી થઈ રહી છે. વેર વાળવાની આવી સરસ તક ફરીથી મળવી મુશ્કેલ છે."

આ વાંચી અમીનાનો હાથ નિશ્ચયપુર્વક ધરી જુલીખા બોલી, "ખુદાની મરજી ચોખ્ખી માલમ પડે છે. અમીના, તારી જીંદગીનો ઉદ્દેશ પાર પાડવાનો આ વખત આવી લાગ્યો છે. હવે બચ્ચાંની માફક રમ્યા કરે તે સારૂં દેખાય નહિ."

દાલિયા ત્યાં હાજર હતો. અમીનાએ તેના તરફ જોયું તો તે સકૌતુક હસતો હતો. તેનું હસવું જોઈ દુઃખી દિલે અમીનાએ કહ્યું, "દાલીયા, જાણુ કે હું રાજાની રાણી થવા જાઉંછું."

દાલિયા હસીને બોલ્યો, "પાછા આવશો કેની?"

પીડીત અને વિસ્મય ચિન્તે અમીનાએ જોયું કે "એ ખરેખરજ જંગલનું હરણુ છે. એની સાથે માણુસની માફક વર્તવું એ તો મારૂંજ ગાંડપણુ."

એકવાર ફરીથી તેને સચેતન કરી જોવાની ઇચ્છાથી અમીનાએ જવાબ દીધો, "રાજાનું ખુન કરીને કોઇ પાછું આવે ખરૂં?"

જાણે હવે વાત સમજ્યો હોય તેમ દાલિયાએ કહ્યું, "પાછું ફરવું મુશ્કેલ તો ખરૂં!"

અમીનાનો આખો અંતરાત્મા એકેવારે મ્લાન થઇ ગયો. જુલીખા તરફ ફરીને નિઃશ્વાસ નાંખી તે બોલી, "બ્હેન, હું તૈયાર છું." વળી દાલિયા તરફ જોઇ ઘવાયલા જીગરમાં હસવાનો દેખાવ કરી બોલી, "રાણી થતાંજ પહેલાં તો રાજાની વિરૂદ્ધ કાવતરામાં જોડાવા માટે હું તને સજા કરીશ. ત્યાર પછીજ બીજું જે કંઇ કરવાનું હશે તે કરીશ."

આ સાંભળી દાલિયાનું કૌતુક વધ્યું. તેને લાગ્યું કે જેમ જેમ નાટક આગળ વધશે તેમ તેમ જોવાની ખુબ મઝા પડશે!

---

## ષષ્ઠ પરિચ્છેદ.

ઘોડેસ્વારો, પાયદલ, હાથી, નિશાન, ડંકા અને મશાલચીઓથી માછીના ઘર આગળ એવી ધામધુમ મચી રહી કે જાણે એમ તેની ઝુંપડી

તુટી પડશે ! રાજ મહેલમાંથી સોનાની મઢેલી બે પાલખીઓ આવી હતી.

અમીનાએ જુલીખાના હાથમાંથી છરી લીધી. તેના હાથાનું હાથી દાંતનું કોતરકામ કેટલોક વખત સુધી જોઇ રહી. પછી વસ્ત્ર ખસેડી પોતાનીજ છાતી ઉપર એકવાર તો તેની ધારની પરીક્ષા કરી જોઇ. જીવનકળાને છેડે એકવાર છરીને સ્પર્શ કરાવી તેને પાછી મ્યાનમાં મૂકી વસ્ત્ર મધ્યે છૂપાવી દીધી.

તેને બહુજ મન થયું કે આ મરણજાત્રા પહેલાં એકવાર દાલિયા સાથે ફરી મેળાપ કરૂં. પણ તે તો કાલનો અલોપ ! તેના અંતરમાંથી અભિમાનની જવાળા શું બુઝાઇ ગઇ હતી ?

પાલખીમાં બેસતાં પહેલાં અમીનાએ પોતાની બાળપણની ઝુંપડી તરફ એકવાર નજર કીધી. તેનું તેજ ઝાડ; તેની તેજ નદી. માછીનો હાથ ધરી રડતાં રડતાં ધ્રૂજતે અવાજે કહ્યું, "બુઢા, હું જાઉં છું. તિન્નિ વગર તારૂં ઘર કામ કોણ સમાલશે?"

બુઢો માછી નાના બાળકની માફક મોટેથી રડી પડયો.

અમીનાએ કહ્યું, "બુઢા, દાલિયા અહીં આવે તો તેને આ વીંટી આપજે. કહે જે કે જતી વખતે તિન્નિ આપી ગઇ છે."

એમ કહી તુરત પાલખીમાં બેઠી. ભારે ધામધૂમથી પાલખી ગઇ. અમીનાની ઝુંપડી, નદી કીનારો, ગુલમહોર, સૌ જાણે અંધકારમાં ગરકાવ થઇ ઉજડ થઇ ગયાં.

યથાકાળે બેઉ પાલખી મહેલને આગલે દરવાજે થઇ અંતઃપુર આગળ પહોંચી. બેઉ બ્હેનો પોતપોતાની પાલખીમાંથી બહાર નીકળી.

અમીનાને મુખે હાસી નહોતી, આંખમાં આંસુ નહોતું. જુલીખાના મોં ઉપર રંગ નહોતો. જ્યાં સુધી કર્તવ્ય દૂર હતું ત્યાં સુધી તેણીનો ઉત્સાહ તીવ્ર હતો, પણ હવે પ્રસંગ નજદીક આવતાં તે ધ્રુજતે હૃદયે અને વ્યાકુળ સ્નેહથી બ્હેનને બાઝી પડી. પોતાના મનમાં કહેવા લાગી, "નવા પ્રેમની પાંખડીમાંથી તોડી આ ખીલતી કળાને લોહીની નદીમાં નાંખવા કયાં લઇ આવી?"

પણ હવે વિચાર કરવાનો વખત નહોતો. દાસીઓએ રસ્તો દેખાડયો તે મુજબ, સેંકડો દીવાઓના ઝગઝગાટમાં થઇને, સ્વપ્નું જોતી

હોય તેમ, બેઉ બ્હેનો આગળ ચાલી. આખરે, ઓરડાના બારણા આગળ ક્ષણભર થોભી અમીનાએ જુલીખાને કહ્યું, "દિદિ!"

જુલીખાએ અમીનાને જોરથી છાતી સરસી ચાંપી બચી કીધી. બેઉ ધીમે ધીમે અંદર દાખલ થયાં.

રાજવેશ પહેરી, ઓરડાની વચ્ચોવચ મખલમ તળાઇ ઉપર, રાજા બેઠેલો હતો. અમીના સંકોચથી બારણાની પાસેજ ઉભી રહી ગઇ.

જુલીખાએ અગ્રેસર થઇ રાજાની પાસે જઇ જોયું—રાજા નિઃશબ્દે સકૌતુક હસે છે!

જુલીખા બોલી ઉઠી, "દાલિયા!" અમીના મુર્છા ખાઇ નીચે પડી. દાલિયાએ ઉઠી ઘાયલ થયલા પંખીની માફક તેને ખોળામાં લઇ શય્યામાં સુવાડી. અમીનાએ સાવધ થતાં વસ્ત્રમાં છૂપાવેલી છરી બહાર કાઢી મોટી બ્હેન તરફ જોયું, મોટી બ્હેને દાલિયા તરફ જોયું, દાલિયા નિઃશબ્દે હસતો તે બેઉને જોઈ રહ્યો. છરી પણ પોતાની મ્યાનમાંથી જરા મોં બહાર કાઢી આ રંગ જોઇ ચકમક કરતી હસવા લાગી!

---

# રાધારાણી.

### પ્રથમ પરિચ્છેદ.

રાધારાણી નામની એક છોકરી મહેશપુરે રથજાત્રા જોવા ગઈ હતી. છોકરીની ઉમર પૂરાં અગીઆર વર્ષની પણ ન હોતી. તેણીના માબાપની હાલત આગળતો સારી હતી—ખુબ પૈસાદાર હતાં. પણ તેણીનો બાપ હૈયાત નહોતો. મા ઉપર એક સગાએ આખી મીલકત સંબંધી દાવો માંડ્યો હતો; હાઇ કોર્ટમાં વિધવા તે દાવામાં હારી ગઇ. તે હારી જતાંજ જીતનાર સગાએ ડિક્રીની બજાવણી કરી તેમને—મા દીકરીને—ઘરમાંથી હાંકી કાઢયાં. આશરે દશ લાખની મીલકત ડિક્રી બજાવી તે સગો પચાવી બેઠો. જે કંઇ રોકડ હતું તે ખરચખુટણમાં ચાલ્યું ગયું. ઘરેણાંગાંઠા વેચી રાધારાણીની માએ પ્રિવિ કાઉન્સીલમાં અપીલ કરી. પણ હવે ખાવાપીવાની કંઇ જોગવાઇ રહી નહિ. વિધવા જઇને એક ઝુંપડીમાં રહી અને મહેનત કરી દુઃખેપાપે દિવસ કાઢવા લાગી. રાધારાણીનું વેવીશાળ પણ કરી શકી નહિ.

કમનશીએ રથજાત્રાની થોડા દિવસ અગાઉ રાધારાણીની મા બહુ માંદી પડી ગઇ અને જે મજુરી કરી દિવસ કાઢતી હતી તે થઇ શકી નહિ, એટલે ખાવાના વાખા પડવા માંડયા. મા માંદી, કંઇ ખવાય નહિ, એટલે તેણીને અપવાસ થયા અને ઘરમાં કંઇ ખાવાનું મળે નહિ, એટલે રાધારાણીનેયે પરાણે અપવાસ થયા. જાત્રાને દહાડે તેણીની માની તબીઅત કંઇક વધારે બગડી અને દવાની જરૂર જણાઇ, પણ દવા લાવે કયાંથી? કોણ આપે?

રાધારાણીએ રોતાં રોતાં કેટલાંક ફુલ જંગલમાંથી વીણી આણ્યા અને તેનો હાર ગુંથ્યો, એવી મતલબથી કે એ હાર જાત્રા વખતે હાટ ભરાય ત્યાં વેચી જે બેચાર પૈસા મળે તે ખરચી માની દવા કરૂં.

પણ રથ અડધેક પહોંચ્યો, નહિ પહોંચ્યો, ત્યાં તો જોરથી વરસાદ આવ્યો. તે જોઇ લોક બધાં વિખરાઇ ગયાં. હારનો લેનાર કોઇ જડયો

નહિ. વરસાદ બંધ થતાં લોક પાછાં આવશે એ આશામાં રાધારાણી સાંજ પલળતી ઉભી રહી. પણ વરસાદ બંધ થયો નહિ અને લોક પણ પાછાં આવ્યાં નહિ. સાંજ પડી, રાત પડી, ખુબ અંધારૂં થયું, એટલે ન છુટકે રોતી રોતી રાધારાણી પાછી ઘર તરફ ફરી.

અંધારૂં ઘોર, રસ્તો કાદવવાળો, ચીકણો, કંઇ દેખાય નહિ. ઉપરથી શ્રાવણની ધારા મૂષળધાર વરસતી હતી. તે કરતાંએ વધારે પાણી ભૂખી મા યાદ આવતાં રાધારાણીની આંખમાંથી ટપકતું હતું. રડતી, ડચકાં ખાતી તે રસ્તામાં સરી પડતી; રડતી, ડચકાં ખાતી પાછી ઉભી થઇ આગળ ચાલતી હતી, તેનાં કાળાં ઝુલફાં ઉપરથી અંબોડા ઉપરથી ઉતરી બેઉ ગાલ ઉપર થઇને વરસાદનું પાણી ચાલ્યું જતું હતું તોપણ તે મામુલી ફૂલની માળા રાધારાણીએ પોતાની છાતી સરસી ચાંપી રાખી હતી, ફેંકી દીધી નહોતી.

એવામાં અકસ્માત્ અંધારામાંથી કોઇ આવી રાધારાણી સાથે અઢડયું. અત્યાર સુધી રાધારાણી મોટેથી રડી નહોતી. આ વખતે તે મોટેથી રડી પડી.

જે તેની સાથે અઢડયું હતું તેણે પૂછ્યું, "કોણ છે એ ? રડે છે કેમ ?"

મરદનો સાદ—કંઠસ્વર સાંભળતાંજ રાધારાણીનું રડવું બંધ થયું. જો કે તે રાધારાણીની ઓળખાણમાંનો કોઇ માણસ નહોતો, તોપણ તેના અવાજમાં દયા હતી, નાની ઉમર છતાંએ રાધારાણી એટલું તો સમજી શકી. રડવું બંધ કરી રાધારાણીએ જવાબ દીધો, "હું દુઃખી લોકની દીકરી છું. મારૂં કોઇ નથી, ફકત મા છે."

તે માણસે પૂછ્યું, "તું કયાં ગઇ હતી?"

"રથજાત્રામાં ગઇ હતી. ઘેર જાઉં છું વરસાદને લીધે અંધારામાં રસ્તો જડતો નથી."

"તારૂં ઘર કયાં? "

"શ્રીરામપુરમાં."

"મારી સાથે ચાલ, હું પણ શ્રીરામપુર જાઉં છું. ચાલ, કયા મહોલ્લામાં તારૂં ઘર છે તે મને કહે, હું તને તારે ઘેર પહોંચાડતો જઇશ. રસ્તો ઘણો લપસણો છે; તું મારો હાથ પકડ, નહિ તો પડી જશે."

એ પ્રમાણે તે માણસ રાધારાણીને લઇને ચાલ્યો. અંધારામાં તે રાધારાણીની ઉમરનું અનુમાન બાંધી શક્યો નહિ, પણ તેણીના અવાજ ઉપરથી તેને લાગ્યું કે છોકરી બહુ નાની હોવી જોઇએ. રાધારાણીના હાથનો સ્પર્શ થતાંજ તેની ખાત્રી થઇ કે છોકરી તદ્દન નાદાન હતી, એટલે તેણે પૂછ્યું, "તારી ઉમર કેવડી?"

"દશ અગીઆર વરસ."

"તારૂં નામ શું?"

"રાધારાણી."

"હેં રાધારાણી, તું આટલી ઉમરની છોકરી, એકલી રથજાત્રા જોવા કેમ ગઇ?"

એમ વાતમાં ને વાતમાં સમજાવી પટાવીને તેણે તે એક પૈસાના ફુલના હારની વાંત કઢાવી. માની દવા થાય એ હેતુથી છોકરી હાર ગુંથી હાટમાં વેચવા ગઇ હતી, જાત્રા અધૂરી ગઇ, હાર વેચાયો નહિં અને હજીપણ છોકરીએ જાળવી રાખ્યો છે એ સઘળી વાત તેણે સાંભળી લીધી. છેવટે કહ્યું, "હું ફુલની માળા લેવાજ નીકળ્યો હતો. મારે ઘેર ઠાકોરજી છે, તેમને પહેરાવવાને માટે. જાત્રાનું હાટ જલદીથી વિખરાઇ ગયું, એટલે મને હાર મળ્યો નહિ. તારે હાર વેચવો હોય તો હું લઇશ."

રાધારાણી ખુશ થઇ. પણ તેણીને વિચાર આવ્યો કે જે આટલી તસ્દી લઇ અંધારામાં મારો હાથ ધરી મને ઘેર સુધી પહોંચાડવા આવે છે તેની પાસે પૈસા કેમ લેવાય? અને નહિ લઉં તો માને ખવડાવું કયાંથી? પૈસાતો લેવાજ. આમ વિચાર કરી તેણીએ હાર પોતાના સોબતીને આપ્યો. તે માણસે કહ્યું, " આ લે, એની કીમતના ચાર પૈસા." તેણે તેણીના હાથમાં પૈસા મુકયા. રાધારાણી બોલી. " એ શું પૈસા છે? આવડા મોટા?"

" હણુ છે, હણુ; જોતી નથી એજ આપ્યા છે તે?"

" પણ આ અંધારામાંએ ચકચક થાય છે તે? તમે ભૂલથી રૂપીઆતો નથી આપ્યા?"

" ના. હણુ નવા છે એટલે એમ ચકચક થાય છે."

"ઠીક ત્યારે, ઘેર જઇ દીવો સળગાવી જોઇશ અને પૈસા નહિ હશે તો પાછા આપીશ. તમારે ત્યાં જરા ખોટી થવું પડશે."

થોડીવારે તેઓ રાધારાણીની માની ઝુંપડી આગળ આવી પહોંચ્યાં, એટલે રાધારાણીએ કહ્યું, "તમે અંદર આવો. હું દીવો કરી જોઇ લઉં કે પૈસા છે કે રૂપીઆ?"

તે માણસ બોલ્યો, "હું અહીં બહાર ઉભો છું. તું જઇને ભીનાં કપડાં બદલ, પછી દીવો સળગાવજે."

"મારી પાસે બીજાં કપડાં નથી. એક લુગડું હતું તે ધોવા આપ્યું છે. મને ભીના લુગડાં પહેરવાની ટેવ છે, તમે ફીકર ના કરો. આજ નીચવી લઇને પાછાં પહેરીશ. તમે થોભો હું દીવો કરૂં છું."

"વારૂ."

ઘરમાં દીવેલ નહોતું એટલે છાપરામાંથી રાળ લઇ ચકમક ઠોકી અંગાર પાડી સળગાવી. તાપણું કરતાં કુદરતીજ વાર લાગી. ભડકો થયો તેના અજવાળામાં રાધારાણીએ જોયું તો ખરેખર રૂપીઆ, પૈસા નહિ!

રાધારાણીએ બહાર આવી છીણુકું ધરી જોયું તો માલમ પડયું કે પેલો રૂપીઆ આપનાર ત્યાં નહોતો; તે ત્યાંથી ચાલી ગયો હતો.

દીલગીર થઇને સઘળી વાત માને કરી. રાધારાણી તેણીના તરફ જોઇ રહી—ગભરાઇને બોલી, "મા, હવે શું થશે?"

"શું થશે, બેટા? તેને શું ખબર નથી કે રૂપીઆ આપ્યા છે? તે દાતા—આપણા દુ:ખની વાત સાંભળી દાન કરી ગયો છે,—આપણેયે ભીખારી બન્યાં છીએ, દાન લઇને ખરચ ચલાવીશું."

આ પ્રમાણે તેમની વચ્ચે વાતચીત ચાલતી હતી ત્યાં કોઇએ આવી ઝુંપડીનાં બારણાં ખખડાવી ગરબડ મચાવી દીધી. રાધારાણીએ બારણાં ઉઘાડયાં. તેના મનમાં કે પેલોજ માણસ પાછો આવ્યો હશે. અરે ભગવાન્! તેને બદલે આતો મુવો ગામનો કાપડિઓ નીકળ્યો.

રાધારાણીની માની ઝુંપડી બજારની પાસે હતી. તે ઝુંપડીની પડોશમાંજ પદ્મલોચન શાહની કાપડની દુકાન હતી. કાળમુખો પદ્મલોચન જાતેપોતેજ એક જોડ શાંતિપુરી લુગડાની લઇને આવ્યો હતો.

બારણું ઉઘડયાં એટલે રાધારાણીને તેણે કહ્યું, "આ કાપડ રાધારાણી માટે છે."

રાધારાણી બોલી, "ઓ મા, મારે માટે કાપડ કેવું ?"

પદ્મલોચન, ખરેખર તેને કાળમુખો કહેવો કે નહિ તે અમે બરાબર જાણતા નથી, રાધારાણીની વાત સાંભળી કંઇક અજબ થઇ બોલ્યો, "કેમ, એક બાબુ હમણાંજ મને રોકડા પૈસા આપી કહી ગયો કે આ કાપડ અત્યારેજ રાધારાણીને આપી આવ."

રાધારાણી બોલી ઉઠી, "એતો પેલોજ માણસ, મા. તેણેજ કપડું વેચાતું લઇને મોકલાવી આપ્યું લાગે છે. પદ્મલોચન કાકા–"

રાધારાણીના બાપના વખતથીજ પદ્મલોચનને તે લોક સારી પેઠે ઓળખતા હતા. ઘણીએ વાર, વાર તહેવારે, તેમના સારા વખતમાં ચાર રૂપીઆના કાપડના પદ્મલોચને તેમની પાસેથી પોણાનવ રૂપીઆને અઢી આના લીધા હતા. તે સોગંદ ખાઇને કહેતો કે કપડાંની ખરીદ કીમતજ આઠ રૂપીઆ સાડાબાર આના હતી અને તેને ફક્ત–ફક્ત બેજ આના નફાના મળતા હતા !

"પદ્મલોચન કાકા, એ બાબુને તમે ઓળખો છો કે ?"

"કેમ, તમે નથી ઓળખતાં ?"

"ના."

"હું સમજ્યો કે તમારો સગો હશે. ઓળખતો નથી."

ગમે તેમ હો, પદ્મલોચનને તો ચાર રૂપીઆના કાપડ પેટે બે આના નફાના મળીને કુલ પોણાનવ રૂપીઆ અઢીઆના રોકડા મળી ગયા હતા એટલે હવે વધારે પંચાત કીધા વગર તે તો ખુશ થતો થતો દુકાને પાછો ચાલ્યો ગયો.

આ તરફ રાધારાણી પોતાને મળેલા રૂપીઆ વટાવી માને વાસ્તે દવાદારૂ તેમજ બીજી ચીજો લેવા બજારમાં ગઇ. બજારમાંથી દીવેલ લાવી દીવો કીધો. માને વાસ્તે કંઇક ખાવાનું બનાવ્યું. જગા સાફસુફ કરી માને ખવડાવું એ વિચારે ઝાડુ કાઢતી હતી ત્યાં એક કાગળ પડેલો જોયો. ઉંચકી લઇ માને આપતાં પુછ્યું, "આ શું છે, મા !"

માએ તે તપાસી જોઇ કહ્યું, "એક નોટ."

"પેલા માણસની પડી ગઇ હોય એમ લાગે છે."

"ના. તને આપી ગયા છે. જો તારૂં નામ લખેલું છે."

રાધારાણી સારા ઘરનું ફરજંદ, એટલે તેણી કંઇક વાંચતાં લખતાં શીખી હતી. તેણીએ વાંચી જોયું તો ખરેખર પોતાનું નામ તે ઉપર હતું.

"મા, એ કોણ હશે!"

"તેણે પોતાનું નામ પણ નોટ ઉપર લખ્યું છે. પાછળથી કોઇ કહે નહિ કે નોટ ચોરાયલી છે તેટલા વાસ્તે તેણે પોતાની સહી કરી છે. તેનું નામ રૂક્ષ્મણીકુમાર રાય."

બીજે દિવસે માદીકરીએ રૂક્ષ્મણીકુમાર રાયની બહુ તલાશ કરી, પણ શ્રીરામપુરમાં અથવા આજુબાજુ કેથે તેનો પત્તો લાગ્યો નહિ. નોટ તેમણે વટાવી નહિ—ઉંચી મુકી રાખી. તેઓ ગરીબ હતાં ખરાં પણ લોભી તો નહોતાંજ.

---

## દ્વિતીય પરિચ્છેદ.

રાધારાણીની માને દવા તો મળી પણ તે માંદગીમાંથી સાજા થઇ ઉઠવાનું તેના નશીબમાં લખેલું નહોતું. એક વખતે તે ઘણીજ પૈસાદાર હતી, આજે તે એકદમ ભીખારી થઇ ગઈ હતી, અને શારીરીક તથા માનસિક બેઉ વેદના તેણી ખમી શકી નહિ. રોગ ધીમેધીમે વધતો ગયો અને તેણીનો અંતકાળ નજીક આવ્યો.

આ સમયે વેલાતથી સમાચાર આવ્યા કે પ્રિવિકાઉન્સીલની અપીલનો ફેંસલો તેણીના લાભમાં થયો છે, તેણીને પોતાની માલમિલ્કત પાછી મળશે, અને અપીલનો તેમજ નીચલી કોરટોનો ખર્ચ પણ પાછો મળશે. કામાખ્યનાથબાબુ તેણી તરફથી હાઇ કોર્ટમાં વકીલ તરીકે કામ કરતા હતા; તેઓ જાતેજ આ સમાચાર લઇ રાધારાણીની માની ઝુંપડીએ આવ્યા હતા. ખુશ ખબર સાંભળી રોગીની આંખમાંથી દડદડ આંસુ ટપકવાં લાગ્યાં.

આંસુ લૂછી તેણીએ કામાખ્યબાબુને કહ્યું, "જે દીવો હોલવાયો છે તેમાં તેલ પુરવાથી શું લાભ? આપે આપેલી ખુશ ખબરથી પણ

મારો જીવ બચે તેમ નથી. મારો આવરદા આવી રહ્યો છે; તોપણ મને ધીરજ મળી છે કે રાધારાણીને હવે ભૂખે મરવું પડશે નહિ. તે પણ કેમ કહેવાય? તે બાળક, તેની આ મીલકતનું જતન કોણ કરશે? ફકત આપનો ભરોસો છે. મારા આ આખરના વખતે આપ મને એક ભિક્ષા આપો—આપની પાસે નહિ તો બીજા કોની પાસે માગું?"

કામાખ્યબાબુ પુરેપુરો ગ્રહસ્થ માણુસ હતો; તેમ તે રાધારાણીના બાપનો ભાઇબંધ હતો. રાધારાણીની માતા દુર્દશામાં આવી પડી તે વખતે તેણે તેણીને કહ્યું હતું કે "અપીલનો ચુકાદો આવે ત્યાં સૂધી તમે મારે ઘેર આવી રહો, હું તમને મારાં મા જેવાં ગણીને રાખીશ." રાધારાણીની માએ તે વાત માની નહિ. છેવટે કામાખ્યબાબુએ થોડી ઘણી માસીક મદદ આપવાની મરજી દેખાડી. "હજુ પણ થોડું ઘણું હાથ ઉપર છે, જોઇશે ત્યારે લઇશ," એમ જુઠી વાત કહી રાધારાણીની માતાએ તે માગણી પણ પાછી ફોધી હતી. રૂક્ષ્મણીકુમારનાં પૈસા લીધા એ તેણીનું પહેલું તેમજ છેલ્લું દાનગ્રહણ હતું.

અત્યાર સુધી કામાખ્યબાબુને ખબર નહોતી કે તેમની આટલી બધી દુર્દશા થઇ છે. તેમની દશા જોઇ કામાખ્યબાબુ બહુ દુઃખી થયા. આજે રાધારાણીની મા હાથ જોડી તેની પાસે ભિક્ષા માગી રહી છે તે જોઇ તેમનું દુઃખ ઓર વધ્યું. તેમણે કહ્યું, "આપ આજ્ઞા આપો, મારે શું કરવાનું છે? આપ જે કહેશો તે કરવાને હું તૈયાર છું."

રાધારાણીની માએ કહ્યું, "હું જાઉંછું, પણ રાધારાણીને મૂકી જાઉં છું. આજે અદાલત મારફતે મારા સસરાનું ખરૂં વીલ પુરવાર થયું છે એટલે રાધારાણી મોટી મીલ્કતની માલીક થશે. આપ તેની દેખરેખ રાખજો, આપની દીકરીની માફક તેની સંભાળ લેજો, એજ મારી ભીખ. આપ એ વાત મંજુર કરો એટલે હું સુખેથી મરીશ."

કામાખ્યબાબુ બોલ્યા, "હું આપની પાસે સોગંદ ખાઉંછું કે રાધારાણીનું હું મારી દીકરી કરતાંએ અધીક જતન કરીશ. મનસા, વાચા, કર્મણા, હું એ કહું છું. આપ ખાત્રી રાખજો."

કામાખ્યબાબુની આંખમાં જળ જોઇ મરણપથારીએ પડેલી તે બાઇએ તેમનો વિશ્વાસ કર્યો. તેના સુકા, ચીમળાયલા હોઠ ઉપર સંતો-

ષનું આછું હાસ્ય દેખાયું. તે હાસ્ય જોતાં કામાખ્યબાબુની ખાત્રી થઇ કે તેણી હવે બચશે નહિ.

કામાખ્યબાબુએ આગ્રહપૂર્વક તેણીને અરજ કીધી, "હમણાં મારે ઘેર ચાલો. તમારી મીલ્કતનો કબજો મળે એટલે સુખેથી ત્યાં સધાવજો." રાધારાણીની માની મમત ગરીબાઇને લીધે હતી, એટલે દરિદ્રાવસ્થામાં તેને ઘેર જઇ રહેવાની મરજી નહોતી. આજે ગરીબાઇ જતી રહી હતી એટલે હવે તે મમત પણ જતી રહી. તેણી તરતજ જવાને કબૂલ થઇ. કામાખ્યબાબુ રાધારાણીને અને તેની માને સંભાળથી પોતાને ઘેર લઇ ગયા.

તેણે રીતસર રોગીની માવજત કીધી, પણ તેણીનો જીવ બચ્યો નહિ. થોડા દિવસમાંજ તેણીનું મરણ થયું.

યોગ્ય વખતે કામાખ્યબાબુએ રાધારાણીની સઘળી મીલ્કત તેણીના નામ ઉપર કરાવી, પરંતુ રાધારાણી સગીર હોવાથી તેણીને તેને ઘેર નહિ મોકલતાં પોતાને ત્યાંજ રાખી.

કલેક્ટર સાહેબે રાધારાણીની મીલ્કત કોર્ટ ઓફ્ વોર્ડસની દેખરેખ હેઠળ મુકવાની ખટપટ કીધી, પણ કામાખ્યબાબુએ સંભળાવી દીધું કે રાધારાણીના લાભ માટે જેટલું હું કરીશ તેટલું સરકારી અમલદારોથી થવાનું નથી. સાહેબ નિરાશ થયા. કામાખ્યબાબુએ જાતેજ રાધારાણીની મીલ્કતનો વહીવત કરવા માંડયો.

બાકિ રહ્યું રાધારાણીનું સગપણ. કામાખ્યબાબુ સુધરેલા વિચારના હોવાથી બાળલગ્નની વિરૂદ્ધ હતા. રાધારાણીના લગ્ન સંબંધી દોડાદોડ નહિ કરીએ તો તેણીને ન્યાતબહાર મૂકે એવું કોઇ નથી, એમ ખાત્રી કરી લઇ તેમણે નિશ્ચય કર્યો કે જ્યારે રાધારાણી પોતેજ કહે કે મારે પરણવું છે ત્યારેજ તેણીનું સગપણ કરવું. હમણાં તો તેણીને ભણવા દેવી. આ ઠરાવ પ્રમાણે કામાખ્યબાબુએ તેના લગ્નની ચિંતા ઉંચી મૂકી તેને ઉત્તમ પ્રકારની કેળવણી આપવા માંડી.

---

## તૃતીય પરિચ્છેદ.

પાંચ વરસ વહી ગયાં—રાધારાણી સોળ વર્ષની પરમસુંદર કુમારી બની હતી પણ તેણી અંતપુરમાં રહેતી એટલે તેણીની તે ખુબસુરતી કોઇ જોઇ શકતું નહિ. રાધારાણીનું સગપણ કરવાનો વખત હવે આવી લાગ્યો છે એ જોઇ કામાખ્યબાબુએ તેણીના મનની વાત જાણવાની ઇચ્છાથી પોતાની દીકરી વસંતકુમારીને બોલાવી.

વસંત અને રાધારાણી બેઉ બ્હેનપણી. બન્ને સરખી ઉમરનાં, અને બેઉ વચ્ચે અસંત સ્નેહ. કામાખ્યબાબુએ વસંતને પોતાના મનની વાત સમજાવી.

વસંતે શરમાતાં અને કંઇક હસતાં હસતાં બાપને પુછ્યું, "રૂક્મણીકુમાર રાય કોઈ છે?"

કામાખ્યબાબુએ અજબ થઇ કહ્યું, "મને ખબર નથી, કેમ?"

વસંતે કહ્યું, "રાધારાણી રૂક્મણીકુમાર રાય સિવાય બીજા કોઇ સાથે પરણશે નહિ."

કામાખ્યબાબુએ પૂછ્યું, "એ શું? રાધારાણીને આ બહારના માણસ સાથે પરિચય કેવી રીતે થયો?"

મોં નીચું રાખી વસંત જરાક હસી રથજાત્રાની વાત તેણીએ રાધારાણી પાસે વિગતવાર સાંભળી હતી તે તમામ બાપને કહી સંભળાવી. તે સાંભળી રૂક્મણીકુમારની પ્રશંસા કરતાં કામાખ્યબાબુ બોલ્યા, "રાધારાણીને સમજાવ કે તું કોઇ મોટા ભ્રમમાં પડી છે. વિવાહ કૃતજ્ઞતા અનુસાર થાય નહિ. રૂક્મણીકુમારે રાધારાણી ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો વાળવાનો પ્રસંગ મળે તો જરૂર સારી રીતે બદલો વાળી આપવો, પણ વિવાહ ઉપર રૂક્મણીકુમારનો કોઇ જાતનો હક પહોંચતો નથી. તેમાંએ તેની ન્યાતજાત, ઉમર, વગેરે કોઇને ખબર નથી. તેને બૈરીછોકરાં હોવાનો પણ સંભવ છે. રૂક્મણીકુમાર પોતેજ વિવાહ માટે કબૂલ છે કે નહિ તે પણ કોણ જાણે?"

વસંતે કહ્યું, "એ વાત બનવાજોગ નહિ હોય એ પણ રાધારાણી સારી પેઠે સમજે છે. પણ તે રાત પછી તેણીએ રૂક્મણીકુમારની

એક માનસિક મુર્તિ ઘડી પોતાના મનમાં સ્થાપી છે. જેમ લોક દેવતાની પૂજા કરે તેમ રાધારાણી એ મુર્તિની મનમાં ને મનમાં રોજ પૂજા કરે છે. પાંચ વરસથી રાધારાણી આપણે ઘેર આવીને રહી છે તેમાંથી એક દિવસ એવો નહિ ગયો હોય કે જ્યારે તેણીએ એ રૂક્ષ્મણીકુમારની વાત મને કહી નહિ હોય! રાધારાણીને બીજે પરણાવશો તો તે બહુ સુખી થશે નહિ."

કામાખ્યબાબુએ મનમાંજ કહ્યું, "એ રોગની પણ ચિકિત્સા કરવીજ જોઇએ, ચિકિત્સાનું પહેલું પગલું: રૂક્ષ્મણીકુમારનો પત્તો મેળવવો જોઇએ."

કામાખ્યબાબુએ રૂક્ષ્મણીકુમારની શોધ કરવા માંડી. કલકત્તામાં તે જાતેજ તપાસ કરવા લાગ્યા. દોસ્તારોને પણ એ શોધ કરવાનું સોંપ્યું. બહારગામ પોતાના કુળોને કાગળ લખ્યા, દરેક ન્યુસપેપરમાં નીચે મુજબ જાહેર ખબર આપી:—

"બાબુ રૂક્ષ્મણીકુમાર રાયે નીચે સહી કરનારને મળવું. એથી રૂક્ષ્મણીબાબુને પોતાને લાભ છે. લાભ નહિ થાય તોએ નુકસાન તો બીલકુલ નથી.

લી૦——" ઇત્યાદિ.

પણ કોઇપણ રીતે રૂક્ષ્મણીકુમારનો પત્તો લાગ્યો નહિ. દિવસ ગયો, મહિનો ગયો, વરસ ગયું, પણ રૂક્ષ્મણીકુમાર કોઇ આવ્યો નહિ.

આ પછી રાધારાણીને માથે એક બીજી ભારે આફત આવી પડી—કામાખ્યબાબુ દેવલોક થયા. એથી રાધારાણી બહુજ શોકાતુર થઇ. તેને લાગ્યું કે પોતે આ બીજી વખત બાપવિહોણી થઇ. કામાખ્યબાબુની શ્રાદ્ધ વગેરે ક્રિયા થઇ ગયા પછી રાધારાણી પોતાને ઘેર રહેવા ગઇ, અને પોતાની સંપત્તિનો વહીવટ પણ પોતે કરવા લાગી. કામાખ્યબાબુની દેખરેખ નીચે તેણીની મીલકતમાં મોટો વધારો થયો હતો.

વહીવટ હાથમાં લીધા પછી પહેલીજ તકે રાધારાણીએ બે લાખ રૂપીઆ ગવર્નમેંટને મોકલી આપ્યા, એવી અરજ સાથે કે એ રકમમાંથી પોતાના ગામમાં એક અનાથાશ્રમ સ્થાપવો અને તેનું નામ "રૂક્ષ્મણીકુમારનો પ્રાસાદ" એવું આપવું.

સરકારી અમલદારો આ નામ સાંભળી કંઇક અજબ થયા, પણ તેમના બાપનું શું જતું હતું ? અનાથાશ્રમ સ્થાપવામાં આવ્યો. રાધારાણીની માએ દરિદ્રાવસ્થામાં પોતાનું ગામ છોડી શ્રીરામપુરમાં ઝુંપડી બાંધી હતી તેનું કારણ એજ કે જે ગામમાં તેણે ઐશ્વર્ય ભોગવેલું તેજ ગામમાં ભીખારીની હાલતે રહેવું બહુજ દુઃખદાયક હતું. તેમનું વતન શ્રીરામપુરથી થોડેક દૂર હતું—આપણે તે ગામને રાજપુર કહીશું. આજે રાધારાણી રાજપુરમાં રહેતી હતી અનાથાશ્રમ રાજપુરમાં તેણીના ઘરની સામેજ બાંધવામાં આવ્યો હતો. દેશદેશથી દીન—દુઃખી અનાથો આવી ત્યાં રહેવા લાગ્યા.

---

## ચતુર્થ પરિચ્છેદ.

એકબે વરસ બાદ કોઇએક ગૃહસ્થ તે અનાથાશ્રમ આગળ આવી ચઢયો. તેનું વય પાંત્રીસ-છત્રીસ વરસ. દેખાવ જોયો હોય તો ધીર, ગંભીર અને પૈસાદાર માણસનું ભાન કરાવે તેવો. "રૂક્મણીકુમારનો પ્રાસાદ"ના દરવાજા આગળ આવી ચોકીઆનોને તેણે પૂછયું, "આ કોનું મકાન ?"

તેમણે કહ્યું, "આ મકાન કોઇની માલીકીનું નથી. અહીં દુઃખી અનાથ લોક રહેછે. એનું નામ 'રૂક્મણીકુમારનો પ્રાસાદ' છે."

મુસાફરે પૂછયું, "અંદર જઇ બધું જોવાની મને છૂટ છે?"

ચોકીઆનોએ જવાબ દીધો, "ગરીબમાં ગરીબ માણુસ પણ વગર રજાએ અંદર જઇ શકે છે—આપને વાસ્તે મનાઇ કેવી?"

મુસાફર અંદર જઇ બધું જોઇ પાછો બહાર આવ્યો અને બોલ્યો, "બંદોબસ્ત જોઇ હું બહુ રાજી થયો છું એ અન્નસત્ર કોણે સ્થાપ્યું છે?"

ચોકીઆનોએ કહ્યું, "એક બાઇએ એ સ્થાપ્યું છે."

મુસાફરે પૂછયું, "ત્યારે એનું નામ 'રૂક્મણીકુમારનો પ્રાસાદ' કેમ?"

"તેતો અમને કોઇને ખબર નથી."

"રૂક્મણીકુમાર કોનું નામ ?"

"અહિં એ નામનું કોઇ નથી."

" અનસત્ર સ્થાપનાર બાઇ ક્યાં રહે છે ?"

ચોકીબાનોએ સામેની મોટી હવેલી બતાવી. મુસાફરે પૂછ્યું, "એ બાઇ મરદો સાથે પડદા વગર વાતચીત કરે છે કે? ગુસ્સો ના કરતા—આજકાલ ઘણી મોટા લોકની છોકરીઓ મેમલોકની માફક વગર પડદે ફરે છે એટલે સહેજ પૂછું છું."

ચોકીબાનોએ જવાબ દીધો, " આ બાઇ એવાં નથી. એ પુરૂષની હાજરીમાં પડદો રાખે છે."

પ્રશ્નકર્તા ધીરેધીરે રાધારાણીની હવેલી તરફ ગયો અને અંદર દાખલ થયો.

---

## પંચમ પરિચ્છેદ.

એ મુસાફરનો પહેરવેશ સામાન્ય બંગાળી ગ્રહસ્થના જેવો હતો—કંઇ ખાસ ટાપટીપ નહોતી; તેમ ટાપટીપની કંઇ ખાસ ગેરહાજરી પણ નહોતી. પરંતુ તેની આંગળી ઉપર એક હીરાની વીંટી હતી. તે જોઇ રાધારાણીના નોકરો છક થઇ ગયા અને તેમની નજર તે ઉપરજ ઠરી રહી. આટલો મોટો હીરો તેમણે કોઇ દહાડો વીંટીમાં જોયો નહોતો. તેની સાથે કોઇ નોકર નહોતો કે જેની મારફતે તેઓ એ કોણ હતો તે વિષે ખબર મેળવી શકે. બાબુ પોતેજ ઓળખાણ આપશે એવી તેમને આશા હતી પણ બાબુજીએ કંઇ કહ્યું નહિ. તેણે તો રાધારાણીના દિવાનજીની પાસે જઇ તેના હાથમાં એક ચીઠી મુકી કહ્યું, " આ પત્ર તમારા માલીકને પહોંચાડો અને મને જવાબ મંગાવી દો."

" મારા માલીક બાઇ માણસ અને તેયે ઉમરે નાદાન છે એટલે તેમનો હૂકમ છે કે કોઇપણ અજાણ્યો માણસ ચીઠી લઇ આવે તો મારે વાંચ્યા પછીજ તેમની પાસે મોકલવી."

" ભલે, આપ વાંચી જુવો."

દિવાનજીએ ચીઠી વાંચી :—

"વ્હાલી બ્હેન,

આ ચીઠી લાવનાર મરદ છે તોપણ એની સાથે ખાનગી મુલાકાત કરજે—મનમાં કોઇપણ જાતનો વસવસો લાવતી ના. શું પરિણામ આવે છે તે મને લખી જણાવજે.

શ્રીમતી વસંત કુમારી."

કામાખ્યબાબુની દીકરીની સહી જોઇ કોઇ કંઈ બોલ્યું નહિ અને ચીઠી અંતઃપુરમાં મોકલી આપવામાં આવી. ત્યાંથી એક દાસી ચીઠી લાવનાર બાબુને તેડવા આવી. બીજું કોઇ સાથે જઇ શક્યું નહિ—હુકમ નહોતો.

દાસીએ બાબુને એક આરાસ્તે ઓરડામાં બેસાડયો. રાધારાણીના અંતઃપુરમાં જો કોઇ મરદ ગયો હોય તો તે પહેલવહેલોજ હતો. તેને આવેલો જોઇ એક દાસી રાધારાણીને તેડવા ગઈ, બીજી બાજુએ ઉભી ઉભી પરોણાને નિહાળવા લાગી. તેણીએ જોયું કે તે રંગે ગોરો—ખીલેલા મલ્લિકાફુલ જેવો ગોરો—હતો. તેનું શરીર લાંબુ, સ્હેજ ભરેલું હતું; તેનું કપાળ વિશાળ, સ્વચ્છ હતું; અને એકદમ કાળા, સફાઇથી હોળેલા વાળ ત્યાં ફરી વળી શોભા આપી રહ્યા હતા. આંખ ઠીક મોટી, કટાક્ષ સ્થિર; ભવાં કમાનદાર, સૂક્ષ્મ અને કાળાં ભમર જેવાં; નાક સીધું, ઢોળાવદાર; બેઉ હોઠ લાલ, પાતળા અને કોમળ; લાંબી, માંસથી ભરેલી ડોક; બીજા અવયવો વસ્ત્રથી ઢંકાયલા હતા, કેવળ આંગળી ઉપરની વીંટી દેખાતી હતી, જેમાં એક મોટો હીરો મઢેલો હતો.

રાધારાણીએ ત્યાં આવી દાસીઓને વિદાય કીધી. તેણીએ ત્યાં પ્રવેશ કરતાંની સાથેજ પેલા પરોણાને લાગ્યું કે તે ઓરડામાં નવો સૂર્યોદય થયો. રૂપના તેજમાં તેના માથાના વાળપણ જાણે ઝગઝગી રહ્યા હતા.

પરોણાએ પ્રથમ વાત છેડવી જોઇતી હતી, કારણ કે તે પુરૂષ અને વળી ઉમરે મોટો હતો, પરંતુ તે તો સૌંદર્યના તેજથી અંજાઇ આભો બની જઇ ચૂપ ઉભો રહ્યો. રાધારાણીએ કંઇક નારાજ થઇને પૂછ્યું, "આપે મારી સાથે આ પ્રમાણે ખાનગી મુલાકાત શું કામ

માંગી છે? હું બાઇ માણસ, ફકત વસંતની ભલામણથીજ આપને અહીં આવવા દીધા છે."

પરોણાએ કહ્યું, "મેં કંઇ આપને ખાનગીમાં મળવા માંગ્યું નથી."

રાધારાણી કંઇક ખસીઆણી પડી. તેણે કહ્યું, "હશે. પણ વસંતે ખાનગી મુલાકાત વાસ્તે કંઇ કારણ લખ્યું નથી. કદાચ આપને ખબર હશે."

એક જુનુ ન્યુસ્પેપર બહાર કાઢી પરોણાએ રાધારાણીના હાથમાં મૂક્યું. રાધારાણીએ કામાખ્યબાબુની સહી સાથે આપેલી રૂક્ષ્મણીકુમાર સંબંધી પેલી જાહેર ખબર વાંચી. રાધારાણી ઉભી હતી. ઉભી ઉભી નાળિયેરના પાતરાંની માફક ધ્રૂજવા લાગી. પરોણાનું દેવતુલ્ય રૂપ જોઇ તેના મનમાં થઇ આવ્યું, મારો તે રૂક્ષ્મણીકુમાર આજ હશે? તેનો જીવ રહ્યો નહિ. એકદમ બોલી ઉઠી, "શું આપનુંજ નામ રૂક્ષ્મણીકુમારબાબુ?"

પરોણાએ કહ્યું, "ના." ના શબ્દ સાંભળતાંજ રાધારાણી આસન ઉપર ફસડાઇ પડી. વધુ વાર તેનાથી ઉભાં રહેવાયું નહિ. તેની છાતીજ જાણે બેશી ગઇ. પરોણાએ ચલાવ્યું, "ના., હુંજ જો રૂક્ષ્મણીકુમાર હોત તો કામાખ્યબાબુ આ જાહેર ખબર આપતે નહિ, કારણ કે તેમને મારી સાથે પીછાણ હતી. પણ જ્યારે આ જાહેર ખબર બાહેર પડી ત્યારે મેં એ જોઇ સાચવી રાખી હતી."

"જો આપને એ જાહેર ખબર સાથે કંઇ લાગતું વળગતું ન હોય તો પછી એમ સાચવી રાખવાનું શું કારણ?"

"જરા મોજને ખાતર. આઠ દશ વરસની વાત ઉપર હું અહિંથી તહિં રખડતો ફરતો હતો; પણ લોકલાજના ભયથી મારૂં નામ છૂપાવી ભળતેજ નામે કામ લેતો હતો. ભળતું નામ રૂક્ષ્મણીકુમાર. આપ કેમ એટલા બધા વિચારમાં પડી ગયાં?"

રાધારાણી જરા સાવધ થઇ. પરોણાએ બોલવાનું ચાલુ કીધું. "રૂક્ષ્મણીકુમાર જેનું ખરેખરૂં નામ હોય તેવા કોઇ માણસને હું ઓળખતો નથી. કદાચ કોઇ મારીજ તહ્લાસ કરતું હોય—જે બનવાજોગ

નથી—તોપણુ કોણુ જાણે, એમ બહુ વિચાર કરી જાહેર ખબર સાચવી રાખી, પરંતુ કામાખ્યબાબુને મળવાની છાતી ચાલી નહિ."

"પછી?"

"કામાખ્યબાબુના શ્રાદ્ધ ઉપર મને તેમના પુત્રોનું નોતરૂં મળ્યું, પણુ કામકાજને લીધે હું જઇ શકયો નહિ. હમણાં તે પ્રસંગે ગેરહાજર રહેવા માટે માફ માગવા તેમના પુત્રો પાસે ગયો હતો. ગમત કરવાના ઇરાદાથી જાહેર ખબર સાથે લઇ લીધી હતી. પ્રસંગ મળતાં એ વાત કાઢી મેં કામાખ્યબાબુના મોટા પુત્રને પૂછ્યું, 'આ જાહેર ખબર કેમ આપવી પડી?' કામાખ્યબાબુના પુત્રે કહ્યું, 'રાધારાણીના કહેવાથી.' હું પણુ એક રાધારાણીને ઓળખતો હતો—એક નાની છોકરીને. મેં તેણીને એકજ દિવસ જોઇ હતી પણુ તેણીને ભૂલી શકયો નહોતો. પોતે ભૂખી હતી તો પણુ પોતાની માંદી માને વાસ્તે જરૂરી ચીજો મેળવવાની મતલબથી જંગલી ફુલોનો એક હાર ગુંથી—તે અંધારી રાતે—" તે આગળ બોલી શકયો નહિ, તેની આંખમાં પાણી ભરાઇ આવ્યું. રાધારાણીની આંખ પણુ પાણીથી ભરાઈ આવી. આંખ લૂછી તેણી બોલી, "બીજા લોકની વાત કરવાની શું જરૂર? આપનીજ વાત કરોની."

પરોણો બોલ્યો, "રાધારાણી બીજું લોક નથી. આ સંસારમાં જો કોઇ દેવકન્યા હોય તો તે રાધારાણી. જો સંસારમાં મેં કોઇને પવિત્ર, સરળચરિત્ર જોયું હોય, તો તે રાધારાણી. જો કોઇની વાણીમાં અમૃત હોય તો તે રાધારાણીની—ખરેખરૂં અમૃત. અક્ષરે અક્ષરે અપ્સરાની વીણા વાગે, જાણે વાત કરતી વખતે ઝીણા સૂર નીકળતા હોય અને તે છતાં પણુ તેની વાણી સ્પષ્ટ, સુમધુર, અતિ સરળ! મેં એવો કંઠ કદી સાંભળ્યો નથી—એવી વાત પણુ કદી સાંભળી નથી." રૂક્મણીકુમાર, હવે તેને રૂક્મણીકુમારજ કહીશું, મનમાંજ બોલ્યો, "પણુ આજે એ કંઠ ફરીથી સાંભળું છું."

રૂક્મણીકુમારે વિચાર કીધો, "તે બાલિકાનો કંઠ સાંભળ્યાને આજે આટલા દિવસ થયાં તો પણુ હજીએ તે મારા મનમાં તાજોને તાજોજ છે, કેમ જાણે કાલેજ સાંભળ્યો હોય. અને આજે આ સુંદરીનો કંઠસ્વર સાંભળી મને તે રાધારાણી કેમ યાદ આવે છે? શું આ તેજ

છે ? હું મુરખતો નથી થયો ? ક્યાં તે દીનદુઃખી, ઝુંપડીમાં રહેનારી ભીખારણુ અને ક્યાં આ મોટા મહેલમાં રહેનારી ઇંદ્રાણી ! હું અંધારાને લીધે તે રાધારાણીને બરાબર જોઇ શકયો નહોતો એટલે જાણુતો નથી કે તે દેખાવડી હતી કે કદરૂપી. પણુ ઇંદ્રાણીને કોરે બેસાડે એવી આ રૂપાળી સ્ત્રીના એક સોમા ભાગ જેટલું પણુ રૂપ જો તેણીનું હોય તોએ તે લોક મનોહર મોહીની કહેવાય."

આ તરફ રાધારાણી રૂક્મણીકુમારનાં વચન અતૃપ્તશ્રવણે સાંભળી રહી હતી—તે પોતાના મનમાં કહેતી હતી, "તમે પાપીષ્ઠા રાધારાણી વિષે જે કહી રહ્યા છો તે બધું તમનેજ લાગુ પડે છે. આઠ વરસના ગાળા પછી કઈ નંદનવાડીમાંથી આ રાધારાણીનો છળ કરવા તમે પૃથ્વિ ઉપર આવી પડયા છો ? મારા હૃદયની પૂજાથી શું આટલે વરસે તમે પ્રસન્ન થયા છો ? તમે અંતર્યામી છો ? નહિતો છાનામાના તમે કેમ જાણ્યું કે તમને હૃદયમાં સંતાડી હું તમારીજ પૂજા કરી રહી હતી ?"

પહેલીજ વાર બેઉ જણે દિવસના પ્રકાશમાં એક બીજા ઉપર દ્રષ્ટિપાત કર્યો. બેઉ એક બીજાનું મોં જોતાં વિચાર કરવા લાગ્યાં. આવું બીજું શું છે ? આ સમુદ્રવાળી, નદીઓથી વિચિત્ર, માણુસોથી ભરપૂર પૃથ્વિમાં એવું તેજોમય, એવું મધુર, એવું સુખમય, ચંચળ છતાં સ્થિર, હસતું છતાં ગંભીર, મોજી છતાં શરમાળ, એવું જગતમાં બીજું શું છે ? લાંબી ઓળખાણુ છતાં અજાણ્યા જેવું, ડગલે ને પગલે નવું, મીઠાશભર્યું, પોતીકું છતાં પારકું, હમેશ યાદ રહેતું અને કોઇ દિવસ જોયલું નહિ, કદી જોવામાં આવતું નથી અને ફરી કદી જોવાનું મળતું નથી, એવું આના જેવું બીજું શું છે ?

રાધારાણી બોલી, બોલતાં બહુ દુઃખ લાગ્યું કારણુ આંખમાં આંસુ અટકતાં નહોતાં, એ આંસુઓ પછી મુવા મોં ઉપર હાસ્યતો કયાંથીજ આવે ?—રાધારાણી બોલી, "અત્યાર લગી આપે તે ભીખારડીનીજ વાત કીધી; મને દર્શનનો લાભ કેમ આપ્યો તે વિષે તો હજી સુધી એક અક્ષરે કહ્યો નથી."

છટ, રાધારાણી, આમ તે કંઈ વાત થતી હશે ? જેનું ગળું ધરી રડવાનું મન થાય; "પ્રાણેશ્વર," "દુઃખીનીનું સર્વસ્વ," "ચિરવાં-

છીત," કહી જેને બોલાવવાનું મન થાય; સાથે સાથે વળી, "હેં, એ પેટબળી રાધારાણી તમારી કોણ થાય?" એમ કહી તમાસો કરવાનું મન થાય; તેની સાથે, "આપ," "મહાશય," "દર્શન દીધા છે," એવી રીતે તે કંઇ વાત થાય? તમે પાંચ પાઠિકાઓ, તમે તો રસિક, પ્રેમી, વાક્ચતુર, અને ઉમરમાં મોટાં છોની? તમે પાંચે જણી કહો, જોઉં, બીનઅનુભવી રાધારાણીએ કેવી રીતે આ વાત કરવી જોઇએ?

રાધારાણીના મનમાં કંઇક દુઃખ થયું, કારણ કે વાત જરા ઠપકો આપવા જેવી થઇ ગઇ. રૂક્ષ્મણીકુમાર કંઇક ચાટ પડી બોલ્યો, "હું તેજ વાત ઉપર આવતો હતો. રાધારાણી યાદ આવતાં—વિજળીના ચમકારામાં મેં તેણીને એકજવાર તે રાતે જોઇ હતી——તેણી યાદ આવતાં મને આશા આવી કે કદાચ તેજ રાધારાણી, મારી તેજ રાધારાણી હોય."

"તમારી રાધારાણી?" અજાયબીનો ઢોંગ કરી રાધારાણી બોલી, અને મોં નીચું કરી સહેજ હસી. અરે ભાઇ, હસે નહિ તો ક્યાં જાય? તમે અમારી રાધારાણીને ઠપકો ના આપો.

રૂક્ષ્મણીકુમાર વિચારમાં પડ્યો. એ 'તમે' કેમ બોલી? એ શું? પ્રકાશ્ય કહ્યું, "મારીજ રાધારાણી, મેં તેણીને રાતે જ જોઇછે—જોઇછે એમ પણ કેમ કહેવાય—આજે આઠ વરસે પણ તેને ભૂલ્યો નથી. હા, મારીજ રાધારાણી!"

રાધારાણી બોલી, "હશે, આપની રાધારાણી."

રૂક્ષ્મણીએ આગળ ચલાવ્યું, "એ ક્ષુદ્ર આશામાં મેં કામાખ્યબાબુના મોટા દીકરા પાસે જઇને પૂછ્યું, 'રાધારાણી કોણ?' મને લાગ્યું કે વિગતવાર વાત કહેવાની તેની મરજી નહોતી; ફક્ત એટલુંજ કહ્યું કે 'અમારા કોઇ ઓળખીતાની છોકરી.' તેને વાત ઉડાવતો જોઇ મેં બહુ દબાણ કર્યું નહિ, ફક્ત એટલુંજ પૂછ્યું, 'રાધારાણીને રૂક્ષ્મણીકુમારની ભાળ શા માટે જોઇએ છે તે જણાવી શકશો? જો જરૂર હોય તો મને લાગે છે કે હું તેનો પત્તો મેળવી શકીશ.' આ સાંભળી તેણે કહ્યું, 'રાધારાણી રૂક્ષ્મણીકુમારની શા વાસ્તે શોધ કરે છે તે હું જાણતો નથી, મારા પિતાજી જાણતા હતા. મને લાગે છે કે મારી બ્હેન પણ જાણતી

હશે. જ્યારે તમે કહો છો કે હું પત્તો મેળવી શકીશ ત્યારે તો હું જઇને બ્હેનને પૂછી આવું. તમે જરા બેસો.' એમ કહી તે ગયો. પાછા ફરી તેણે મને એક ચીઠી આપી, જે ચીઠી તમને આપી છે. ચીઠી આપતી વખતે તેણે કહ્યું, 'મારી બ્હેન બધી વાત ખુલ્લેખુલ્લી કહી શકતી નથી. માત્ર આ ચીઠી આપી છે અને કહ્યું છે કે એ લઇ તમારે પંડે રાજપુર જવું. રાજપુરમાં જેણે અન્નસત્ર સ્થાપ્યું છે તેની મુલાકાત કરવી.' એજ ચીઠી લઇ હું તમારી પાસે આવ્યો છું. મારો કંઇ અપરાધ થયો છે?"

રાધારાણીએ જવાબ દીધો, "હું નથી જાણતી. એટલું તો ખરૂં કે આપ મોટા ભ્રમમાં પડી અહીં આવ્યા છો. આપની રાધારાણી કોણ, હું તેને ઓળખું છું કે નહિ, તે કહી શકતી નથી. તે રાધારાણીની વાત કહો, સાંભળું તો કદાચ કહી શકું કે મારી પાસેથી તેનો પત્તો મળશે કે નહિ."

રૂક્મણીએ તે રથજાત્રાના દિવસની વાત વિસ્તારથી કહી, ફકત પોતે જે પૈસા અને વસ્ત્ર આપ્યાં હતાં તે વિષે કંઇ બોલ્યો નહિ. રાધારાણીએ કહ્યું, "સ્પષ્ટ વાત કહું તો ખોટું લગાડતા ના. રાધા-રાણીના કંઇ પણ સમાચાર આપને આપવાની મારી હિમત ચાલતી નથી, કારણ કે આપ દયાળુ માણસ જણાતા નથી. જો આપનામાં દયાનો કંઇ અંશ હોત તો આપે જે ભીખારી છોકરીની વાત કહી તેની દુર્દશા જોઇ જરૂર આપ તેને કંઇ મદદ કરતે. આપે મદદ કીધી હોય એવું તો કંઇ આપની વાત ઉપરથી જણાતું નથી."

રૂક્મણીકુમાર બોલ્યો, "ઝાઝી મદદ કંઇ કરી શકયો નહિ. હું તેજ દિવસે હોડીમાર્ગે રથજાત્રા જોવા ગયો હતો. જાહેરમાં નહિ આવવાની મતલબથી રૂક્મણીકુમાર રાય એવું ખોટું નામ ધારણ કર્યું હતું. બપોરે ખુબ તોફાન સાથે વરસાદ પડ્યો એટલે હોડીમાં રહેવાનું સાહસ નહિ કરતાં કીનારેજ પડી રહ્યો. પાસે જે થોડું ઘણું હતું તે રાધારાણીને આપ્યું. પણ તે બહુજ થોડું. બીજે દિવસ સવારે જઇ તેમની વિશેષ ખબર લેવાનો ઇરાદો હતો, પણ તેજ રાતે મારા પિતાજીની માંદગીના સમાચાર મળવાથી મારે તાબડતોબ કાશી જવું પડ્યું. પિતાજીની માંદગી લાંબો વખત પહોંચી. કાશીથી પાછા ફરતાં મને વરસ

ઉપર ઢીલ થઇ. વરસ પછી પાછા જઇ જોયું તો તે ઝુંપડી ખાલી, તેમને ફરીથી ત્યાં દીઠાં નહિ."

"એક વાત પૂછવાનું મન થાય છે. મને લાગે છે કે તે જાત્રાની રાતે આટલા બધા વરસાદમાં આપે તે ઝુંપડીનો આશરો લીધો હશે. આપ ત્યાં કેટલો વખત રહ્યા હતા?"

"વધારે વાર નહિ. મેં રાધારાણીના હાથમાં જે મૂકયું હતું તે જોવાને તેણી દીવો સળગાવવા ગઇ. હું તે તક જોઇ ત્યાંથી છટકી ગયો હતો."

"બીજું કંઇ આપ્યું હતું?"

"બીજું શું આપું? નાની રકમની એક નોટ હતી તે ત્યાં નાંખતો ગયો."

"એમ નોટ નાંખી આવવાથી કામ નહિ સરે. તેઓના મનમાં આવે કે તમારી નોટ પડી ગઇ હશે."

"ના. મેં પછવાડે પેન્સીલથી લખ્યું હતું, 'રાધારાણીને માટે,' તેની નીચે મારા નામની સહી કરી હતી, 'રૂક્ષ્મણીકુમાર રાય.' કદાચ તેજ રૂક્ષ્મણીકુમારને તેજ રાધારાણી શોધતી હશે એમ ધારી આ જાહેર ખબર સાચવી રાખી હતી."

"માટેજ કહું છું કે આપ દયાળુ મનીખ લાગતા નથી. જે આપના શ્રીચરણના દર્શન માટે—" રાધારાણી આગળ બોલી શકી નહી. છી; છી; રાધારાણી! ફૂલની પાંખડીમાં ભરાયલું જળ ફૂલ નીચું કરતાં જેમ ઝરઝર નીચે પડે તેમ રાધારાણીએ આટલું કહી નીચું જોયું કે તરત તેની આંખમાંનું જળ ઝરઝર કરતું નીચે પડવા લાગ્યું. એજ દશામાં રૂક્ષ્મણીકુમાર બેઠો હતો તે તરફનો લૂગડાનો છેડો તાણી મોં ઢાંકી તેણી તે ઓરડામાંથી બહાર જતી રહી. રૂક્ષ્મણીકુમારે તેણીની આંખમાંથી પડતું પાણી જોયું કે નહિ તે રામ જાણે.

---

## ષષ્ઠ પરિચ્છેદ.

બહાર જઇ મોં ધોઇ આંખ ઉપરથી આંસુનાં ચિન્હ કાઢી નાંખી રાધારાણી વિચારવા લાગી. "એજ રૂક્ષ્મણીકુમાર. હું પણ તેજ

રાધારાણી. એઉએ એકબીજાને વાસ્તે મન સાચવી રાખ્યું છે, હવે શું ઉપાય? હું તેજ રાધારાણી છું તે વિષે એની ખાત્રી કરી દઉં—પછી? એ શી ન્યાત છે તે કોને ખબર? જ્ઞાતિ તો હમણાં પૂછી જોઉં, પણ જો મારી ન્યાતના ન હોય તો લગ્ન, કાયમનું ધર્મબંધન, જીવની ગાંઠ, અશક્ય. પછી એની સાથે વધારે વાત કરવાનીએ શું જરૂર? આ જન્મે તો રૂક્ષ્મણીકુમાર નામનો જપ કરીનેજ બેસી રહેવાનું કેની? આટલા દિવસતો એ નામનો જપ કરી કાઢ્યા, જુવાળનો પહેલો વેગ તો કાપ્યો, બાકિ વખત એમ કપાશે ખરો?"

આમ વિચાર કરતાં કરતાં રાધારાણીના નસ્કોરાં પાછાં ભરાયાં, બેઉ હોઠ ખીલી ઉઠયા. આંખ ફરીથી ભરાઇ આવી, ફરીથી પાણી લઇ આંખ મોં ધોયાં અને ઉતાવળથી લૂછી કાઢવાં. રાધારાણી પાછી વિચારવા લાગી, "ઠીક, મારી ન્યાતના હોય તોએ શું? એની ઉમર મોટી દેખાય છે, કુંવારાજ છે એની શું ખાત્રી? પરણેલા હોય તો પણ શું થયું? ના, ના, તે નહિ બને. નામનો જપ કરી મરીશ તે પરવડશે, પણ શોક સાથે તો ન રહેવાય!

"ત્યારે હવે કરવું કેમ? ન્યાતજાતની વાત કાઢવાથી પણ શું વળશે? તો પછી રાધારાણીની ઓળખાણ આપું અને એ પોતે કોણ છે તે જાણી લઉં, કારણ એમણેજ કહ્યું છે કે પોતાનું ખરૂં નામ રૂક્ષ્મણીકુમાર નથી. જે નામનો જપ કરવાનો છે તે તો સાંભળી લઉં. પછી વિદાય કરી પોક મુકતી બેસીશ. વસંત, વસંત, મુઇ તું, સમજ્યા મુકયા વગર આ સામગ્રી અહીં શાની ધકેલી દીધી? જાણતી નથી કે આમ જીવનસમુદ્ર વલોવવા જતાં કોઇને કપાળે અમૃત અને કોઇને કપાળે ઝેર લખાયું છે?"

"વારૂ, ઓળખાણતો આપું." એમ કહી રાધારાણીએ પેલી નોટ જે તેણે જીવ કરતાં વધારે ગણી સાચવી રાખી હતી તે બહાર કાઢી. રાધારાણીએ તે વટાવી નહોતી એ તો આગળ કહ્યું છે. તેણીએ તે લુગડાંને છેડે બાંધી. બાંધતાં બાંધતાં વિચારવા લાગી—

"ધારો કે મનની ઇચ્છા પૂરણ થવા જેવું હોય તો બાકિની વાત કોણ કહેશે?" આ વિચારથી રાધારાણી એકલી એકલીજ મોટેથી હસી

પડી. "અરે રામ, મારાથી કંઇ એ વાત થાય? વસંતને બોલાવી મંગાવું? એમને કહું કે બે દિવસ રહી જાઓ. બેઠા બેઠા મારી લાયબ્રેરીમાંથી ચોપડીઓ લઇને વાંચો. વાંચશે ખરા કે? એમને માટેજ તો લાયબ્રેરી બનાવી છે! પણ જો એ દહાડા રહેવાની ના કહે તો? એમને વખતે કામ હોય તો? તો કેમ થશે? ત્યારે હુંજ તે વાત કરૂં? હરકત શું છે? અંગ્રેજ છોકરીઓ શું કરે છે? આપણા દેશમાં એ વાત નિંદા ભરી ગણાય છે. ત્યારે શું લોક નિંદા કરે એ બ્હીકે કોઇ કામ પણ નહિ કરે? ઓગણીસ વરસની થઇ તોએ પરણી નથી એને માટે મુવાં લોક બોલતાં નહિ હોય? એટલા વરસ કુમારી રહી, એયે અંગ્રેજ છોકરીના જેવુંજ કેની?"

વળી પાછી રાધારાણી દિલગીર થઇને વિચારવા લાગી, "એમ કરીએ તેમાંયે પીડા. અંગ્રેજ લોકમાં તો રિવાજ છે કે મરદ પહેલો 'પ્રોપોઝ' કરે. પણ રૂક્મણીકુમાર 'પ્રોપોઝ' નહિ કરે તો? એ જો વાત નહિ છેડે તો—હે ભગવાન્, કહો, મારે શું કરવું? લજ્જા તમે ઘડી છે, જે આગમાં હું બળું છું તે પણ તમે સળગાવી છે. એ આગમાં તે લજ્જા બળી નહિ જાય? પ્રભુ, આ અનાથ ઉપર દયા કરો. પવિત્રતાનો પડદો ઓઢાડો અને લજ્જાનો પડદો ખોલી નાંખો. કૃપા કરો કે જેથી હું ફક્ત એક ઘડીભર વાચાળ બનું!"

---

## સપ્તમ પરિચ્છેદ.

ભગવાને એ વાત સાંભળી હોય એમ લાગ્યું. શ્રદ્ધા પૂર્વક તેણીએ પ્રાર્થના કીધી, પ્રભુએ તે મંજુર રાખી. રાધારાણી, મૃદુ હસતી હસતી, હાથીની ચાલે ચાલતી, રૂક્મણીકુમાર પાસે ગઇ.

રૂક્મણીકુમાર બોલ્યો, "આપ મને વિદાય કર્યા વગર જતાં રહ્યાં. હું જે વાત જાણવાને આવ્યો છું તે પણ જણાવી નહિ. એટલેજ અહીંથી ગયો નથી."

"આપ રાધારાણીને ખાતર આવ્યા છો તે મારા ધ્યાનમાં છે. ખરેખર આ ઘરમાં એક જણ રાધારાણી છે, તે આપની ઓળખાણ-વાળીજ છે કે કેમ તેની તપાસ કરવા હું ગઇ હતી."

"પછી ?"

રાધારાણીએ કંઇક હસીને પોતાના પગ તરફ જોયું. પછી કંકણ ખખડાવતાં ખખડાવતાં, ઓરડામાં એક સુંદર પથ્થરનું પૂતળું ગોઠવેલું હતું તેના તરફ નજર રાખીને, રૂક્ષ્મણીકુમાર તરફ જરા પણ જોયા વગર, તેણી બોલી, "આપે કહ્યું છે કે આપનું ખરૂં નામ રૂક્ષ્મણીકુમાર નથી. રાધારાણીના આરાધ્યદેવતાનું નામ તો હજી સુધી સંભળાવ્યું નથી."

"આરાધ્યદેવતા કેવા ?"

"નામ પૂછવાની એવી રીત છે."

"મારૂં નામ દેવેંદ્રનારાયણ રાય."

ગુપ્તભાવે રાધારાણીએ બે હાથ જોડી મનમાંજ પ્રાર્થના કીધી, "જય જગદીશ્વર, તારી મોટી કૃપા થઇ." પ્રકાશ્ય કહ્યું, "રાજા દેવેંદ્રનારાયણનું નામ સાંભળ્યું છે, તે તો નહિ ?"

"ગામડાના લોક મને રાજા કહે છે ખરા પણ વાસ્તવીક રીતે હું રાજા નથી."

"હવે મને હિંમત આવે છે. આપ મારા જ્ઞાતિજન છો એટલે અરજ કરૂં છું કે આપ આજે અહિં ભોજન કરશો."

"તે વાત પછી. પહેલાં કહો કે રાધારાણી કોણ ?"

"ભોજન પછી તે કહીશ."

"મન ઠેકાણે નહિ હોય ત્યારે ખાવાનું કેમ ભાવે ?"

"રાધારાણીને ખાતર આટલું બધું દુઃખ ? કેમ વારૂ ?"

"સમજ પડતી નથી. ઘણુંજ દુઃખ—આઠ વરસનું દુઃખ—એટલુંજ જાણું છું."

"એકાએક રાધારાણીની ઓળખ આપતાં મને કંઇક સંકોચ થાય છે. રાધારાણીને મળીને આપ શું કરશો ?"

"બીજું શું કરીશ ? એકવાર નજરે જોઇશ."

"એકવાર જોવાને ખાતરજ આ આઠ વરસ દુઃખમાં કાઢયાં ?"

"તે તો જેનો જેવો સ્વભાવ."

"ઠીક. જમ્યા પછી હું આપને રાધારાણી બનાવીશ. સામે આ મોટો આરસો છે તેમાં જોઇ લેજો; પ્રત્યક્ષ દેખાડવાનું બનશે નહિ."

"કેમ નહિ? હું આઠ આઠ વરસથી તેને પ્રત્યક્ષ જોવાને તલપી રહ્યો છું તે!"

એક બીજાના અંતરનો ભાવ તેઓ સમજ્યાં કે નહિ તે કોણ જાણે, પણ વાતચીત તો તે ધોરણ ઉપરજ ચાલી રહી હતી. રાધારાણીએ કહ્યું, "એ વાત કોણ માને? આપે આઠ વર્ષ પહેલાં તેણીને જોયલી ત્યારે તેણીની ઉમર કેવડી હતી?"

"અગીઆર વરસ."

"અગીઆર વરસની બાલિકા ઉપર આટલો બધો પ્રેમ?"

"શા માટે નહિ?"

"કોઇ દહાડો સાંભળ્યો નથી."

"ત્યારે સમજી લ્યો કે કૌતુહલ."

"તે વળી શું?"

"ખાલી જોવાની ઇચ્છા."

"તો આ આરસામાં જોઇ લેજો, તે જાતે બહાર ઉભી રહેશે!"

"કેમ વારૂ? સામે—સાક્ષાત આવવામાં શું વાંધો છે?"

"કુળવાનબાઇ, પરપુરૂષને મ્હોં કેમ દેખાડે?"

"આપ કુળવાન નથી?"

"મારી વાત જૂદી છે. મારે બધો વહીવટ કરવાનો રહ્યો એટલે બધા પાસે બ્હાર આવવું જવું પડે છે. વળી હું તો સ્વતંત્ર છું, તે પરતંત્ર છે. પોતાના સ્વામિની રજા વગર—"

"સ્વામિ?"

"હા, કેમ અજબ થાઓ છો?"

"પરણેલી છે?"

" હિંદુની છોકરી, ઓગણીસ વરસની ઉમરે પણ પરણેલી ન હોય ?"

દેવેંદ્રનારાયણ કેટલોક વખત સુધી માથું ખજવાળતો ઉભો. રાધારાણીએ પૂછ્યું, "કેમ ? તેની સાથે વિવાહ કરવાની આપની ઇચ્છા હતી ?"

" માણુસે ઇચ્છા પણ નહિ કરવી ? "

" એ ઇચ્છા રાણીજીને જણાવી છે કે ? "

" રાણીજી બાણીજી કોઈ નથી. રાધારાણીને મળ્યો તેની ઘણો વખત પહેલાં મારી પત્નિ ગુજરી ગઇ હતી."

ફરીથી રાધારાણી હાથ જોડી મનમાં બોલી, " જય જગદીશ્વર, હજી થોડો વખત મને હિમત આપો." પ્રકાશ્ય કહ્યું, " તમને કહ્યું કે રાધારાણી પરસ્ત્રી. હજીએ તેના દર્શનનો લોભ છે?"

" હોય તોએ શું ? "

" આ વાત આપને છાજે ? "

" રાધારાણીએ મારી ભાળ શું કામ કાઢી તે તો હજી પણ જાણ્યું નથી."

" આપે રાધારાણીને જે કંઈ આપ્યું હતું તેનો બદલો વાળવા. આપ બદલો લેશો ? "

દેવેંદ્રે હસીને કહ્યું, "આપેલી ચીજોજ પાછી વાળશે તો લઇશ."

" શું શું આપ્યું હતું ? "

" એક નોટ."

" આ રહી, લ્યો."

રાધારાણીએ પલ્લવેથી નોટ છોડી દેવેન્દ્રનારાયણના હાથમાં મૂકી. પોતાને હાથે રાધારાણીનું નામ તે નોટ ઉપર લખેલું હતું તે જોઇ દેવેન્દ્રનારાયણે પૂછ્યું, " એ નોટ રાધારાણીના સ્વામિએ કોઇવાર જોઇ છે કે ?"

" રાધારાણી કુંવારી. સ્વામિની વાત આપને જુઠી કહી છે."

" વારૂ, બધી ચીજ પાછી મળી નથી."

" વળી શું બાકી રહ્યું ? "

" બે રૂપીઆ, એક જોડ લુગડાં."

" બધુંજ દેવું હમણાં ચૂકવી દઇએ તો આપ ભોજન કર્યા વગર જતા રહો. હિસાબ ચૂકતો થયો એટલે કોણ મહાજન ખોટી થાય ? માટે બાકિ રહેલું દેવું તો જમ્યા પછી રાધારાણી જાતે ચૂકવશે."

"તે ઉપરાંત મારૂં બીજું પણ લ્હેણું નીકળે છે."

"વળી શું ?"

"રાધારાણીને મન-પ્રાણ આપ્યા છે, તે તો પાછાં મળ્યાં નથી."

"ક્યારનાં તમને પહોંચી પણ ગયાં. રાધારાણીનાં મન-પ્રાણ આપ કેદહાડાના લઇ ગયા છો એટલે એ દેવું તો વસુલ થઇ ગયું છે !"

"વ્યાજ કંઇ મળ્યું નથી."

"તેયે મળશે, નાશી નહિ જાય."

"શું મળશે ?"

"શુભલગ્ને સુતહિબૂકયોગે પોતાનો અધમ નારિદેહ આપને અર્પણ કરી રાધારાણી ઋણમુક્ત થશે."

આટલું કહી રાધારાણી ત્યાંથી બહાર જતી રહી.

---

## અષ્ટમ પરિચ્છેદ.

રાધારાણીના હૂકમથી દિવાનજી રાજા દેવેંદ્રનારાયણને આગળના ખંડમાં લઇ ગયા અને તેમનો યોગ્ય સત્કાર કર્યો. વખત થયો એટલે રાજા દેવેંદ્રનારાયણે ભોજન કર્યું. રાધારાણીએ પંડે હાજર રહી તેમને જમાડયા. ભોજન ખલાસ થયું એટલે રાધારાણીએ કહ્યું, "આપના બે રૂપીઆ રોકડા અને કપડાં હજીએ દેવાં છે. કપડાં પહેરી ફાડયાં છે અને રૂપીઆ ખર્ચી નાંખ્યા છે. તે કંઇ પાછાં ફેરવાય તેમ નથી. તેને બદલે આપ આ ગ્રહણ કરશો."

એમ કહી એક કીમતી હીરાનો હાર બહાર કાઢી રાધારાણી દેવેંદ્રના ગળામાં ઘાલવા ગઇ. દેવેંદ્રનારાયણે તેણીને અટકાવી કહ્યું "જો એવી રીતે મારૂં કરજ ફીટાડવું હોય તો તમારા ગળામાંનો હાર કાઢી આપો."

રાધારાણીએ હસતાં હસતાં પોતાના ગળામાંનો હાર કાઢી દેવેંદ્રનારાયણના ગળામાં પહેરાવ્યો, એટલે દેવેંદ્રનારાયણે કહ્યું; "મારૂં બધું લ્હેણું વસૂલ થઇ ગયું—હવે તમારી સાન આપવી બાકિ રહી."

"સાન કેવી ?"

"પેલા બે પૈસાના હારની કીમત તમે પાછી આપી એટલે હવે મારે તે હાર તમને પાછો આપવો જોઇએ કેની ?"

રાધારાણી હસી.

દેવેંદ્રનારાયણ જાણીજોઇને એક મોતીનો હાર પહેરી આવ્યો હતો, તે રાધારાણીના ગળામાં પહેરાવતાં બોલ્યો, "આ રહ્યો તમારો હાર !"

એ સમયે ભુંઉઉં કરી શંખ વાગ્યો. રાધારાણીએ હસતાં હસતાં પૂછ્યું, "કોણે શંખ વગાડયો ?"

તેણીની દાસીઓ પૈકી એકે, ચિત્રાએ, જવાબ દીધો, "બાઇ સાહેબ, મેં."

"કેમ વગાડયો ?"

"ઇનામની આશાએ."

કહેવાની જરૂર નથી કે ચિત્રાને ઇનામ મળ્યું. પણ તેણીની વાત ખોટી હતી. રાધારાણીએ તેને શીખવી કરીને બારણા પાસે બેસાડી મૂકી હતી.

પછી બેઉ જણે નિરાંતે બેસી મનની વાતો કીધી. દેવેંદ્રનારાયણની જીજ્ઞાસા પૂરી કરવા રાધારાણીએ રથજાત્રાની તે રાત પછી બનેલા બનાવો કહી સંભળાવ્યા. દાદાની માલમિલ્કતની વાત, માની ગરીબાઇ, માનું મરણ, પ્રિવિ કાઉન્સિલનો ચુકાદો, કામાખ્યબાબુનું મરણ વગેરે વગેરે બધું અથથી ઇતિસુધી કહ્યું. વસંતની વાત કરી, પેલી જાહેર ખબરની વાત કહી. રડતાં રડતાં, હસતાં હસતાં, વરસાદ અને વિજળીમાં, ચાતકીની લાંબા વખતથી ઘેરાયલા પ્રેમ અને સંભાષણની ઇચ્છા પૂર્ણ થઇ. ઉનાળાનો તપેલો પર્વત ચોમાસામાં વરસાદનું પાણી મળવાથી જેમ શીતળ થાય તેવીજ રીતે દેવેંદ્રનારાયણ પણ શીતળ થયો.

તેણે રાધારાણીને પૂછ્યું, "તમારે કોઇ છે તો નહિ, છતાં ઘર તો માણસોથી ભરેલું દેખાય છે."

રાધારાણીએ જવાબ દીધો, "દુઃખના દિવસોમાં મારૂં કોઇ નહોતું. હમણાં મારાં અનેક સગાંઓ ફૂટી નીકળ્યાં છે. નાની વયે એકલાં રહેવું ઠીક નહિ એમ ધારી મેં પણ સૌને રાખ્યાં છે."

"તેઓમાં એવો કોઇ અતલગનો સગો છે કે જે તમારૂં આ દીનદરિદ્રને કન્યાદાન કરે ?"

"છે."

"ત્યારે શુભલગ્ન સુનહિબૂકયોગનો બંદોબસ્ત કેમ કરતા નથી ?"

"ધારૂં છું કે તે અંદાજરત પણ હવે થઈ ગયો હશે. તમારી સાથે રાધારાણીનો મેળાપ બીજા કોઈ કારણસર થાય નહિ એ અહિં બધાજ જાણે છે. ખબર કાઢું?"

"ઢીલ શા માટે કરવી?"

રાધારાણીએ બૂમ પાડી, "ચિત્રા!" ચિત્રા આવી, તેને પૂછ્યું, "મુરત નક્કી થયું કે નહિ?"

"હા. દિવાનજીએ ગોર મહારાજને બોલાવ્યા હતા. તે કહી ગયા છે કે આવતી કાલે વિવાહનું મુરત સારૂં છે. દિવાનજી બધી ગોઠવણ કરે છે."

લગ્નમાં કામાખ્યબાબુના છોકરાઓ અને તેમનો પરિવાર આવ્યો. વસંત પણ આવી, વસંતની સાથે વસંતની કોયલો અને બીજાં પંખીડાંઓ પણ સૌ સૌને ઠેકાણેથી આવી ચઢયાં. દેવેંદ્રનારાયણના સંબંધીઓ અને નોકરવર્ગ પણ આવ્યાં.

વસંતને રાધારાણીએ કહ્યું, "બહેન વસંત, આ તેં શું કર્યું?"

"કેમ?"

"જેને તેને ચીઠી આપીને અહીં કેમ મોકલે છે?"

"એણે તારૂં શું બગાડ્યું?"

રાધારાણીએ બધી વાત કરી. વસંત બોલી, "તેમાં આટલો બધો રોષ? વ્યાજ સાથે લેવું દેવું ચુકતે કરે એવા શાહુકારને જે તમારે ત્યાં મોકલી આપે તેની ઉપર આટલો બધો રોષ કેમ?"

"એવું થાય છે કે જાણે તારા ગળામાં ફાંસી ઘાલું!"

એમ કહી રાધારાણીએ જે હીરાનો હાર રૂક્મણીકુમારને પહેરાવવા ગઈ હતી તે કાઢી વસંતના ગળામાં ઘાલી દીધો.

ત્યાર બાદ શુભલગ્ને શુભવિવાહ થઇ ગયાં.



# સ્થાનીક આત્મશાસન.

એક દિવસ સવારે હનુમાનજી હવા ખાવા નીકળ્યા. તરતના ઉગેલા સૂર્યનાં કિરણોથી દીપી રહેલી એક સુશોભીત વાડીમાં તેઓ ઝાડે ઝાડે કુદકા મારી ફરતા હતા. તેમની સુંદર પૂછડી ગોળ ચકરડું થઇ ઘડીકમાં તેમની પીઠ ઉપર, ઘડીકમાં ખાંધ ઉપર, તો ઘડીકમાં ઝાડ ઉપર શોભાયમાન થઇ રહેતી હતી. ચારે તરફ ઝાડને થડે થડે કાચાં તેમજ પાકાં ઝુમખાબંધ ફળો લટકી રહ્યાં હતાં અને તેમના સુવાસથી વાતાવરણ પમરી રહ્યું હતું. બહાદૂર હનુમાન કોઇકોઇ ઝાડ ઉપરથી એકાદ ફળ તોડી હાથમાં લઇ ફેરવી જુવે, સુંઘે, ચાટે, અને છેવટે કરડીને ચાખી જોય. આ પ્રમાણે કંઇક ફળોની પરીક્ષા અને પ્રશંસા તેમણે કરી નાંખી. એવામાં દૈવયોગે ત્યાં એક બાબુ આવી ચઢયો. તેણે કોટ, પાટલુન, અને બૂટ પહેર્યાં હતાં. તેના માથા ઉપર મોટી સોલા હૅટ હતી. ખીસ્સામાંથી ચેન લટકતી હતી, મોંમાં ચીરૂટ હતી અને હાથમાં ચાબુક હતી. આ મંગળ મૂર્તિને આવતી જોઇ હનુમાનજી વિચારમાં પડયા. "એ કોણ હશે? પહેરવેશ તો પરદેશી જેવો દેખાય છે, પણ આકાર કિષ્કિંધાવાસી જેવોજ છે. એની ચાલ અને ચેનચાળા ઉપરથી બીજા કોઇ દેશમાં એનો જન્મ થયો હોય એવો સંભવ જણાતો નથી. ખચીત, એ મારો દેશી અને જાતભાઇ જ છે. મારે એને આવકાર આપવો જોઇએ." આમ વિચાર કરી મહાત્મા પવનાત્મજે એક સુંદર કેળ ઉપરની મોટી કેળાંની લુમ ઉંચી કરી તેમાંથી એક સરસ પાકું કેળું તોડી સુંઘી જોયું અને સંતોષ પામી પરોણાને તે ભેટ આપવાનો નિશ્ચય કરતા હતા, ત્યાં તો બાબુએ પાસે આવી તેમને સલામ કરી કહ્યું, "Good morning, Mr. Hanuman. How do you do? So glad to meet you. Ah, I see you are at breakfast already."

હનુમાનજી આ ગૉટપીટમાં કંઇ સમજ્યા નહિ. તેમણે સંસ્કૃતમાં ફેંકયું, "કિમિદં? કિં વદસિ?"

"What is that?" આ તરફ બાબુજીને સંસ્કૃતના વાસમાખા હતા એટલે અંગ્રેજીમાંજ દીધે રાખ્યું. "I suppose that is the Kishkindha patois. It is a glorious country, is it not? There is a land of every land, and—so on, as you know."

"કુસ્ત્વં?" હનુમાને પૂછ્યું. "કુતો વા આગચ્છસિ?"

"It seems most barbarous gibberish," બાબુ મનમાં ફફડ્યો, "this lingo of his. But I suppose I must put up with it." પછી મોટેથી બોલ્યો, "My dear Mr. Hanuman, I am ashamed to confess that I am not quite familiar with your beautiful Vernacular. I dare say it is a very polished language. I presume you can talk a little English?"

હવે હનુમાનનો મિજાસ હાથમાં રહ્યો નહિ. બેઉ આંખના ડોળા કાઢી તેણે પૂછડું લંબાવ્યું અને લાગલું બાબુના ગળામાં બેસાડી એક વળ દઇ તેનું ગળું દબાવવા માંડ્યું. બાબુ મહાશય "ઓ-ઓ-ઓ" કરી ચીસ પાડી ઉઠ્યા, જેમ કરતાં ચીરૂટ મોંમાંથી નીકળી રસ્તામાં પડી. તેણે કહ્યું, "I say, this seems somewhat—"

પૂછડીનો બીજો વળ.

"—somewhat unmannerly, to say the least—"

ત્રીજો વળ.

"Dear Mr. Hanuman, you will kill me."

વળી એક વળ.

"Kind, good Mr. Hanuman—"

પણ હનુમાન અંગ્રેજી સમજે ત્યારે કેની? તેણે તો પૂછડીના વળ તાઇટ કરી બાબુને ગરદનમાંથી અધર ઉંચક્યો. તેની ટોપી, ચસમા, ચાબુક ગબડી પડ્યાં. કોટનાં ખીસ્સાં બહાર નીકળી આવ્યાં અને ચેન ઝૂલવા લાગી! તેનું મોં સૂકાવા લાગ્યું—ખૂબ અકળાયો એટલે બોલી

ઊઠયો, " અરે હનુમાનજી, ભૂલ થઇ. છોડો, છોડો, છોડો. બચાવો, ગરીબનો જીવ જાય છે રેએએએ ! "

હનુમાનને હવે બાબુની દયા આવી અને તેને પાછો ધરતી ઉપર મૂકયો. પૂછડીના વળ ઢીલા કરી તેને તેમાંથી છોડયો. બાબુએ ટોપી, ચસમા, ચાબુક એક પછી એક ભોંય ઉપરથી ઉપાડી લીધા. હનુમાને તેને કહ્યું, " મહાશય, ખોટું લગાડશો નહિ. આપનો પહેરવેશ અને બોલી અંગ્રેજી અને રંગરૂપ કિષ્કિંધાવાસી જેવા, એટલે આપની જાત નક્કી કરવા માટે મારે આ ઉપાય અજમાવવો પડયો. આપને ઇજા તો થઇ નથી ને ? હવે—"

" હવે શું ? " વળી કંઇ નવો ઉપાય અજમાવશે કે શું એ બ્હીકથી બાબુએ વચમાંજ પૂછ્યું.

" હવે મારી ખાત્રી થઇ છે કે બંગાળદેશની કોઇ ભાગ્યવંતી મહીલાને પેટે આપનો જન્મ થયો છે. આપ બહુ થાકી ગયા લાગો છો. લ્યો, આ કેળું ખાઓ ! "

બાબુના હોસકોસ એવાતો ઉડી ગયા હતા કે કેળું ખાઇ તાજા થવાની તેને પણ જરૂર જણાઇ એટલે રાજી થઇ તેણે જવાબ દીધો, " With the greatest pleasure."

" જે દેશમાં આપનો જન્મ થયો છે, " હનુમાને કહ્યું, " તે દેશમાં પેટપૂજાને વાસ્તે હું ઘણીવાર જઇ આવ્યો છું. ત્યાંની સુંદરીઓ વડી નામે જે એક સ્વાદિષ્ટ ચીજ બનાવે છે તે કોઇકોઇવાર વગર રજાએ મેં રામાનુચરસેવા સમજી કામમાં લીધી છે. તે સબબે હું બંગાળી ભાષા સારી રીતે સમજી શકું છું. માટે તમે મારી સાથે માતૃભાષામાંજ વાત કરો."

" જેવી આપ મહાશયની ઇચ્છા, " બાબુએ જવાબ દીધો. " આપે કેળાં ખાવાનું કહ્યું. હું મોટી ખુશીથી આપનાં કેળાં આરોગીશ."

હનુમાને બાબુને કેળાંની એક લૂમ તોડી આપી. દેવદુર્લભ કેળાં ખાઇ બાબુ ખૂબ રાજી થયો. હનુમાને પૂછ્યું, " કેમ કેળાં કેવાં છે ? "

" બહુજ મીઠાં—delicious."

" હે ટોપીવાળા મહાપુરૂષ, માતૃભાષામાંજ બોલો."

" ભૂલ્યો, હનુમાનજી, આ વખત મને Excuse કરો."

" શું કરૂં ? "

" મને માફ કરો. જરા જરામાં અંગ્રેજી બોલવાની મને habit—અં, એનું બંગાળી શું જો—હેં ? "

" ભાઇ તમારી વાતચીતથી હું રાજી થયો છું. હવે, આ બીજાં કેળાં ખાઓ, પેટ ભરીને ખાઓ. અહીં કેળાંની ખોટ નથી. મારા લાયકનું કંઇ કામકાજ હોય તો ફરમાવો. શરમાતા ના, હં કે ! "

" ઉપકાર થયો, મારા વાનર મિત્ર, બહુજ ઉપકાર થયો. એક વાતનો મારે આપની પાસેથી ખુલાસો જોઇએ છે. આપ સમજાવશો તો હું આપનો બહુજ આભારી થઇશ."

" કહો, મારા વિદ્વાન મિત્ર, કહો, કઇ વાતનો ખુલાસો જોઇએ છે ?"

" રામાયણમાં જે વાતો આવે છે તે બધી સાચી છે કે વાલ્મીકીએ આંખ વીંચીને ગોળા ગબડાવ્યા છે? ઘણા વિદ્વાનો કહે છે કે બધી ગપ, myths--"

આંખ લાલચોળ કરી દાંત પીસી હનુમાને જવાબ દીધો, " ગપ ? રામાયણ ગપ ? ત્યારે તો, બચ્ચાજી, હુંએ ગપ અને આ મારી પૂછડી પણ ગપ, કેમ ? ઠીક, જોઇ હવે કેવી ગપ છે તે."

હનુમાને પોતાની પૂછડી લાંબી કરી ફરી એકવાર બાબુના ગળામાં ભેરવી. બાબુ ગભરાઇને બૂમ મારી ઉઠયો, " સબૂર, હનુમાનજી, સબૂર. હું ઇશ્વરને, તમારા રામને, હાજર નાજર જાણીને કહું છું કે તમે ગપ નથી, તમારી પૂછડી પણ ગપ નથી. એનો પૂરાવો તો મને મળી ચૂકયો છે–The proof of the pudding is in the eating thereof. વાત એમ છે કે જેમ તમે રામના દાસ તેમ હું અંગ્રેજનો દાસ. તમારે મન રામ મોટા, મારે મન અંગ્રેજ મોટા. અમારા અંગ્રેજે અમારી ઉપર એક મોટી નવાજેશ કરી છે. મારે જે જાણવું છે તે એજ કે તમારા રામે પણ પ્રજા ઉપર એ નવાજેશ કરી હતી કે ? "

" શી નવાજેશ ? પાકું કેળું ? "

" ના, ના. Local Self Government."

"તે કઇ જાતનું ફૂળ ?"

"ફૂળ નહિ, એક અધિકાર."

"શેનો અધિકાર ? લાઠીવડે લોકોનાં માથાં ભાંગવાનો ?"

"એતો ગુંડાઓનું કામ. અંગ્રેજ સરકારે તો કૃપાવંત થઇ અમને સ્થાનીક આત્મશાસનનો અધિકાર—હક્ક—બક્ષ્યો છે. એવો હક્ક રામરાજ્યમાં હતો ?"

"ઓહો, શી મોટી વાત કહી? સ્થાનીક આત્મશાસન એટલે અમુક સ્થાન સંબંધી આત્મશાસન. એવું આત્મશાસન તો અમે રામ-રાજ્યમાં હમેશ ભોગવ્યું છે. દાખલા તરીકે મારા આત્મશાસનનું સ્થાન મારી પૂછડી. પૂછડી વિષે મેં આત્મશાસન, કાબુ, રાખ્યો નહિ હોત તો ત્રેતા યુગમાં અડધાએક લોક દરિયામાં ડૂબીને મરી જાત. મારી પૂછડીને ચેળ ભરાઇ આવે અને મન થાય કે અમુકની ડોક આસપાસ વીંટળાઇ વળવું છે તેજ વખતે જો હું પૂછડી ઉપર આત્મશાસન ચલાવું તો પૂછડી ચુપચૂપ મારા બે પગ વચ્ચે સંતાઇ રહે. જે દિવસે ખુદ રામચંદ્રે સીતાજીને અગ્નિમાં પ્રવેશ કરવા કહ્યું તે દિવસે મેં આત્મશાસન વાપરી પૂછડીને વારી નહિ હોત તો રામચંદ્રજીના ગળામાંજ જઇ બેસતે ! જ્યારે અમે લંકામાં ઘેરાઇ ગયા હતા ત્યારે ખોરાકને અભાવે અમારા બધાના આત્મશાસનનું સ્થાન અમારૂં પેટ હતું——"

"મહાશયની સમજવામાં ભૂલ થાય છે. હું એ અર્થમાં આત્મશાસનની વાત કરતો નથી."

"સાંભળો તો ખરા—સ્થાનીય આત્મશાસન એક રીતે બહુ સારૂં છે. સ્ત્રીલોકનું આત્મશાસન જીભ ઉપર હોય તેજ ખરેખરૂં સ્થાનીય આત્મશાસન કહેવાય. બ્રાહ્મણના આત્મશાનનું સ્થાન લાડુના ટોપલાને બદલે તેનું ઉદર હોય તોજ કામ થાય. તમારા આત્મશાસનનું સ્થાન—"

"ક્યાં, વાંસા ઉપર ?"

"ના, તમારો વાંસો તો લાઠીધારી સારજંટના આત્મશાસનનું યોગ્ય સ્થાન છે. તમારા પોતાના આત્મશાસનનું સ્થાન તો તમારી બે આંખ."

"તે કેમ ?"

"એમ કે રડવાનું મન થાય તોએ તમે રડો નહિ. આખો વખત ઉં ઉં ઉં—આં આં આં કરી તમારા ઉપરીનું ખેરવોતો નહિ કેની?"

"રહેવા દો. હું એ અર્થમાં સ્થાનીય આત્મશાસનની વાત કરતો નથી."

"ત્યારે?"

"શાસન એટલે શું, ખબર છે?"

"સારી રીતે. તમારો સાહેબ તમને લાત મારે તે તમને શાસન થયલું કહેવાય."

"તે નહિ. રાજશાસન સમજો છો કે નહિ?"

"તેયે સમજું છું. પણ તમે પોતે રાજા નથી એટલે રાજશાસન કેવી રીતે કરશો?"

"એનું નામ તે વાનરબુદ્ધિ!" બાબુએ મનમાં કહ્યું. પછી મોટેથી પૂછ્યું, "જો રાજા કૃપાવંત થઇને પોતાનું કામકાજ થોડુંઘણું આપણે હસ્તક મૂકે તો?"

"તો તો રાજાનેજ લાભ. પોતાની ઝુસરી પારકાના ગળામાં ઓળવી તે તો મઝેથી પટરાણી પાસે બેસી મોજ કરે, અને તમે તેની–વતી ગદ્ધાવહીતરું કરો! આ તમારું રામરાજ્ય કે? અરે રામ!"

"હજીએ તમે વાત બરાબર સમજ્યા હો એમ લાગતું નથી. Freedom, liberty કોને કહે તે જાણો છો?

"કિષ્કિંધાની કોલેજમાં એ બધું શીખવતા નથી."

Freedom એટલે છૂટાપણું. છૂટાપણાનો અર્થ તો જાણો-છો ને?"

"હું જંગલનો પશુ. છુટાપણાનો અર્થ હું નહિ સમજું તો કોણ તમે અંગ્રેજના ગુલામ સમજવાના હતા કે?"

"ઠીક. જેટલે અંશે મનુષ્ય છૂટો તેટલે અંશે તે સુખી, ખરૂં કેની?"

"એટલે કે જેટલે અંશે મનુષ્ય પશુવત્ તેટલે અંશે તે સુખી!"

"મહાશય, ગુસ્સો કરતા ના, પણ તમારી વાત તદ્દન હનુમાનના જેવી છે."

"હું જ હનુમાન. તમારે જોઇએ તો બાણુના જેવી વાત કરો—હું સાંભળવાને તૈયાર છું!"

"છૂટાપણું—સ્વાધીનતા વગરનો માણસ પશુ સમાન છે. પરાધીન લોક ગાયભેંસની માફક દોરડે બંધાય અને માર ખાય. સદ્ભાગ્યે અમારા રાજકર્ત્તા જન્મથીજ સ્વાધીન, freeborn."

"અમારી માફક."

"આત્મશાસન એજ છુટાપણાનું લક્ષણ છે."

"તે લક્ષણ અમારામાં છે. અમારે તો આત્મશાસન સિવાય બીજું શાસનજ નથી—રાજશાસન પણ નથી. અમે પૃથ્વિમાં સ્વતંત્ર જાત, તમારેયે શું અમારા જેવા થવું છે?"

"અફસોસ! વાંદરો આત્મશાસન સમજી શકે એમ નથી."

"ઠીક વાત કહી, ભાઈ. ચાલો આવો, બેઉ જણા સાથે બેસીને કેળાં ખાઇએ."



# જોડ વીંટિઓ.

૧

બંગાળી ઉપસાગરનાં મોજાંઓ જાણે પૂરાણી તામ્રલિપ્તિ નગરીના પગ ધોતાં હોય તેમ ઉછળી રહ્યાં હતાં. તેમની છોળોનો અવાજ શહેરના દૂરના મહોલ્લાઓમાં પણ સંભળાતો હતો. શહેર બહાર, સમુદ્ર કિનારે, એક સુંદર, વિશાળ બગીચો હતો અને તેમાં એક લતામંડપ નીચે એક નવજુવાન જોડું ઉભું હતું. થોડે દૂર એક મોટી હવેલી હતી. આ વાડીબંગલાનો માલીક શહેરનો ધનાઢ્ય ઝવેરી ધનદાસ શેઠ હતો. ધનદાસની એક પૂરી દીકરી હિરણ્મયી લતામંડપ નીચે ઉભી ઉભી એક યુવક સાથે વાત કરી રહી હતી.

કહેવાની જરૂર છે કે સામાન્ય રીતે હિંદુ છોકરીઓને જે ઉમરે પરણાવવામાં આવે છે તે ઉમર હિરણ્મયી પસાર કરી ગઇ હતી છતાં તે હજી કુંવારી હતી. એ પણ કહેવું જોઇએ કે એમાં હિરણ્મયીની કસૂર નહોતી. મનવાંછીત વર મળે એ હેતુથી હિરણ્મયીએ પોતાની અગીઆરમી વર્ષગાંઠથી માંડી પાંચ વર્ષ સુધી સમુદ્રતીરવાસીની દેવી સાગરેશ્વરીની એક ધ્યાનથી પૂજા કરી હતી. આજે તે સોળ વર્ષની થઇ હતી તોપણ તેનો મનોરથ સફળ થયો નહોતો. જુવાન, કુંવારી છોકરી તેવાજ એક નવજુવાન સાથે એકાંતમાં વાતચીત કરે એ ગેરવાજબી ગણાય, પણ હિરણ્મયી જેની સાથે વાત કરતી હતી તે છોકરો તેનો બાલસખા હતો. જ્યારે હિરણ્મયી ચાર વર્ષની હતી ત્યારે તે જુવાન આઠ વર્ષનો હતો. તેનું નામ પુરંદર હતું. પુરંદરનો બાપ શચીસુત ધનદાસનો પડોશી હતો, અને બેઉ બાળકો સાથે રમ્યાં હતાં. કોઇવાર ધનદાસના ઘરમાં તો કોઇવાર શચીસુતના ઘરમાં તેઓ એક બીજાના સમાગમમાં આવ્યાં હતાં. બેઉ એક બીજાને ચ્હાતાં હતાં અને જો કે આજે છોકરી સોળ વર્ષની અને છોકરો વીશ વર્ષનો થયાં હતાં તોએ તેઓ બાળપણનો સ્નેહ વીસર્યાં નહોતાં. તેમની દોસ્તી ઓર વધી હતી. તેમનાં માબાપ બેઉનો પરસ્પર લગ્નસંબંધ જોડવા આતુર હતા. લગ્ન-

-ની તીથિ પણ નક્કી થઇ ગઇ હતી. પણ સાની અજાયબી વચ્ચે હિરણ્મયીના બાપે એકાએક લગ્ન કરવાની ના પાડી. આ વખતથી હિરણ્મયીએ પોતાના બચપણના સાથીને મળવાનું બંધ કર્યું હતું. ફક્ત આજેજ બહુ કાકલુદીથી અને અગત્યના કામનું બહાનું કાઢી પુરંદરે તેને મળવા બોલાવી હતી. બંગલામાંથી નીકળી લતામંડપમાં તે યુવક ઉભો હતો ત્યાં આવી તેણીએ ઉતાવળમાં પૂછ્યું, "પુરંદર, મને કેમ બોલાવી ? હું કંઇ હવે નાની છોકરી નથી કે ગમે ત્યારે ગમે ત્યાં તમને એકાંતમાં મળી શકું. હવેથી બોલાવશો તો આવીશ નહિ બોલો જલ્દી, શું કામ છે ?"

સોળ વર્ષની બાળાએ ઉમરે પુગેલી બાઇની છટાથી જ્યારે કહ્યું કે "હું કંઇ હવે નાની છોકરી નથી," તે વખતનો તેનો ઠસ્સો બે ઘડી જોવાજોગ હતો. પણ અફસોસ, એ ગમત જોવા ત્યાં કોઇ હાજર નહોતું. પુરંદર પોતાના વિચારની ધૂનમાં બાલિકાનો આ હાવભાવ જોઇ શક્યો નહિ. લતામંડપમાંથી એક ફુલ ચુંટી તેની પાંખડીઓ તોડી ભોંયપર નાંખતો નાંખતો બેધ્યાનપણે તે બોલ્યો, "ફરી બોલાવવાની જરૂર પડે એમ નથી. હિરણ્મયી, હું દૂર દેશાવર જાઉં છું. બસ એટલુંજ તને કહેવાને હું અહિં આવ્યો છું."

"દૂર દેશાવર ? ક્યાં ?"

"લંકા."

"લંકા ? છેક લંકા કેમ જાઓ છો ?"

"વેપાર કરવા. હું વાણીઆનો દીકરો. દેશાવર ખેડું નહિ તો ઘેર બેસી રહું ?"

બોલતાં બોલતાં પુરંદરની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. હિરણ્મયી બેફામ બની ગઇ, ક્ષણભર તો બોલી શકી નહિ. તેણીની નજર આસપાસના સુંદર દશ્ય તરફ ભટકવા લાગી. સવારનો વખત હતો. તરતના ઉગેલા સૂર્યનાં કિરણો સમુદ્રની સપાટી ઉપર ચકચકી રહ્યાં હતાં. શાંત વાયુલહરીથી ઉડતાં મોજાંઓ એક પછી એક કિનારા સાથે અફળાતાં હતાં તેનું સફેદ ફીણ ભૂરાં કપડાં ઉપર જેમ હીરો શોભે તેમ શોભી રહ્યું હતું. કિનારે કિનારે જળપક્ષી કલરવ કરી રહ્યાં હતાં.

હિરણ્મયી આ સર્વ જોઇ રહી. પાણી, મોજાં, રીણુ, પક્ષીઓ, સર્વ તરફ તેણીએ એક લાંબી નજર નાંખી. આખરે તેણીની આંખો ત્યાં ભોંય ઉપર પડેલા એક કરમાયલા ફુલ ઉપર ઠરી. મહા મુશ્કીબતે તેણીએ પૂછ્યું, "તમેજ શું કામ જાઓ છો ? આજ સૂધી તો તમારા બાપ ત્યાં જતા હતા."

"મારા બાપ હવે ઘરડા થયા છે," પુરંદરે જવાબ દીધો, "હવે કારભાર કરવાની મારી વારી છે. મારા બાપે મને લંકા જવાની રજા આપી છે."

હિરણ્મયીએ લતા મંડપના એક થાંભલા ઉપર માથું ટેકવ્યું. પુરંદરે જોયું કે તેને કપાળે પરસેવો છૂટયો હતો, તેના હોઠ ફડફડતા હતા, તેનાં નસકોરાં ધ્રૂજતાં હતાં, અને તેની આંખમાંથી આંસુ ટપકતાં હતાં.

પુરંદરે મોં ફેરવી નાંખ્યું. તેણે પણ હિરણ્મયીની માફક ઉપર, નીચે, શહેર તરફ, સમુદ્ર તરફ સઘળે વારાફરતી નજર નાંખી, પણ કશાથી કરાર વળ્યો નહિ. તેની આંખમાંથી પણ અશ્રુધારા વર્ષવા લાગી. ઉંડો નિશ્વાસ નાંખી આંખો બંધ કરી તે બોલ્યો, "હું મારા દિલની વાત તને કહેવા આવ્યો છું. જે દહાડાથી તારા બાપે આપણાં લગ્ન કરવાની ના કહી તે દહાડાથી મેં લંકા જવાનો ઠરાવ કર્યો છે. હિરણ્મયી, હું ત્યાંથી પાછો ફરીશ નહિ. હા, જો કદાચ તને ભૂલી શકું તોજ પાછો આવીશ, નહિ તો નહિ. હું વધુ કહી શકતો નથી. કહીશ તોએ તારી સમજમાં આવશે નહિ. સમજી લે કે એક હાથ ઉપર સારી દુનિઆ અને તેની તમામ દોલત અને બીજા હાથ ઉપર તું એકલી, એ બે વચ્ચે પસંદગી કરવાનું મને કોઇ કહે તો હું તનેજ પસંદ કરૂં—દુનિઆ અને તેની દોલત મારે મન તારી આગળ તુચ્છ છે."

આવેશમાં ને આવેશમાં પુરંદરે પીઠ ફેરવી અને વેલા ઉપરથી ફરી એક ફુલ તોડી તેની પાંખડી ભોંય પર નાખતો આમ તેમ આંટા મારવા લાગ્યો. આંખનાં આંસુ કંઇક ઓછાં થયાં એટલે ફરીથી હિરણ્મયી પાસે ગયો અને કહ્યું, "હું જાણું છું કે તું મને ચાહે છે. પણ એ પણ દહાડો આવશે કે જ્યારે તું બીજાની પત્નિ થશે. હિરણ્મયી, તું

મને ભૂલી જજે. પ્રભુ કરે ને આ જન્મે આપણે ફરીથી પાછા ન મળીએ. સાહેબજી!" આટલું કહી પુરંદર ત્યાંથી ઝડપથી જતો રહ્યો.

હિરણ્મયી ભોંય ઉપર ફસડાઇ પડી. તે રડવા લાગી. તેના મનમાં થયું કે "હું આજને આજ મરી જાઉં તો કેવું સારૂં? પુરંદરને લંકા તો નહિ જવું પડેને? આ વેલો લઇ ગળામાં ફાંસી ઘાલું? અથવા દરિયામાં પડી ડૂબી મરૂં?" પણ પછી વિચાર કરતાં સાન આવી કે "હું મરી જાઉં પછી પુરંદર લંકા જાય કે નહિ જાય તેની સાથે મારે શું નીસબત?"

---

## ૨

પુરંદર સાથે હિરણ્મયીનો વિવાહ કરવાની ધનદાસે એકાએક શા માટે ના પાડી તે કોઇ સમજી શકયું નહિ. તેણે પોતાના કોઇ બેલીને પણ એ વિષે કંઇ કહ્યું નહિ. જો કોઇ તેને એ સંબંધી પૂછતું તો "કંઇ કારણ હશે ત્યારે કેની!" એમ કહીને એ વાત ઉડાવી દેતો. અજબ જેવું તો એ હતું કે બીજી કેટલીક તરફથી હિરણ્મયીના હાથનાં માગાં આવ્યાં તે પણ સઘળાં તેણે પાછાં કાઢયાં. બધાને તે એકજ જવાબ દેતો કે "ગુરૂદેવની આજ્ઞા સિવાય મારાથી કંઇ થાય નહિ. તેમને આવવા દો, પછી સૌ થઇ રહેશે."

પુરંદર લંકા ચાલી ગયો. બે વર્ષ વીતી ગયાં તોપણ તે પાછો આવ્યો નહિ. આ તરફ હિરણ્મયી પણ હજી કુંવારીજ હતી. વસંત-રૂતુમાં જેમ આંબો ખીલે તેમ અઢાર વર્ષની ઉમરે હિરણ્મયી ખીલી રહી હતી. એમ ન સમજવું કે કુમારી અવસ્થા લંબાવાથી હિરણ્મયીને દુઃખ નહોતું. જો કોઇ વિવાહની વાત કરતું તો તરત તેણીને પુરંદરનું સ્મરણ થઇ આવતું—તેની હસતી, રમતી, મનમોહક મૂર્તિ તેણીની આંખ આગળ તરી આવતી. તેણી જાણતી હતી કે બાપ કહેશે તેની સાથે પરણવું પડશે, પણ પુરંદર સિવાય બીજા સાથે પરણવું તે તેણીના મનથી જીવતાં જીવત મુઆ જેવું હતું.

કોઇ કોઇવાર તેના મનમાં એ પણ વિચાર આવતો કે બાપે હજી સુધી મને કેમ ઘરમાં બેસાડી રાખી છે? લગનતો બાજુએ રહ્યાં પણ

સગપણુનીએ વાત નીકળતી નહોતી. તેનો બાપ માગાંઓ ઉપર ધ્યાન કેમ આપતો નહોતો? એક દહાડો આ સંબંધી કંઇક સણુસારો તેણીને અકસ્માત મળી ગયો.

ધનદાસ પાસે એક સુંદર ચીનાઇ દાબડો હતો. તેમાં તેની સ્ત્રી પોતાનાં ઘરેણું રાખતી હતી. એક દિવસ ધનદાસે નવાં ઘરેણું કરાવ્યાં હશે તે પોતાની સ્ત્રીને સોંપી બહાર કામકાજે ગયો. ધનદાસની સ્ત્રીએ તે ઘરેણું પેલા ચીનાઇ દાબડામાં મૂક્યાં અને હિરણ્મયીને બોલાવી કહ્યું, "દીકરી, આ ઘરેણું તું લે. મને એની જરૂર નથી." હિરણ્મયી દાબડો લઇ પોતાનાં ખંડમાં ગઇ અને બેઠી બેઠી ઘરેણું સંભાળથી ગોઠવવા લાગી. દાગીનાની નીચેથી ફાટેલા કાગળનો એક ટુકડો તેણીને હાથ લાગ્યો. તેણી લખીવાંચી જાણુતી હતી. તેમાં પોતાનું નામ લખેલું જોઇ તેણીએ તે કાગળ વાંચ્યો, પણ કંઇ સમજ પડી નહિ. ફરીથી વાંચ્યો. વાંચતાંજ તેનું કલેજું કંપી ઉઠ્યું, જોકે કાગળ અડધો હોવાથી તેનો પૂરેપૂરો અર્થ તો તેણી સમજી શકી નહિ. જે કંઇ વાંચ્યું તે નીચે મુજબ હતું :-

"કુંડળી ઉપરથી ગણીત કરી જોતાં મારી
તમારી ધારણા પાર પડશે નહિ. પરણ
તરત વિધવા થશે. હિરણ્મયી
આ પ્રમાણે જીંદગી ભર
એનો ઉપાય પણ છે
જો વર કન્યા
અનિષ્ટ પરિ

હિરણ્મયીના મનમાં કોઇ ભાવી આફતની ધાસ્તી ભરાઈ ગઇ. તેણીએ કાગળની કાપલી કાળજીપૂર્વક દાબડામાં પાછી મૂકી. કોઇને એ વિષે કહ્યું કે પૂછ્યું નહિ.

---

૩

એની સાથે ત્રીજું વર્ષ પણ વીતી ગયું તોએ પુરંદરની લંકાથી પાછા ફરવાની બનનસલ જણાઇ નહિ, તેમ તેનો કોઇની ઉપર કંઇ કાગળ

પણ આવ્યો નહિ. પરંતુ હિરણ્મયીના હૃદયમાં તેની મૂર્તિ જેવીને તેવીજ વિરાજમાન હતી. તેણીની ખાત્રી થઇ કે પુરંદર હજી સુધી તેને ભૂલ્યો નહોતો. નહિતો પાછો કેમ ના આવ્યો ?

ત્રીજું વર્ષ ખલાસ થયા બાદ એક દીવસ ધનદાસે એકાએક પોતાની સ્રીને કહ્યું, "ચાલો, આપણે કાશી જઇએ. ગુરૂમહારાજનો ચેલો તેડવા આવ્યો છે. તેમણે તાબડતોબ બોલાવ્યા છે. ત્યાં જઇ હિરણ્મયીના લગ્ન કરવાના છે. વર વગેરે સર્વ બંદોબસ્ત ગુરૂ મહારાજે કરી રાખ્યો છે."

ધનદાસ, તેની સ્રી અને હિરણ્મયી, એ ત્રણ જણ કાશી ગયાં. ત્યાં પહોચતાંજ ગુરૂ આનંદસ્વામિને મળ્યાં અને તેમની આજ્ઞાનુસાર લગ્નનું મુહુર્ત ઠરાવ્યું.

વિવાહને લગતી શરૂઆતની તમામ ક્રિયાઓ શાસ્રાનુસાર કરવામાં આવી પણ તે વખતે ધનદાસ સિવાય બીજું કોઇ ત્યાં હાજર નહોતું તેમ કોઇ જાતની ધામધૂમ પણ ત્યાં નહોતી.

લગ્નનું મુહુર્ત સાંજે એક પહોર રાત વીત્યા પછી હતું. તે વખતે ત્યાં મા,બાપ અને દીકરી સિવાય ઘરના કે બહારના કોઇ માણસો હાજર નહોતા. સગાં, સબંધી, સાજન, મહાજન, જે કહો તે બધામાં એક માત્ર ધનદાસજ હતો. તેના સિવાય કોઇને ખબરે નહોતી કે વરરાજા કોણ છે, કયાંના છે, કેવા છે અને શું રોજગાર કરે છે. પણ સૌને શ્રધ્ધા હતી કે વરની પસંદગી ખુદ આનંદસ્વામિએ પોતે કરી હતી એટલે તેમાં કંઇ વાંધા જેવું નહિ હોય. પણ આટલી બધી છૂપી રીતે લગ્ન કરવાનું કંઇ કારણ? ગુરૂ મહારાજની આજ્ઞા એટલે કોઇ ચું કે ચાં કરી શકયું નહિ. કન્યાદાનની સામગ્રી સાથે પુરોહિત માયરા આગળ બેઠો હતો. હિરણ્મયી વસ્રાલંકાર સજી ગુપચુપ ઘરમાં બેઠી હતી. તે મનમાં વિચાર કરતી હતી કે "આ તે લગ્ન છે કે તમાસો ? ખબર નથી પડતી કે એમાં શું ભેદ છે ? પુરંદર સિવાય બીજાને હું સ્વામિ કહી કેમ બોલાવી શકીશ ? હું તો પુરંદરનેજ વરી ચૂકી છું." આ વખતે ધનદાસ તેણીને તેડવા ત્યાં આવ્યો. મંડપમાં લઇ જતાં પહેલાં તેણે દીકરીની બેઉ આંખે કસીને પાટો બાંધ્યો. હિરણ્મયીએ પુછ્યું, "બાપા, આ શું ?" ધનદાસે જવાબ દીધો, "ગુરૂજીની આજ્ઞા છે કે તારે તારા વરને

જોવો નહિ, તેમ લગ્ન વખતે કંઇ બોલવું પણ નહિ. શ્લોક પણ મનમાંજ બોલજે." હિરણમયી આ સાંભળી ચૂપ રહી. ધનદાસ તેણીનો હાથ ઝાલી તેને માયરા સમીપ તેડી ગયો.

હિરણમયીને ઘણુંએ મન થયું કે જરા પાટો ખસેડી પતિદેવ કેવા છે તે તથા તેમની આંખે પણ પાટો બાંધ્યો છે કે કેમ તે જોઇ લઉં. પણ તેણીની હિમત ચાલી નહિ. આવીજ હાલતમાં હસ્તમેળાપ થઇ ગયો. તે વખતે ત્યાં કેવળ પુરોહિત, ધનદાસ અને આનંદસ્વામિ સિવાય બીજું કોઇ નહોતું. કન્યાદાન થઇ ગયા પછી આનંદસ્વામિએ વહુ-વરને ઉદ્દેશી ગંભીર સ્વરે કહ્યું, "આજે તમે લગ્નની ગાંઠથી બંધાઇ ચૂકયા છો. માટીઐયર થવા છતાં પણ તમે એક બીજાને જોયાં નથી. કન્યા સદૈવ કુંવારી ન રહે તેટલા માટે આ લગ્ન આજે કરવાં પડયાં છે. આ જન્મમાં તમે એક બીજાને પાછા મળશો કે નહિ તે ઇશ્વરાધીન છે. પ્રભુકૃપાથી કદાચિત પાછા મળો તો તમે એક બીજાને ઓળખી શકશો નહિ. તેટલાવાસ્તે મેં એક ગોઠવણ કીધી છે. મારા હાથમાં બે સોનાની વીંટિઓ છે. તોલ, ભાવ અને ઘાટમાં બન્ને એક સરખી છે. બેઉમાં એકજ જાતનાં દુર્લ્લભ નંગ જડયાં છે. બેઉ વીંટિના અંદરના ભાગ ઉપર એક સરખી મોરની આકૃતિ કોતરેલી છે. બેઉ વીંટિ આબેહુબ એક સરખી છે. બીજા કોઇ પાસે એવી વીંટિ નથી, તેમ કોઇ એની નકલ પણ કરી શકે તેમ નથી, કારણકે મોરની આકૃતિ મેં ખુદ મારે હાથે કોતરી છે. હું તમને દરેકને એકેક વીંટિ આપું છું. કન્યા કોઇ પુરૂષના હાથમાં પોતાની વીંટિ જેવી બીજી વીંટિ જુએ તો તે સમજી લે કે તે પોતાનો પતિ છે. તેજ પ્રમાણે વરરાજા કોઇ સ્ત્રીના હાથમાં એવી વીંટિ જુવે તો તે પોતાની પત્નિ છે એમ માની લે. તમને આપેલી વીંટિ ખોવાય નહિ તેની કાળજી રાખજો. ગમે તેવી આફત આવે તો એ તમારી વીંટિ કોઇને આપતાં ના. ભૂખે મરવું પડે તો ભલે પણ વીંટિ વેચતાં ના. બીજી પણ એક વાત સાંભળી લ્યો. તમને આપેલી વીંટિ આજથી પાંચ વર્ષ સુધી પહેરતાં ના. આજે આષાઢ શુદ પાંચમ છે અને અગીઆર ઘડી રાત વીતી છે. આજની મીતિ છોડીને બરાબર પાંચમા આષાઢ શુદ પાંચમની અગીઆર ઘડી રાત જાય પછીજ આ વીંટિઓ

પહેરજો. મારી આજ્ઞાનું પાલન નહિ કરશો તો તમે ભયંકર આફતમાં આવી પડશો."

આટલું કહી આનંદસ્વામિ વિદાય થયા. ધનદાસે દીકરીની આંખ ઉપરથી પાટો છોડ્યો. હિરણ્મયીએ આસપાસ નજર કરી પણ ત્યાં પોતાના બાપ અને ગોર સિવાય બીજા કોઇને દીઠાં નહિ. તેણીનો પતિ અલોપ થઇ ગયો હતો. લગ્નની રાત તેણીએ એકલીજ કાઢી.

---

૪

લગ્નકાર્ય સંકેલી ધનદાસ સ્ત્રી અને કન્યાને લઇ દેશ પાછો ફર્યો. બીજાં ચાર વર્ષ વીતી ગયાં. હજીએ પુરંદરના કંઇ સમાચાર મળ્યા નહિ, તેમ તે પાછો આવ્યો પણ નહોતો. પણ હવે તે પાછો આવે કે નહિ, તેની સાથે હિરણ્મયીને શું લેવાદેવા?

હિરણ્મયી મનમાં વિચારવા લાગી, "આજે સાતસાત વર્ષ થયાં તો એ પુરંદર ઘેર આવ્યો નહિ. શું હજીએ તે મને ભૂલ્યો નહિ હોય? અથવા તે જીવે છે કે મરી ગયો? પણ મારે તેનો વિચાર શા માટે કરવો જોઇએ? હું હવે પરસ્ત્રી છું. તેનું નામ લેવું તેયે પાપ ગણાય. પણ ત્યારે શું, મારો બચપણનો સાથી મરે છે કે જીવે છે તેનીયે મારાથી ખબર નહિ કઢાય?"

કેટલાક વખતથી ધનદાસ ચિંતાતુર જણાતો હતો અને ફીકરમાં ને ફીકરમાં તે માંદો પડ્યો. ઘણુંએ ઉપચાર કર્યા પણ તે સારો થયો નહિ અને આખરે મરણ પામ્યો. ધનદાસની સ્ત્રી તેની પાછળ સતિ થવા તૈયાર થઇ. બાપ જતાં હિરણ્મયીને હવે મા સિવાય બીજા કોઇની ઓથ નહોતી. રોતી રોતી માને પગે પડી તે બોલી, "મા, હું એકલી છું. તારા સિવાય સંસારમાં મારૂં હવે કોણ છે? મારી તરફ જો. મારીપર દયા કર અને તારો સતિ થવાનો વિચાર માંડી વાળ. હા, અગર આજે........." તેનાથી આગળ બોલાયું નહિ અને છાતીફાડ રડવા લાગી. તેણીની માએ તેને દિલાસો આપતાં કહ્યું, "બેટી, શા માટે ગભરાય છે? તું પરણેલી છે. હું ન હોઇશ તો એ તારો સ્વામિતો છે કેની? વખત આવે તારો તેનો ભેટો થશે. ધીરજ રાખ,

તું હવે નાની કીકી નથી. તારા બાપ તારે વાસ્તે પુષ્કળ માલમીલ્કત મૂકી ગયા છે, પછી ફોકટ ફીકર શું કામ કરે છે?"

અફસોસ! માએ આપેલી માલમીલ્કતની આશા નિષ્ફળ નીવડી. ધનદાસના મરણ પછી માલમ પડ્યું કે તે કંઇ પણ પૂંજી પાછળ મૂકી ગયો નહોતો. કંઇક સમયથી તેને વેપારમાં ખોટ આવી હતી અને ઘણાંએ ફાંફાં માર્યાં તોએ બાજી સુધારી શકયો નહોતો. આ હાયમાંજ તે માંદો પડી મરી ગયો હતો. ફક્ત રહેવાનું ઘર, તેમાંનું રાચરચીલું અને ઘરેણાં એટલી વસ્તુઓ હિરણ્મયીના હાથમાં આવી હતી.

જ્યારે ગામમાં વાત ફેલાઇ કે ધનદાસ શેઠ કંઇ પણ સંપત્તિ છોડી ગયો નથી ત્યારે તેના માગનારાઓ ચઢી આવ્યા અને હિરણ્મયી ઉપર તગાદો કરવા લાગ્યા. વહેવારી વાણીઆની વહેવારી બેટી હિરણ્મયીએ ધીરજથી પોતાને હાથ આવેલી તમામ મીલ્કત–રહેવાનું ઘર સુદ્ધાં–વેચી સાટી બાપનું દેવું દોકડાપાઇ સિક્કે પતાવ્યું અને લેણદારોને સંતોષી બાપની આબરૂ રાખી.

પણ તે છોકરી બિચારી તદ્દન ભીખારી બની ગઇ. શહેર બહાર એક નાની ઝુંપડી ભાડે લીધી અને ત્યાં જઇને રહી. આ સમયે ગુરૂદેવ આનંદસ્વામિ સિવાય બીજું કોઇ તેણીને સહાય કરે તેમ નહોતું. દુર્ભાગ્યે સ્વામિજી દૂર દેશાવર નીકળી ગયા હતા અને તેને સમાચાર પહોંચાડે એવો કોઇ માણસ તેણીને જડયો નહિ. રામભરોસે તેણી દિવસ કાઢવા લાગી.

---

## ૫

હિરણ્મયી જેવી જુવાન, ખુબસુરત સ્ત્રી ભાંગીતૂટી ઝુંપડીમાં ગામ બહાર એકલી રહે એ જોખમભર્યું હતું. સંસારમાં યુવાવસ્થા અને સૌંદર્ય પ્રશંસનીય છે પણ તેને લીધે સ્ત્રીઓ ઉપર અનેક દુ:ખ પણ પડે છે—કંઇજ નહિ તો કુથલીખોરની જીભના ભોગ તો તેઓ જરૂર બને છે. શાણી હિરણ્મયી આ વાત સારી રીતે સમજતી હતી. અમલા નામે એક ગોવાળિયણ તેણીની પોસમાં રહેલી હતી. તે વિધવા હતી, અને તેને એક બાળક દિકરો અને ત્રણ છોકરીઓ હતી. ભલી અને

સદાચારી સ્ત્રી તરીકે ગોવાળિયણ આસપાસના લોકોમાં જાણીતી હતી. હિરણ્મયી રાતે તેને ઘેર જઇને સૂતી હતી.

એક દહાડો રાતે હિરણ્મયી તેને ત્યાં સૂવાને ગઇ ત્યારે અમલાએ કહ્યું, "તમે કંઇ સાંભળ્યું કે? કહે છે કે આઠ વર્ષે આજે પુરંદર શેઠ પાછા આવ્યા છે." અચાનક આ સમાચાર સાંભળી હિરણ્મયીએ મોં બીજી તરફ ફેરવ્યું જેથી અમલા તેનાં આંસુઓ જોઇ શકે નહિ. તેણી બેઠીબેઠી નીચી નજરે કોણ જાણે શું વિચારમાં પડી ગઇ. દુનિઆ સાથેનું પોતાનું એકનું એક, છેલ્લું બંધન અચાનક તૂટી ગયું હોય એમ તેણીને લાગ્યું. આખરે પણ પુરંદર તેણીને ભૂલી શક્યો, નહિ તો તે પાછો કેમ આવે? પણ પુરંદર તેણીને ભૂલી જાય કે સંભારે તેની તેણીએ શા માટે કનવાર કરવી જોઇએ? શું પોતે પરણેલી નહોતી? પણ અરે, આખરે મનુષ્ય હૃદયનો ખરૂં ને? જેની સાથે બાળપણમાં સુખચેનમાં દિવસો કાઢેલા, જેને પોતાનો ભાવિ પતિ માની લીધેલો, તે તેણીને ભુલી જાય એ દુઃખની વાત વાત નહિ કહેવાય? પણ પછી તેણીને વિચાર આવ્યો, "કદાચ પુરંદર મને નહિ પણ ભૂલ્યો હોય. તેનો બાપ મરી ગયો છે, ઘરબારની સંભાળ લેનાર બીજું કોઇ નથી. આ દશામાં બહાર દેશાવર તે ક્યાં સૂધી પડી રહે? ઘેર આવે નહિ તો ક્યાં જાય?" આમ મન મનાવી થોડો વાર સ્તબ્ધ રહી—પણ તે થોડોજ વાર. વળી પાછી વિચારવા લાગી, "હું ખરેખર કુલટા છું. નહિ તો પરણેલી સ્ત્રી હોઇ આમ પરપુરૂષનો વિચાર શા માટે કરૂં?"

અમલાએ પૂછ્યું, "કેમ વિચારમાં પડી ગયાં? તમે પુરંદરને ઓળખતા નથી? પેલો શચીસુત શેઠનો જુવાન દીકરો?"

"ઓળખું છું," હિરણ્મયીએ જવાબ દીધો.

"તે લંકાથી પાછો આવ્યો છે. વહાણના વહાણ ભરીને દોલત લઇ આવ્યો છે. કહે છે એટલી બધી દોલત તામ્રલિપ્તિમાં કોઇએ જીંદગીભરમાં જોઇ પણ નહિ હશે, ગણતરીની વાત તો બાજુએ રહી."

આ સાંભળી હિરણ્મયીનું દિલ ધડકવા લાગ્યું. તેને પોતાની કંગાળ અવસ્થા યાદ આવી. સાથેસાથે આગળના સુખી દિવસો પણ

સાંભરી આવ્યા. ગરીબાઇની આગની ઝાળ બહુ ભયંકર છે. અહા, પુરંદરના અઢળક ધનની આજે તે માલીક હોત! પ્રભુ કોઇને દરિદ્રતાનું દુઃખ નહિ દેખાડે! દુનિઆમાં એવી કઇ સ્ત્રી છે કે જે ધનની લાલચને ઠોકરે મારે? હિરણ્મયીનું ચિત્ત ચકડોળે ચઢયું, પણ તરતજ સાવધાન થઇ વાતનો વિષય ફેરવી નાંખ્યો. આખરે, સૂતી વખતે તેણીએ એકાએક પૂછ્યું, "અમલા, શચીસુત શેઠનો છોકરો પરણ્યો છે કે?"

અમલાએ જવાબ દીધો, "ના, હજી સૂધી તો પરણ્યો નથી."

હિરણ્મયીનું મન પાછું ચકડોળે ચઢયું. તેણીને લાગ્યું કે—પણ નહિ, તેણી પરણી ચૂકી હતી. શા માટે તેણીએ ભળતા વિચાર કરી પાપમાં પડવું જોઇએ? ગુપચુપ તેણી સૂઇ ગઇ.

---

## ૬

એક દહાડો અમલા હિરણ્મયીને કહેવા લાગી, "વાહ, બાઇજી, તમારાં રંગઢંગ તો ઘણાં મઝાનાં જણાય છે!"

હિરણ્મયીએ અજબ થઇ પૂછ્યું, "કેમ, શું છે?"

"આજસૂધી મને પણ કહ્યું નહિ..........."

"શું કહ્યું નહિ?"

"કે પુરંદર શેઠ સાથે તમારે આટલી બધી પ્રીતિ છે?"

હિરણ્મયી શરમાઇ ગઇ પણ તરતજ સાવધ થઇને બોલી, "હા, અમે બેઉ સાથે ઉછર્યાં અને રમ્યાં હતાં. પણ એ તો નાનપણની વાત. તેનું આજે શું પૂછે છે?"

"ખાલી રમ્યાં કૂદયાં કે બીજો પણ કંઇ સંબંધ હતો? જુવો તો ખરા, હું તમારે માટે કંઇ લાવી છું."

અમલાએ એક નાની દાબડી ઉઘાડી તેમાંથી એક હીરાનો હાર બહાર કાઢી હિરણ્મયીને દેખાડયો. હાર ખરેખર મનોહર અને અમૂલ્ય હતો. ઝવેરીની દીકરીએ ઝવેરાત તરત પારખ્યું અને પૂછ્યું, "બહુજ કીમતી અને રાજદરબારે શોભે તેવો હાર છે. તું એ કયાંથી લાવી?"

"પુરંદરે તમારે માટે ભેટ મોકલ્યો છે," અમલાએ જવાબ દીધો. "તમે મારે ત્યાં રહો છો તે સાંભળી તેણે મને તેડાવી મંગાવી; અને આ હાર તમારી પાસે લઇ આવવા કહ્યું."

હિરણ્મયી વિચારમાં પડી. ભેટ સ્વીકારવી કે નહિ? ધનવાન બાપની એક પૂરી લાડકી દીકરી, સુખચેનમાં ઉછરેલી, આજે તેણી ગરીબાઇમાં રીબતી હતી. જો આ અમૂલ્ય હાર તેણી રાખી લે તો તેની કંગાળીઅત સદાને માટે દૂર થાય. પણ પુરંદર તેનો કોણ થાય? તે તેણીને કીમતી ભેટ શા માટે મોકલે? ક્ષણવાર તેણી ક્ષોભમાં પડી. આખરે લાંબો નિશ્વાસ નાંખી બોલી, "અમલા, જા, એ હાર શેઠને પાછો આપી આવ. કહેજે કે હું તેમના તરફની ભેટ સ્વીકારી શકતી નથી."

અમલા દંગ થઇ ગઇ.

"એ શું, બાઇ?" તેણીએ પુછ્યું, "તમે ગાંડા તો નથી થયાં? અથવા તમને મારી વાત ઉપર ભરોસો પડતો નથી?"

"તારી વાત હું માનું છું. મારી શુધબુધ પણ ઠેકાણે છે. જા, કહે કે એ ભેટ મારે નથી જોઇતી."

અમલાએ તેણીને બહુએ સમજાવી, પણ હિરણ્મયી એકની બે થઇ નહિ. હાર લઇ લાચાર અમલા ત્યાંના રાજા મદનદેવ પાસે ગઇ. તેમને પ્રણામ કરી તેણીએ કહ્યું, "મહારાજ, આ હાર આપ લ્યો, એ અમૂલ્ય વસ્તુ કેવળ આપનેજ યોગ્ય છે." રાજાએ હાર રાખી લીધો અને અમલાનો ખુબ ઇનામ આપી વિદાય કીધી. અલબત, હિરણ્મયીને તેણીએ આ વાત જણાવી નહિ.

આ પછી થોડે દહાડે પુરંદરની એક દાસીએ આવી હિરણ્મયીને કહ્યું, "બાઇ સાહેબ, મારા શેઠે કહેવડાવ્યું છે કે 'આપ આ ઝુંપડીમાં ન રહો. મારી બાળસ્નેહી, મારા પડોશીની દીકરી, આવી કંગાળ જગાએ રહે એમાં મારી શોભા નથી. મારૂં ઘર તે આપનુંજ ઘર છે. વળી આપના પિતાજીનું ઘર પણ મેં ખરીદી લીધું છે અને તે હું આપની સેવામાં અર્પણ કરવા રાજી છું. ચ્હાય આપ મારા ઘરમાં આવી રહો, ચ્હાય આપના બાપીકા ઘરમાં જઇને રહો.'"

જે ઘરમાં જન્મી, જે ઘરમાં માબાપની છાયા હેઠળ મોટી થઇ અને જે ઘરમાં માબાપને મરતાં જોયાં તે ઘર છોડી બીજે સ્થળે જઇ રહેવું પડયું એ દુઃખ હિરણ્મયીને બહુ સાળતું હતું. તેને લાગ્યું કે જો અસલ ઘરમાં રહી હોત તો તેના જીવને થોડો ઘણો પણ કરાર થાત. બાપીકું મકાન છોડી ભીખારીની હાલતે બહાર નીકળવું પડયું એ દુઃખ કંઇ જેવું તેવું ન હોતું. ઘરનું નામ સાંભળતાંજ તે રડી પડી, તેની આંખો આંસુઓથી ભરાઇ ગઇ. બહુ વિચાર કીધા પછી તેણીએ દાસીને આશિર્વાદ દઇ કહ્યું, " હું કોઇનું પણ દાન કે બક્ષીસ સ્વીકારતી નથી, પણ બાપીકા ઘરમાં જઇ રહેવાની લાલચ મારાથી છોડાતી નથી. ઇશ્વર તારા શેઠનું કલ્યાણ કરે. "

પ્રણામ કરી દાસી જતી રહી. અમલા ત્યાં હાજર હતી. હિરણ્મયીએ તેને કહ્યું, " હું ત્યાં એકલી રહી શકીશ નહિ. ચાલ, તું પણ મારી સાથે ત્યાં આવીને રહે. "

અમલા કબૂલ થઇ. બેઉ જણી ધનદાસના અસલ ઘરમાં રહેવા લાગી.

અમલા અવારનવાર પુરંદરને ઘેર જાય છે એમ સમજી હિરણ્મયીએ તેને તેમ કરવાની સખ્ત મના કરી. અમલાએ આ હુકમ નિમકહલાલથી પાળ્યો કે નહિ તે રામ જાણે.

બાપીકા ઘરમાં તો જઇને રહી, પણ ત્યાં હિરણ્મયી નવી મુઝવણમાં પડી. ખર્ચનું કેમ ? તે જોઇ અમલાએ તેને કહ્યું, " આપ નિરાંતે ઘરમાં રહો. ખર્ચની ફીકર છોડી દો. તમારે તે માટે વહીતરૂ કરવું ન પડે. મને રાજમહેલમાં નોકરી મળી છે અને પગાર પણ એવો સારો મળે છે કે પૈસાની તાણ પડશે નહિ. ઘરનું તમામ કામ તમારી આજ્ઞા અને દેખરેખ નીચે રહી હું સંભાળી લઇશ."

હિરણ્મયીએ પણ જોયું કે ખરેખર અમલા પાસે ખુબ પૈસા હતા અને તેણી છૂટે હાથે ખરચતી હતી. રાજમહેલની નોકરીમાં આટલી બધી દોલત ? તેણીના મનમાં કુશંકાઓ થવા લાગી.

---

૭

વખતને વહી જતાં કંઇ વાર લાગે છે? જોતજોતાંમાં પાંચ વર્ષ નીકળી ગયાં. આજે અષાઢ શુદ પાંચમ હતી. હિરણ્મયીને લગ્ન પ્રસંગ યાદ આવ્યો. સમીસાંજની તે ઉદાસ થઇ વિચારમાં તલ્લીન થઈ ગઇ હતી. "ગુરૂદેવની આજ્ઞાનુસાર આવતી કાલે હું વીંટિ પહેરી શકીશ. પણ વીંટિ પહેરીને શું કરીશ? તેથી શું લાભ થશે? થોડોજ મારો વર વીંટિ પહેરતાંની સાથેજ મારી સામે આવી ઉભો રહેવાનો હતો? પણ મારે કયાં વરને મળવું છે? મારો વર પુરંદર—પુરંદર સિવાય બીજાને મારા હૃદયમાં સ્થાન નથી." થોડો વાર રહી સાન ઠેકાણે આવતાં બોલી, "હાય, હાય, હું શું કરી રહી છું? પરપુરૂષનો વિચાર? પાપી હૃદય, તું મને નર્કમાં ખેંચી જાય છે? પ્રભુ, મને આ પાપમાંથી બચાવો."

આ વખતે અમલા દોડતીદોડતી ત્યાં આવી અને વિહવળ સ્વરે બોલી, "સત્યાનાશ! સમજ નથી પડતી કે આ શું થવા બેઠું છે?"

"શું છે?" વિચારમાંથી ચમકી ઉઠી હિરણ્મયીએ પૂછ્યું.

"તમને રાજમહેલમાં લઇ જવાને પાલખી આવી છે. સાથે દાસદાસીઓનું મોટું ધાગડું છે."

"રાજમહેલમાં? મને રાજમહેલમાં શું કામ લઇ જાય? તારી તો અક્કલ જતી રહી છે."

પણ અમલાની વાત ખરી હતી. થોડાવારમાંજ એક રાજદૂતીએ ત્યાં પ્રવેશ કર્યો અને બે હાથ જોડી કહ્યું," મહારાજાધીરાજ શ્રીમાન્ મદનદેવની આજ્ઞા છે કે આપ હિરણ્મયીએ પાલખીમાં બેસી હમણાંને હમણાં અમારી સાથે પધારવું."

હિરણ્મયી અજબ તો થઇ પણ રાજાજ્ઞા ઉત્થાપી શકી નહિ. તેણીને જયા વગર છૂટકો નહોતો. તેણીએ વિચાર્યું, "રાજમહેલમાં જવાને હરકત પણ શું છે? મહારાજ મદનદેવ ધર્માત્મા અને જીતેંદ્રિય છે. એ પોતે સદાચારી છે એટલુંજ નહિ પણ એમના પ્રતાપે રાજ્યના અધિકારીઓ પણ કોઇ સ્ત્રી સામે આડી નજર કરવાની હિંમત કરી શકતા નથી." પછી અમલા તરફ ફરીને કહ્યું, "હું મહારાજના દર્શન કરવા જાઉં છું. તું પણ સાથે ચાલ."

અમલા સંમત થઇ.

પાલખીમાં બેસી હિરણ્મયી રાજમહેલમાં પહોંચી. એક દાસીએ જઇને રાજાને તેણીના આવ્યાના સમાચાર પેહોંચાડયા. રાજાની આજ્ઞા મળતાં દાસી હિરણ્મયીને એકાંતમાં રાજા બેઠો હતો ત્યાં લેઇ ગઇ. અમલા અધીરી અને આતુર થઇ બહાર બેઠી. તેને અંદર જવાનો રાજાનો હૂકમ નહોતો.

---

## ૮

હિરણ્મયી રાજાને જોઇ દંગ થઇ ગઇ. તેનો લાંબો, કદાવર બાંધો જોનારના મગજઉપર છાપ બેસાડે તેવો હતો. શૂરવીરતાનું ભાન કરાવે એવી પહોળી છાતી, લાંબા હાથ, ઉંચું કપાળ, મોટી તીવ્ર આંખો અને પુષ્ટ અવયવવાળો રાજા મદનદેવ સાક્ષાત્ મદનદેવજ હતો. હિરણ્મયીએ આવો સુંદર પુરૂષ કોઇ દિવસ દીઠો નહોતો. બીજા હાથ પર રાજા પણ વણિકપુત્રીને જોઇ સમજી ગયો કે તેણી રાજમહેલમાં પણ દુર્લભ એવી ખુબસુરત સ્ત્રી હતી.

"હિરણ્મયી તમે ?" તેણી દાખલ થતાં રાજાએ પુછ્યું.

"જી, મહારાજ, હું આપની દાસી હિરણ્મયી છું."

"પધારો. તમને અહિં બોલાવી મંગાવવાનું કારણ સાંભળો. તમારા લગ્નની રાત યાદ છે ?"

"ઘણી સારી રીતે, મહારાજ."

"તે રાતે આનંદસ્વામિએ તમને એક વીંટિ આપી હતી, તે તમારી પાસે છે ?"

"મહારાજ, તે વીંટિ મેં જાળવી રાખી છે. બેઅદબી માફ કરજો, પણ મારા લગ્નની તમામ ગોઠવણુ ગુપ્ત અને ખાનગી રીતે થઇ હતી. આપે વીંટિની વાત શી રીતે જાણી ?"

રાજાએ આ સવાલનો જવાબ આપવાને બદલે આગળ ચલાવ્યું, "લાવો, તે વીંટિ મને બતલાવો."

"મહારાજ, વીંટિ હું સાથે લાવી નથી. પાંચ વર્ષ સુધી એ વીંટિ પહેરવી નહિ એવી આનંદસ્વામિએ તાકીદ આપી હતી. હજી પણ પાંચ વર્ષ પૂરાં થવાને બે ત્રણ ઘડીનો વિલંબ છે એટલે મેં વીંટિ પહેરી નથી."

"ઠીક. એવીજ એક વીંટિ તમારા ધણીને પણ આપવામાં આવી હતી, ખરૂં કેની?"

"હા, મહારાજ."

"તે વીંટિ તમને બતાવવામાં આવે તો તમે તે ઓળખી શકશો?"

"સહેલાઇથી. બન્ને વીંટિ એકબીજાને આબેહુબ મળતી છે."

રાજાની આજ્ઞાથી દાસી એક નાની સોનાની દાબડી લઇ આવી. તેમાંથી એક વીંટિ કાઢી હિરણ્મયીના હાથમાં મુકી તેણે પૂછ્યું, "જુવો, આજ તે વીંટિ કે?"

હિરણ્મયીએ વીંટિ બત્તિ સામે ધરી બરાબર તપાસી જોઇ પછી જવાબ દીધો, "દેવ, મને જરાએ સંદેહ નથી કે આ વીંટિ મારા ધણીની છે. પરંતુ આપના હાથમાં એ કેવી રીતે આવી તે મને સમજ પડતી નથી." થોડો વાર વિચાર કરી તેણી ફરીથી બોલી, "મહારાજ, મને લાગે છે કે હું વિધવા થઇ છું. જીવતાંજીવત મારો ધણી આ વીંટિ બીજા કોઇને આપે નહિ. બનવાજોગ છે કે તે મરી ગયો હોય અને નાવારસ મીલકત તરીકે આ વીંટિ રાજધન થઇ હોય. કર્મની ગતિ ન્યારી છે!"

રાજાએ હસીને કહ્યું, "બાઇ, કુશંકા કરવાનું કારણ નથી. હું ખાત્રી આપું છું કે તમે સૌભાગ્યવંતા છો. તમારો ધણી હયાત છે."

"તો તે મારાથીએ વધારે દરિદ્ર થઇ ગયો હોવો જોઇએ. પૈસાની ગરજે તેણે વીંટિ વેચી નાખી હશે."

"ના. ઉલટો તમારો સ્વામિ ખુબ પૈસાદાર છે."

"ત્યારે આપે છળથી કે બળથી વીંટિ તેની પાસેથી પડાવી લીધી હશે."

હિરણ્મયી આટલી હદ સુધી ઉધ્ધત થઇ તે જોઇ રાજા વિસ્મય પામ્યો. તેણે કહ્યું, "બાઇ, તમે બહુ નાદાન જણાઓ છો. આજ સુધી કોઇએ રાજા મદનદેવને ઠગ કે લૂટારો કહેવાની હિંમત કરી નથી."

"ત્યારે વીંટી આપની પાસે આવી શી રીતે?"

"તમારા લગ્નની રાતે આનંદસ્વામિએ મને આપી હતી."

"આર્યપુત્ર," શરમથી નીચું મોં કરી હાથ જોડી હિરણ્મયીએ કહ્યું, "હું નાદાન છું. દાસીનો અપરાધ ક્ષમા કરો."

---

૯

પોતે આવા મહાન રાજાની રાણી હતી તે જાણી હિરણ્મયી અજબ થઇ, પણ તે માટે તેના મનમાં માન કે હર્ષની લાગણી થઇ નહિ. સામી તેણી તે જાણી દિલગીર થઇ ગઇ. મનમાં કહેવા લાગી, "અત્યાર સુધી મેં પુરંદરનો વિયોગ સહન કર્યો, એવી ઉમેદથી કે કદાચ તેજ મારો સ્વામિ હોય. આજે મારી આશા ધૂળ મળી ગઇ છે. ઇશ્વરે મને બીજાનીજ પત્નિ બનાવી છે. પણ મારૂં હૃદય પુરંદરને માટે ટળવળે છે. એ હૃદયમાં બીજાને માટે સ્થાન નથી. હાય! આ સદાચરણી રાજાની રાણી તરીકે રહી હું એના પવિત્ર ઘરને કલંક કેમ લગાડું?"

તેણી નીચી મુડીએ આમ વિચાર કરી રહી હતી તેવામાં રાજાએ કહ્યું, "હિરણ્મયી, તમે મારાં રાણી છો એ વાત તો નિઃસંદેહ છે. પરંતુ તમને મારા અંતઃપુરમાં દાખલ કરૂં તે પહેલાં મારે તમને કેટલીક વાત પૂછવી છે. કહો, વારૂ, પુરંદરના ઘરમાં ભાડું આપ્યા વગર તમે તેના આશ્રિત તરીકે કેમ રહો છો?"

હિરણ્મયી શરમથી નીચું જોઇ રહી. તેણીએ જવાબ દીધો નહિ.

રાજાએ આગળ ચલાવ્યું, "તમારી દાસી અમલા રોજ પુરંદરને ત્યાં આવજા કેમ કરે છે?"

હિરણ્મયીને ગાલે લાલ શેરડા પડયા. તેણી વિચારવા લાગી, "રાજા મદનદેવ સર્વજ્ઞ છે કે શું?"

રાજાને તેણીની લાગણીની દરકાર હોય એમ લાગ્યું નહિ. તેણે ત્રીજો તોપનો ગોળો છોડયો. "બીજી એક અગત્યની વાત પૂછું. તમે

પરણેલાં છો તે જાણવા છતાં પુરંદરે મોકલેલો હીરાનો હાર તમે કેમ સ્વીકાર્યો ?"

હવે હિરણ્મયીની જીભ ખુલી ગઇ. તેણીએ જવાબ દીધો, "આર્ય-પુત્ર, અત્યાર સુધી હું ધારતી હતી કે આપ સર્વજ્ઞ છો, પણ હવે ખાત્રી થાય છે કે આપ સર્વજ્ઞ નથી—તે હાર તો મેં પાછો મોકલ્યો હતો."

"જુદી વાત. તમે હાર સ્વીકારી લઇ તે મારે ત્યાં વેચ્યો. જુવો, આ તેજ હાર છે કે ?"

રાજાએ પેટીમાંથી હાર કાઢી હિરણ્મયીને દેખાડ્યો. હિરણ્મયીની અજાયબીનો પાર રહ્યો નહિ. તેણીએ પૂછ્યું, "મહારાજ, આ હાર મેં જાતે આવીને આપને વેચ્યો ?"

"ના, તમારી દાસી અથવા દૂતી અમલા આવીને વેચી ગઇ હતી. તેને અહિં બોલાવી મંગાવું ?"

હિરણ્મયીના મગજમાં એકાએક કંઇ વિચાર સ્ફુરી આવ્યો. તેના મુખપર હાસ્યની છાયા પથરાઇ. તેણી બોલી ઉઠી, "અમલાને બોલાવવાની જરૂર નથી. મહારાજ, હું કબૂલ કરૂં છું કે એ હાર મેં વેચ્યો છે."

રાજાએ ક્રોધનો દેખાવ કરી કહ્યું, "પરપુરૂષની ભેટ સ્વીકારતાં તમને શરમ નહિ આવી ?"

"પુરંદરના મારી તરફના અથાક પ્રેમની ઘધાણી તરીકે મેં તે ભેટ સ્વીકારી હતી."

હવે રાજાની અજબ થવાની વારી આવી.

"પ્રેમ ? પરણેલી સ્ત્રીને પરપુરૂષ સાથે પ્રેમ કેવો ?"

"મહારાજ," હિરણ્મયીએ હાથ જોડી કહ્યું, "હું કુલટા છું. આપની રાણી થવાને હું બીલકુલ નાલાયક છું. મને રજા આપો. આપનો મારી સાથે વિવાહ થયો છે એ વાત ભૂલી જજો."

હિરણ્મયી રાજાને પ્રણામ કરી દરવાજા તરફ ફરી. તેજ વખતે રાજા ખડખડ હસી પડ્યો. હિરણ્મયી પાછું ફરી તે જોતી ઉભી રહી.

"હિરણ્મયી," રાજાએ કહ્યું, "તમે જીત્યા, હું હાર્યો. તમે કુલટા નથી, તેમ હું તમારો પતિ પણ નથી. બેસો, જવાની જરૂર નથી."

"મહારાજ," હિરણ્મયીએ કહ્યું, "હું સાધારણ સ્ત્રી છું—નાદાન છું. આ બધી શું ગરબડ છે તે આપ કૃપા કરી મને સમજાવો. આપ સરખા ગંભીરપ્રકૃતિ રાજાધિરાજ પોતાની પ્રજાની એક કુળવાન બાળાની આ પ્રમાણે ઘાતકી મશ્કરી કરે એ આપને છાજે?"

રાજાએ હસતાં હસતાં જવાબ દીધો, "અમારા જેવા મોટા માણસને પણ કોઇ કોઇવાર ગુપ્ત વિષયોમાં રસ પડે છે. ૭ વર્ષ પહેલાં તમારા ઘરેણાંના દાબડામાંથી તમને એક ફાટેલા કાગળની કાપલી મળી હતી કે?"

"હા, મહારાજ."

"તે તમારી પાસે હજી છે?"

"અહીં લાવી નથી. ઘેર છે."

"તમે પાલખીમાં બેસી ઘેર જાઓ અને તે કાપલી લઇ જલદી પાછા આવો. પછી હું તમને તમામ વાત સવિસ્તર સમજાવીશ."

---

## ૧૦

હિરણ્મયી ઘેરથી કાગળની કાપલી લઇ પાછી ફરી. રાજાએ તે કાપલી તપાશી જોઇ અને પોતાની પેટીમાંથી બીજી કાપલી કાઢી બેઉ કાપલીઓ હિરણ્મયીને આપીને કહ્યું, "એ બન્નેને બરાબર ગોઠવો અને આખો કાગળ વાંચો."

હિરણ્મયીએ જોયું કે રાજાએ આપેલી કાપલી પોતાની કાપલીનો બાકિ રહેલો ભાગ બરાબર હતો. બન્ને કાપલી સાંથે કરી તેણીએ નીચે મુજબ વાંચ્યું:—

> "કુંડળી ઉપરથી ગણીત કરી જોતાં મારી ખાત્રી થઇ છે કે તમારી ધારણા પાર પડશે નહિ. પરણ્યા પછી છોકરી તરત વિધવા થશે. હિરણ્મયી જેવી સોનાની મુર્તિને આ પ્રમાણે જીંદગી ભર દુઃખમાં નાંખવી એ ઠીક નહિ. એનો ઉપાય પણ છે. લગ્ન પછી પાંચ વર્ષ સુધી જો વર કન્યા એક બીજાનું મોં જુવે નહિ તો ગ્રહોનું અનિષ્ટ પરિણામ અટકાવી શકાશે."

હિરણ્મયી વાંચી રહી એટલે રાજાએ કહ્યું, "આ કાગળ આનંદસ્વામિએ તમારા બાપને લખ્યો હતો."

હિરણ્મયીએ જવાબ દીધો, "લગ્ન વખતે અમારી આંખે પાટા બાંધવાનું તથા બોલવાની મનાઈનું કારણ મને હવે સમજ પડે છે. લગ્ન બીલકુલ ધામધૂમ વગર ખાનગી રીતે થયાં અને પાંચ વર્ષ સુધી વીંટિ પહેરવી નહિ એવી તાકીદ આપવામાં આવી તેનું કારણ પણ હું હવે સમજી. પરંતુ હજીએ કેટલીક બાબત મારા સમજવામાં આવતી નથી."

"એટલું તો તમે સમજી ગયા હશો," રાજાએ ખુલાસો કર્યો, કે પુરંદર સાથેનાં તમારાં લગ્ન બંધ રહ્યાં તેનું કારણ આનંદસ્વામિનો આ કાગળ. લગ્નમાં વિઘ્ન પડવાથીજ પુરંદર હતાશ થઈને લંકા જતો રહ્યો. પણ તમે મોટી ઉમર સુધી કુંવારા રહો એ તમારાં માબાપને ઠીક લાગ્યું નહિ. તેમને ડર હતો કે રખેને તમે ઉછાછળું પગલું ભરી અગર છાનામાના ગમે તેની સાથે લગ્ન કરી કુળને કલંક લગાડી બેસો. તેટલા વાસ્તે તમને ભય દેખાડવાના હેતુથી—કહો કે તમને ચેતાવવાને—આ કાગળની અડધી કાપલી તમારા હાથમાં જાય તેવી ગોઠવણ જાણી જોઈને કરવામાં આવી હતી. છતાં આનંદસ્વામિ તમારે યોગ્ય વરની તલાસમાં હતા. તેમાં તે ફલીભૂત થયા. છોકરાના ગ્રહો તપાસી જોતાં આનંદસ્વામિને માલમ પડયું કે અઠ્ઠાવીસમે વર્ષે તેને મોટી ઘાત હતી. તેમાંથી તે બચે તો એંશી વર્ષની ઉમર સુધી જીવે. વધારે ઉંડાણથી ટપકું તપાસી જોતાં આનંદસ્વામિને જણાયું કે છોકરાની અઠ્ઠાવીસ વરસની ઉમર ખલાસ થતાં પહેલાં અને લગ્ન પછી પાંચ વર્ષ દરમ્યાન જો માટીબૈયર એક શય્યામાં સૂએ તો છોકરો મરી જાય એવો સંજોગ હતો. છોકરાની ઉમર તે વખતે તેવીસ વર્ષની હતી અને તમારા સૌભાગ્યને માટે જરૂરનું હતું કે પરણ્યા પછી પાંચ વરસ સુધી તમે માટીબૈયર એક બીજાનાં સમાગમમાં આવો નહિ. તમે એક બીજાને ઓળખતા હોત તો આ વાત બનવી કઠણ હતી. માટેજ લગ્ન એટલાં બધાં ગુપ્ત રીતે કરવામાં આવ્યાં કે તમને તમારો પતિ કોણ છે તેની અને તેને તમારી ખબર સરખીએ પડવા દીધી નહિ.

"અતિશય કાળજીપૂર્વક કરેલી આ ગોઠવણમાં એકાએક ભંગાણ પડે તેવા સંજોગો થોડા દિવસ ઉપર ઉપસ્થિત થયા. આનંદસ્વામિ તે

વખતે અહિં પધારેલા હતા. તમારી દરિદ્રતાની વાત સાંભળી તેમને બહુ દુઃખ થયું. તેમણે તમને જોયાં હતાં, જો કે તમને તે વાતની ખબર નથી. મારી પાસે આવી તેમણે તમારા વિવાહની તમામ વાત મને કહી. તેમણે કહ્યું કે તમારી ઉપર આવી પડેલી આફતની તેમને અગાઉથી ખબર હોત તો તેમાંથી તમને બચાવવાનો જરૂર પોતે બંદોબસ્ત કરતે. તમારી સંભાળ લેવાની અને તમારાં સુખસગવડનો બંદોબસ્ત કરવાની તેમણે મને આજ્ઞા કીધી. તેમણે મને તમારા પતિનું નામ કહ્યું અને તમે બેઉ એક બીજાને યોગ્ય સમય પહેલાં મળો નહિ તેની સંભાળ રાખવા મને તાકીદ કરી. તે દહાડેથી અમલા મારફતે હું તમને સહાય કરૂં છું. તમારા બાપનું ઘર ખરેખર તો મેંજ વેચાતું લઇ તમને રહેવાને સોંપ્યું છે. હાર પણ મેંજ મોકલ્યો હતો. આ બધું મેં તમારી કસોટી કરી જોવા કર્યું છે."

"ત્યારે આ વીંટી આપને કેવી રીતે મળી?" હિરણ્મયીએ પૂછ્યું, "અને આપ મારા સ્વામિ છો એવું જણાવી મને દુઃખ અને શરમમાં કેમ નાંખી? હું પુરંદરના ઘરમાં તેના આશ્રય નીચે રહું છું એવો આક્ષેપ મૂકી મને શરમીંદી બનાવવાનું શું કારણ?"

"આનંદસ્વામિની આજ્ઞા મળી ત્યારથી," રાજાએ કહ્યું, "મે તમારા ઘર ઉપર ચોકી પહેરો મૂક્યો અને એવો બંદોબસ્ત કર્યો કે તમારો સ્વામિ ત્યાં આગળથી આવજા કરી શકે નહિ. હાર તમારી કસોટી કરી જોવાના હેતુથી મોકલ્યો હતો. આજે પાંચ વર્ષ ખલાસ થયાં એટલે તમારા સ્વામિને મેં બોલાવી મંગાવ્યો અને સઘળી વાતથી તેને વાકેફ-ગાર કર્યો. ફક્ત તમારૂં નામ જણાવ્યું નહિ. મેં તેને કહ્યું કે 'આજે અગીઆર ઘડી રાત વીતે એટલે વીંટિ લઇ આવજો, તમારી સ્ત્રી સાથે મુલાકાત કરાવી દઇશ.' તેણે જવાબ દીધો, 'એ સ્ત્રીને મળવાનું મને જરાએ મન નથી તેમ તેથી કંઇ લાભ પણ નથી. કોને ખબર સ્ત્રી કેવી છે?' મેં તેને ખાત્રી આપી કે 'તમારી સ્ત્રી બહુ ધર્માત્મા અને સુશીલા છે. તમારૂં અહોભાગ્ય કે તમને આવું સ્ત્રીરત્ન મળ્યું છે.' તેણે કહ્યું, 'એ તો અણુવિંધ્યું મોતી, નીવડે વખાણ.' મેં જવાબ દીધો, 'વારૂ, લાવો, તમારી વીંટિ મને આપતા જાઓ. હું તમારી પત્નિની પરીક્ષા કરી જોઇશ.' તેણે પહેલાં તો બહુ આનાકાની કીધી,

પણ આખરે બહુ સમજાવટ પછી વીંટિ મને આપી. એ વીંટિનો મેં કેવો ઉપયોગ કર્યો તે તમે જાણો છો. તમારી લાગણી દુઃખવવા માટે તેમજ તમને કઢંગી સ્થિતિમાં મૂકવા માટે હું અંતઃકરણપૂર્વક દિલગીર છું, પણ તમે મારી પરીક્ષામાં સંપૂર્ણ રીતે પાસ થયાં છો તે માટે હું તમને ધન્યવાદ આપું છું."

"પરીક્ષા?" હિરણ્મયી કહ્યું, "નહિ, મહારાજ, એ મારી પરીક્ષા નહિ પણ ઘાતકી મશ્કરી હતી. મારે બદલે કોઇ બીજીની પરીક્ષા........"

તેણીનું વાક્ય પૂરું થાય તે પહેલાંજ ત્યાં જાણે વરજાન આવી પહોંચી હોય તેમ વાજાં વાગ્યાં. રાજાએ કહ્યું, "અગીઆર ઘડી રાત વીતી ગઇ છે. હવે એ વાત પડતી મૂકો. તમારા સ્વામિ આવે છે. તેનો અને તમારો શુભ ચોઘડીઆમાં મેળાપ થાય છે."

હિરણ્મયીની પાછળનું બારણું ઉઘડ્યું, અને એક લાંબો, ખુબસુરત જુવાન ગંભીર છટાથી ત્યાં દાખલ થયો. રાજાએ કહ્યું, "હિરણ્મયી, આ રહ્યા તમારા સ્વામિ."

હિરણ્મયીએ આવનાર તરફ જોયું. તેનું હૈયું હર્ષથી ઉછળી ઉઠ્યું. તેને માથે ચક્કર આવી ગયાં. પોતે જાગે છે કે સ્વપ્ન જુવે છે તેનું તેને ભાન રહ્યું નહિ. આગંતુક જુવાન બીજો કોઇ નહિ—ખુદ પુરંદર હતો!

બન્ને ચિત્રવત્ છબીની માફક એક બીજાને જોઇ રહ્યાં. ખુશાલીના આવેશમાં ક્ષણભર બન્નેની જીભ સીવાઇ ગઇ.

રાજાએ આ શાંતિમાં ભંગાણુ પાડ્યું. તે બોલ્યો, "મિત્ર પુરંદર, હિરણ્મયી દરેક રીતે તમારે લાયક સ્ત્રી છે. એનો પ્રેમ તમારી ઉપર જેવો ને તેવોજ અચળ છે. મારી ખાત્રી થઈ છે કે એ કેવળ તમનેજ ચાહે છે. મેં એની અનેક રીતે કસોટી કરી જોઇ છે. એટલે સુધી કે આ વીંટિ દેખાડી 'હું તારો વર છું' એમ કહેવાની પણ મેં ધૃષ્ટતા કરી છે. રાજરાણી થવાની લાલચથી પણ એનો તમારી ઉપરનો પ્રેમ લેશમાત્ર ચળ્યો નહિ. મારી પત્નિ હોવા છતાં બીજાની—તમારી—ભેટ સ્વીકારી સતિત્વને કલંક લગાડવાનો મેં એની ઉપર આક્ષેપ મૂકયો. કોઇ બીજી સ્ત્રી હોત તો મારી રાણી થવાની લાલચે એ આક્ષેપનો નકાર કરી, પોતાને નિર્દોષ જાહેર કરી, મારી સોડમાં ભરાવાની તજવીજ કરતે. પણ

તમારી ઉપરના પ્રેમને લીધે હિરણ્મયી એ અપમાન ગળી ગઇ અને કહ્યું, “ હું કુલટા છું. આપની રાણી થવાને તદ્દન નાલાયક છું. ” પ્રેમવિહોણો સંબંધ કબૂલ કરવાને બદલે એણે નિંદા માથે હોરી લીધી. પુરંદર, હિરણ્મયી, તમને બેઉને મારો આશિર્વાદ છે કે પરમાત્મા તમારી જોડીને સુખી અને દીર્ઘાયુષી કરો. ”

પણ હિરણ્મયીને હજી પૂરો સંતોષ થયો નહોતો.

“ મહારાજ, ” તેણીએ પૂછ્યું, “ આ દાસીને એક વાત સમજાવો. “પુરંદર લંકામાં હતા. કાશીમાં એની સાથે મારાં લગ્ન કેવી રીતે થયાં? જો એ લંકાથી કાશી આવ્યા હોય તો અમને ખબર કેમ પડી નહિ? ”

“ એ તો સહેલી વાત છે, ” રાજાએ જવાબ દીધો, “ પુરંદરના બાપને મળી આનંદસ્વામિએ એવો બંદોબસ્ત કર્યો હતો કે છોકરો લંકાથી પરભારો કાશી જાય અને લગ્ન થઇ ગયા પછી કોઇને પણ મળ્યા મૂકયા વિના પાછો લંકા ચાલ્યો જાય. માર્ગમાં પોતાને ઘેર જવાની પણ તેને મનાઇ હતી. બધું કામ એવી તો સિફતથી કરવામાં આવ્યું હતું કે કોઇને જરા જેટલો પણ સણસારો ગયો નહિ. ”

પુરંદરે સર ઝોકાવી કહ્યું, “ જેવી રીતે આજે આપે અમારા મનોરથ પૂરા કર્યા તેવીજ રીતે ઇશ્વર આપના સર્વ મનોરથ પૂર્ણ કરજો. આજે અમે જેટલા સુખી છીએ તેટલાજ સુખી ઇશ્વર આપના રાજ્યમાં દરેક જોડાંને રાખજો. ”



# જમપુરમાં જીવતો માણસ!

૧

એક દહાડો ઉન્હાળાની સખ્ત ગરમીને લીધે દિવસના વખતમાં કામકાજ કરવાનું બની શકયું નહિ તેથી જમરાજે રાતે કચેરી ભરી. વિશાળ, આરાસ્તે દિવાનખાનું વિજળીની બત્તીઓથી ઝગઝગી રહ્યું હતું. સિલિંગ ઉપર જોરથી ફરતા વિજળીના પંખાઓ શીતળ દક્ષીણવાયુની ખોટ પૂરી કરી રહ્યા હતા. છેલ્લા મહાયુદ્ધમાં યુરોપના મુલકો ખેરાનવેરાન થયા તે પૂર્વે ફ્રાંસથી મંગાવેલો એક કીમતી ગાલીચો જમીન ઉપર અનુપમ શોભા આપી રહ્યો હતો. જમરાજના સિંહાસનની બરાબર સામે દિવાલ ઉપર અઢી ફુટ વ્યાસનું એક મોટું ઘડીયાળ જડી લીધું હતું. બે બાજુ સામસામે બે મોટા આરસા ટાંગ્યા હતા પણ તે લાલ કપડાંથી ઢાંકી દીધા હતા, કારણકે એક દિવસ અકસ્માત જમરાજ તેમાં પોતાનું ડાચું જોઇને અંગ્રેજી પરિમાણે પુરા દશ કલાક, અગીઆર મીનીટ અને સવાપાંચ સેકંડ સુધી મુર્છાવશ રહ્યા હતા. નામીચા ચિત્રકારોએ તૈયાર કરેલાં ચિત્રો તકતામાં મઢી દિવાલ ઉપર ફરતાં લટકાવવામાં આવ્યાં હતાં. ચિત્રો અતિ મનોહર હતાં. હોય તેમાં નવાઇ પણ શી? કારણ, તે મુખ્યતવે કરી અમરાવતી જેવા લંડન શહેરની જાણીતી નાટકશાળાઓમાં તેમજ હોલીવુડનાં ચિત્રપટો ઉપર દેખાવ દેતી લલીત, લાવણ્યમયી લલનાઓનાં હતાં. જમરાજના સિંહાસનની એક બાજુએ એક બાજઠ ઉપર એક રત્નજડીત સોનાનો હુકકો ગોઠવ્યો હતો. તેની નળી નહિ નહિ તોએ એંશી હાથ લાંબી હશે અને જાણે કોઇ મોટો સાપ ગુછળું વાળીને બેઠો હોય તેવો આભાસ આપતી હતી. તેને એક છેડે ઘરાની કેરબાની નળી હતી તે મોંમાં લઇ ગુડગુડ અવાજે ધુમ્રપાન શરૂ કરતાં જમરાજે પોતાના મુખ્ય મુન્શીને પુછ્યું, "વેલ, ચિત્રગુપ્ત, આજની ટપાલમાં કંઇ નવીન છે કે?"

પોતાની બેઠક ઉપરથી ઉભા થઇ, બે હાથ જોડી, પ્રણામ કરી, ચિત્રગુપ્તે જવાબ દીધો, "ભગવન્, આજે પી. એન્ડ ઓ. કંપનીની

સ્ટીમર મારફને વાયા બ્રિંડિઝી એક સરકારી ખરીતો અને સ્થાનીક પોસ્ત મારફતે એક નનામી દરખાસ્ત, એમ બે કાગળો મળ્યા છે. બેઉ ઉપર લાલ શાહીથી 'જરૂરી' શબ્દ લખેલો છે."

"ઠીક. સરકારી કાગળ પ્રથમ વાંચી સંભળાવો."

"જી, હજુર." કહી જમરાજે સરકારી કાગળ કાઢી નીચે મુજબ મોટેથી વાંચ્યો:—

"ધિ રાઇટ ઓનરેબલ સર જમરાજ, જી. સી. એસ. આઇ; ઓ. બી. ઇ; એમ. એ., (કૅન્તાબ), વગેરે, વગેરે.
સેક્રેટરી તુ ધ દિપાર્તમેંટ ઑફ્ દિસ્ત્રક્શન,
ગોવર્નમેંટ ઑફ્ ધ યુનિવર્સ,
મુ૦ જમપુર.

"જત હું, આપનો તાબેદાર સેવક, સલામ સાથે જણાવવાની રજા લઉં છું કે આપની પાસેથી વિદાય થઇ મિલિટરી ત્રાન્સ્પૉર્ટ સ્ટીમર 'દિસ્ત્રૉયર' માં સવાર થઇ હું અત્રે કલકત્તા શહેરમાં આવી પહોંચ્યો. કલકત્તાના લગભગ તમામ લોક, સ્ત્રી, પુરૂષ; બાળક, બુઢા; ગરીબ, તાલેવંત; હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી, બ્રહ્મસમાજી, આર્યસમાજી, શીખ; બ્રાહ્મણ, અબ્રાહ્મણ; ઇત્યાદિ, ઇત્યાદિ, દરેક જાતના લોકે મારો સારો સત્કાર કર્યો અને આંગ્લદેશથી આવતા એક જાતના મધુપર્કની સંખ્યાબંધ બાટલીઓ મને ભેટ ધરી. કલકત્તાની પ્રજાનો કંઇ નહિ તો નેવું ટકા ભાગ મારા તેજમાં અંજાઇ ગયો. જે થોડા બાકિ છે તેમને સર કરવાનો પ્રયત્ન જારી છે. કલકત્તા મ્યુનિસિપાલીટીનો હેલ્થ ઑફીસર તથા કેટલાક દાકતરો મારી વિરૂદ્ધ પડ્યા છે. એ લોકો મારા સપાટામાં આવશે તો હું તેમને છોડીશ નહિ, પરંતુ સંપૂર્ણ ફત્તેહ થાય એવો સંભવ જણાતો નથી. મને લાગે છે કે વખતે કૃષ્ણદાદાને અહિં મોકલવા પડશે.

"સેનાપતિને કલકત્તા ખાતે મારો પ્રતિનિધિ નીમી હું લશ્કર લઇ દેશેદેશ દિગ્વિજય કરતો ફરૂં છું. પૂર્વ હિંદ

તેમજ ઇસ્તર્ન બંગાલ રેલ્વેની બેઉ બાજુનો પ્રદેશ પુરેપુરો તાબે કર્યો છે. ઢાકા, મૈમાનસિંગ, શ્રીહટ્ટ, કાછાર, ત્રિપુરા બાખરગંજ, નોઆખાલી અને ચટ્ટગ્રામમાં લડાઇનો દાવાનળ સળગી ઉઠયો છે. બધા જીલ્લા જલદી સર થશે.

"ભારતવર્ષમાં બધે ઠેકાણે અશ્વમેધનો ઘોડો ફેરવીશ અને બધે ઠેકાણે ફત્તેહ મેળવીશ. એ સંબંધી આપ નચિંત રહેશો. મુંબઈ, મદ્રાસ, આગ્રા, લાહોર, વગેરે સ્થળે દૂતો મોકલ્યા છે અને બધેથી આશાજનક સમાચાર મળે છે. પંજાબના મહારાજા અજાતશત્રુ રણજીતસિંહે હિંદુસ્થાનનો નકશો જોઇ પૂછ્યું હતું કે 'લાલ રંગવાળા પ્રદેશમાં કોની હકુમત છે?' તેનો જવાબ મળ્યો હતો કે 'અંગ્રેજની.' તે સાંભળી તેમણે કહ્યું હતું કે 'સબ લાલ હો જાયગા.' રણજીતસિંહની એ ભવિષ્યવાણી મારા દિગ્વિજયને પૂરેપૂરી લાગુ પડશે.

"જમપુરીની જેલમાં જગા નથી તે જાણ્યું. આપ સરકારમાં લખાણ કરી ડેવેલપમેંટ ખાતાની ચાલીઓ, જે મારી સમજપ્રમાણે ખાલી પડી રહી છે, તેનો કામચલાઉ જેલ તરીકે ઉપયોગ કરવાની પરવાનગી કેમ નથી મેળવતા? દરમ્યાન હાલ તરત આપની આજ્ઞાનુસાર વધુ કેદીઓ મોકલવાનું મોકુફ રાખીશ તે જાણશો.

લા૦

આપનો અત્યંત તાબેદાર સેવક,

ડેંગ્યુચંદ્ર હાડભાંગા,

ખાસ વિનાશ અધિકારી ઑન ટુર."

કૅમ્પ ચીતાગોંગ,

તા૦ ૩૦–૯–૩૦

કાગળમાં લખેલી હકીકતથી રાજી થઇ જમરાજે ચિત્રગુપ્તને સૂચના આપી, "ડેંગ્યુચંદ્રને લખી જણાવો કે તમારા કાર્યથી અમને ઘણો સંતોષ થયો છે અને તેની પીછાણમાં નવા વર્ષના ઑનર્સ'

લીસ્ટમાં તમારૂં નામ દાખલ કરવાની યોગ્ય સ્થળે ભલામણ કરવામાં આવશે. કલકત્તાના કેટલાક લોકે તમારી સત્તા સ્વીકારવાની ના પાડી છે તે જાણી અમને બહુ દુઃખ થાય છે. જરૂર જણાય તો કૃષ્ણચંદ્રને મોકલશું, પરંતુ કૃષ્ણચંદ્ર ઘરડા થયલા હોવાથી દૂર દેશાવર જવા નારાજ છે, માટે તમારાથી બની શકે ત્યાં સુધી તમેજ એ લોકને તાબે કરવાની તજવીજ કરજો. દેવેલપમેંટ ખાતાની ચાલીઓ જેલ તરીકે ઉપયોગમાં લેવાની તમારી સુચના માટે ઉપકાર થયો છે. હાલમાં ધારાસભામાં નરીમાનની ખુરશી ઉપર બીજા ગ્રહસ્થ ઠસી ગયા છે એટલે અમને ઉમેદ છે કે જોઇતી બહાલી મેળવવામાં મુશ્કેલી નહિ પડે. એ વિષે સરકારનો શું નિર્ણય આવે છે તે તમને જણાવીશું.' વારૂ, બીજો કાગળ વાંચો."

મુન્શીજીએ બીજો કાગળ કાઢી નીચે મુજબ વાંચ્યો:—

"વિશ્વ સરકારના વિનાશ ખાતાના સેક્રેટરી સર જમરાજને આથી માલમ થાયજે ગઇ કાલે સવારે પહેલા પહોરે બાગેરહાટ સબડિવિઝનમાં આવેલા લોચનપુર પરગણાના જાણીતા રઇશ બાબુ પતનરાય જમીનદારના માણસો અને પ્રમાદનગરના પૂજનીય પટેલ રામનાથ ચૌધરીના માણસો વચ્ચે એક ભયંકર ધીંગાણું મચ્યું હતું. બેઉ તરફથી પુષ્કળ લાઠીવાળા, ધારીઆંવાળા, દાતરડાંવાળા, અને કોદાળીકુહાડાવાળાઓ જમા થયા હતા. કંઇ લોક લોહીલુહાણ થઇ ખેતરમાં પડ્યા, પણ તે બધાને તમારા દૂતો આવી ઉપાડી ગયા. ફક્ત એક માણસ તમારા દૂતોના હાથમાં આવ્યો નથી. ચૌધરીના એક બીનઅનુભવી સદરનાયબની ખોપરી લાઠીના ફટકાથી ફાટી ગઇ અને તે રામશરણ થયો. રાયમહાશયના માણસોએ તેનું શબ એવી તો સિફતથી છુપાવી દીધું કે તમારા દૂતનો તો શું પણ તમારા જોડભાઇ લોચનપુરના ફોજદારને પણ તેનો પત્તો લાગ્યો નથી. એ મુડદું લોચનપુરમાં જમીનદારની હવેલીમાં પશ્ચિમ તરફ આવેલી એક ઓરડીમાં ચારપાઇ ઉપર પડયું છે. પગથી માથાસુધી તેને એક સફેદ પીછોડી ઓઢાડેલી છે. જો આ કાગળ વાંચી તરત તમારા દૂતને ત્યાં મોકલશો તો નાયબનું શબ હાથ લાગવાનો સંભવ છે. આ દરખાસ્તની એ

ખરી નકલ પોલીસખાતામાં કામ કરતા આપના ભાઇને પણ મોકલી આપી છે."

આ વાત સાંભળી જમરાજના દુ:ખનો પાર રહ્યો નહિ. ચિત્રગુપ્ત તરફ જોઇ તેમણે કહ્યું, "અફસોસ, મુન્શીશ્રેષ્ઠ, મને સમજ પડતી નથી કે મારૂં સત્યાનાશ થવા કેમ બેઠું છે? માણુસ માત્ર મુઓ એટલે તેની ઉપર મારો હક્ક. આશ્ચર્યની વાત છે કે જમીનદારના લુચ્ચા માણુસોએ બબ્બે દિવસ સુધી નાયબનું શબ છુપાવી રાખી મારા દૂતોની આંખમાં ધુળ નાંખી છે! વિનાશખાતાના અધ્યક્ષ દેવાધિદેવ મહાદેવને આ વાતની ખબર પડે તો મારૂં શું થાય? મને લીલું નાળિએર આપી ઘેરેજ બેસાડે કેની? હમણાં ને હમણાં આઠ દસ માણુસોને રવાના કરો અને તેમને તાકીદ આપો કે લોચનપુર જઇ મૃત નાયબનો દેહ ઉપાડી લાવી સૂર્યોદય પહેલાં મારી સમક્ષ રજુ કરે......"

"માફ કરજો, ભગવન," ચિત્ર ગુપ્તે કહ્યું, "પણ દરખાસ્ત નનામી છે અને તેની ઉપર રીતસર કોર્ટ ફી સ્ટેમ્પ પણ નથી."

"ખરી વાત," જમરાજે કહ્યું, "ધારા પ્રમાણે એવી નનામી અરજી આપણે કચરાની ટોપલીમાં નાંખવી જોઇએ. પણ અહિં તો સવાલ આપણી પોતાની 'પ્રેસ્તિજ'નો છે. ધારો કે વાત ખરી હોય તો આપણે આપણી ફરજ બજાવવામાં ચૂકયા કહેવાઇએ કેની? આજકાલ આવા ગુન્હાઓ વધી પડયા છે એટલે આપણે સાવચેત રહીએ તેજ વધારે સારૂં. છેલ્લા બજેટમાં કંટીન્જંસી ગ્રાંટ પેટે આપણુને સવા સોળ આના બે પાઇ મળ્યાં છે તે ખાતે ઉધારી એક સ્ટેમ્પ મંગાવી આ દરખાસ્ત ઉપર ચોંટાડો એટલે એ વાંધો પણ પતી જશે. વારૂ, પેલા માણુસો ને કહેજો કે કામ જેમ બને તેમ ઝડપથી કરે. તેમને એકાદ અડધો આપજો, જેથી જરૂર પડે તો થાક ઉતારવા એકાદ છાંટો બેવડો લઇલે."

ચિત્રગુપ્તે આજ્ઞાપ્રમાણે આઠ માણુસો રવાના કર્યા.

આ તરફ શબ હવેલીમાં પડયું છે અને પોલીસને તેની ભાળ લાગી છે એવી ખબર મળતાં રાયમહાશયના માણુસો ગભરાયા, અને લાસ ત્યાંથી ઉપાડી બીજે ઠેકાણે છુપાવી દીધા. ઓરડામાં ચારપાઇ ખાલી પડી રહી.

૨

લોચનપુર તાબે આવેલા વિશ્વનાથપુરનો ગુમાસ્તો કચરાલાલ દત્ત હતો. તેની ઉમર પીસ્તાળીસની ઉપર હતી. તેને માથે લાંબી ચોટલી હતી જેના વાળ ચંદરોજે હોળાતા હોવાથી બાવાજીની જટાની માફક ગંઠાઇ ગયલા હતા. કપાળ ભવ્ય હતું જોકે તેની ઉપર ચિંતારોગની બે રેખાઓ રાજદંડશી શોભી રહી હતી. આછાં ભવાં, ઝીણી પણ તેજદાર આંખો, લાંબુ નાક, કંઇક અંશે મંગોલિયન કટનું કહીએ તો ચાલે. નસ્કોરાંમાં તપખીરનો મેલ. તેની દાઢી અઠવાડિએ એકાદવાર બોડાતી, એટલે સડબોડાના ખેતર જેવી ખડબચડી હતી. ગળામાં કંઠી, હાથે બાજુબંધ, છાતી ઉપર ચંદનના લેપડા, જનોઇને છેડે તાંબાના બે માદળિયાં લટકાવેલાં, અને આંગળી ઉપર સોનારૂપાની એકેક વીંટિ. પહેરણમાં એક મેલું, જરીપુરાણું લાલ અબોટિયું, પગમાં પાવડી. શરીર આખું વાળથી ભરેલું અને માથું વસવાટને માટે નાનું પડયું હશે તેથી ત્યાંથી દેશાવર ખેડવા નીકળી પડેલી જુઓએ જ્યાં ત્યાં સંસ્થાન સ્થાપેલાં. પેટ ઠીક મોટું, પણ જેઠાશા શાહુકારના પેટ જેવું વાટાવાળું તો નહિજ. લોક કહે છે કે તેની મા ઘરનો કચરો કાઢતી હતી તે વખતે તેના પેટમાં ગોંધાઇ રહેવાથી કચરાલાલને અકળવકળ થઇ આવી અને ત્યાંજ બહાર નીકળી કચરાના ઢગલામાં પડયો, તેથી તેનું નામ કચરાલાલ પડયું હતું. કચરાલાલ જેટલો ધીંગાબાજ, તેટલોજ મુકદમાબાજ અને બડો ખટપટબાજ હતો. તેની ઇબારત ભારી દુરસ્ત—કંઇક દિવસો તેણે કવિઓની મંડળીમાં રહી કાવ્યો ગાયાં હતાં. તે એટલો બધો ચાલાક હતો કે વીસવીસ વરસથી પટવાગીરી કરતો હતો છતાં કાયદાની ચુંગાલમાંથી આબાદ છટકી ગયો હતો—આખી જીંદગીમાં જમીનદારના દેવા પેટે ફક્ત એક દિવસ તેની વખારમાં અને ત્રણ દિવસ સરકારી મહેલમાં—ભૂલ્યો, જેલમાં પરોણો થયો હતો તેટલું માફ!

રામનાથ ચૌધરીના નાયબનું શબ બીજે ઠેકાણે લઇ જવામાં આવ્યું તે પછી થોડીજ વારે કચરાલાલ જમીનદારને ત્યાં આવી ચઢયો. પહોર રાત વીતી ગયલી હોવાથી અને હમેશની આવજાને લીધે ત્યાંની સઘળી જગાથી વાકેફગાર હોવાથી કોઇને કોઇપણ જાતની તકલીફ આપ્યા વગર તે સીધો પેલા પશ્ચિમ તરફના ઓરડામાં ગયો અને થાકે-

લોપાકેલો પેલીજ ખાલી ચારપાઇ ઉપર પીછોડી ઓઢી સુઇ ગયો. તેની પાસે લગેજમાં એક નાની ઇસ્કોતરી હતી, તે તેણે માથા નીચે રાખી. ઇસ્કોતરી બહુજ મેલી હતી અને રસ્તામાં તેની ઉપર ભારોભાર ધૂળ લાગી હતી. ઇસ્કોતરી દેવદારની હતી અને ચાહની પેટીનું રૂપાંતર હોય એમ જણાતું હતું. તેની એક બાજુએ કાણું હતું તેમાંથી ભરાઇ ઉંદરે કોઇ વખત અંદરના માલને નુકસાન કર્યું હશે એટલે સાવચેતીને ખાતર તેમાં કપડાંનો ડૂચો માર્યો હતો. બૉક્ષ ઘડાયો તે દિવસથીજ તેની ઉપર લોખંડ કે પીતળનો કંઇ સાજ જડયો હોય એમ જણાતું નહોતું. કદાચ પીતળનો એકાદ ચાપડો અસલ જડયો હશે તો તે કટાઇ જઇ નીકળી ગયો હશે—આજે તો ઇસ્કોતરી સાફ બોડી હતી. ઇસ્કોતરી ઉપર લાલ, સફેદ અને લીલા ચંદનના અર્ધચંદ્રાકાર સાથીઆઓ હતા. અંદર જાતજાતની વસ્તુઓ હતી—એક દસ્તો કોરા કાગળ; એક વાંસનું કલમદાન, તેમાં બરૂની ત્રણ કલમ; એક સીવવાનો સોયો, એક છરી; સાતેક ફાઇલો, મથાળે ડાબે ખૂણે દોરીથી બાંધેલી, અને ત્રણ ફાઇલો સરખા શીવી લીધેલી; એક ચુનાની દાબડી; ચશ્માની ફ્રેમ નંગ એક, તેમાં એક કાચ સલામત, બીજો કાચ ગેપ! પાણી પીવાનું એક જામ, ઇત્યાદિ. આ અમૂલ્ય ચીજોના રક્ષણ માટે ઇસ્કોતરી દોરીથી બાંધી લીધી હતી.

કચરાલાલ થોડાવારમાંજ ઘોર ઉંઘમાં પડયો. તેના નસ્કોરાં ફુર્રર, ફુર્રર, બોલવાં લાગ્યાં. બરાબર આ વખતે જમરાજના માણસો ગુપચુપ તે ઓરડામાં દાખલ થયા અને ચારપાઇ સહીત કચરાલાલને ઉપાડી ત્યાંથી ચાલતા થયા.

---

## ૩

સારી રાતની મુસાફરી પછી જમરાજના માણસો જમપુરને પાદરે આવી પહોંચ્યાં એટલે "ધૂમ" કરી સૂર્યોદયસૂચક તોપનો ધડાકો થયો. વૈતરણી નદીને કાંઠે ચારપાઇ મૂકી માણસોએ દાતણપાણી કરી લીધાં અને ફરીથી ખાટલો ઉપાડવા ગયા ત્યાંતો કોર મરડી, આળસ ખાઇ, આંગળીની ટચાકડી ફોડતો ફોડતો કચરાલાલ ઉંઘમાંથી ઉઠી બેઠો થયો, અને આંખો ખોલીને જોયું તો પોતાને કોઇ અજાણી જગામાં દીઠો. તેની

નજરે નવુંજ દશ્ય પડ્યું. ઝાડોની ઘટા પાછળ જમરાજનો મહેલ હતો તેને તે ચૌધરીની હવેલી સમજ્યો. તેની ખાત્રી થઇ કે ચોધરીના માણુસો તેને જમીનદારના ઘરમાંથી ચોરી લાવ્યા હતા અને નાયબના મોતનો ખાર તેની ઉપર કાઢવામાં આવે એ બનવાજોગ હતું. પણ લાઠી કે ધારીઆંવાળા માણુસોને બદલે ફક્ત આઠ બુઢા ભોઇઓને જોઇ તેને ધીરજ આવી. તેને લાગ્યું કે એ આઠ જણુને ગભરાવી ભગાડી દઉં તોજ ત્યાંથી નાશી છૂટાય. સમયસૂચકતા વાપરી દરેકને એકેક થપડ જોરથી મારી ધાંટો પાડી કચરાલાલ બોલ્યો, "ઉભા રહો, હરામખોર, પાજીઓ; ખબરદાર, જો ખાટલા પાસે આવ્યા તો. ખબર છે કે હું કોણ છું? હું પતનબાણુનો મુખ્ય પટવારી, તમારા રામનાથ ચોધરીથી હું બ્હીતો નથી. વાઘ અને બકરીને એક આરે પાણી પાઉં એવો મારો પ્રતાપ છે. ચાલો તમારા શેઠ પાસે. હરામખોરનું માથુંજ ફોડી નાંખીશ!"

આઠમાંથી ત્રણુતો આ ભયંકર, જીવતા પુરૂષની થપડના ધક્કાથી વૈતરણી નદીમાં પડી ગયા. ત્રણે પોતાનું રૂપ બદલી નાંખ્યું અને કાગડા બની જઇ આકાશમાં ઉડતાં ઉડતાં "કા, કા" કરી કોલાહલ કરી મૂકયો. એક જણુ દમ બાંધીને જમરાજને ખબર આપવા દોડયો, અને એક ગાલ પસવારતો પસવારતો ખાટલાની બાજુમાં બેસી ગયો. આ જોઇ કચરાલાલ વિચારમાં પડયો. "આ શું કૌતક! હું કયાં છું? પેલા ત્રણુ જણા માણુસ મટી કાગડા કેવી રીતે બન્યા?"

તેને આમ વિચારમાં પડેલો જોઇ ખાટલા પાસે બેઠેલા માણુસે કહ્યું, "મહાશય, આ ચૌધરીનું ગામ નથી, આતો જમપુર છે. અમે નાયબનું શબ લેવા ગયા હતા, ઉતાવળમાં તેને બદલે તમને ઉપાડી લાવ્યા. અમને મારો છો શું કામ? તમે જેમ કહેશો તેમ કરશું, પણ મારો ના."

કેટલોક વખત સુધી વિચાર કરી કચરાલાલે ઇસ્કોતરી ખોલી અને કાગળ, ખડીઓ, અને કલમ કાઢયાં. તેણે એક ફરમાન ચીતરી કાઢ્યું. બે ત્રણુ વાર તે મનમાંને મનમાંજ વાંચી ગયો અને સંતોષ પામ્યો. પછી ઇસ્કોતરી પેલા માણુસને માથે મૂકી રોપમાંજ બોલ્યો, "ચાલ, મને જમરાજ પાસે તેડી જા."

"જેવી આજ્ઞા," કહી ભોઇ રસ્તો દેખાડતો આગળ ચાલ્યો.

પ્રભાતકાર્યમાંથી પરવારી ચિત્રગુપ્ત સાથે કચેરીમાં બેઠાબેઠા જમરાજ ચ્હા અને તોસ્તનો નાસ્તો કરતા હતા ત્યાં કચરાલાલ પાસેથી નાશી છૂટેલો પેલો માણુસ આવી ચઢયો અને હાંફતો હાંફતો બોલ્યો, "નાસો, મહારાજ, નાસો. જીવતા રહેવું હોય તો અહિંથી ભાગો. મારી નાંખ્યા, બાપજી, વૈતરણી કીનારે એક શૂરવીર નર બેઠો છે. તે તમારૂં માથું ફોડી નાંખવાની વાત કરે છે. બાપજી, હું જેમતેમ કરીને આપને આ સમાચાર આપવા આવ્યો છું."

"તારો લવારો બંધ કર," ચિત્રગુપ્તે કહ્યું, "તમે લોકો નાયબની લાસ લઇ આવ્યા છો કે નહિ?"

"લાસ બાસ તો કોણ જાણે. અમે તો તમારી સૂચના મુજબ જમીનદારના ઘરમાંથી ચારપાઇ ઉપાડી લાવ્યા. તેની ઉપર તો લાસને બદલે કોઇ જીવતો માણુસ છે!"

"જીવતાને કેમ લઇ આવ્યા?" જમે પૂછ્યું.

"તે તેની મેળેજ આવ્યો."

આ વાતચીત ચાલતી હતી ત્યાં કચરાલાલ પેલા માણુસને માથે ઘરકોતરી સાથે આવી પહોંચ્યો. તેણે જમરાજના હાથમાં પેલો કાગળ મૂકયો. જમરાજે તે ચિત્રગુપ્તને આપી વાંચવાની આજ્ઞા કરી. ચિત્રગુપ્તે વાંચી સંભળાવ્યું:—

"બેઇજ્જત યમાલયાધિપતિ કૃતાંત,

અત્યાર સૂધીમાં તમે જે અનેક ભૂલ કરી છે અને તમારા કામકાજમાં ગફલતી દેખાડી છે તે જોતાં તમારા ઓદ્ધા ઉપર તમને વધુ વખત રહેવા દેવા એ ઇચ્છવા જોગ નથી. આજ કેટલોક વખત થયો તમે બહુ છકી ગયા છો. રકતામી, ભંડામી, પંડામી, એ તમારા શરીરના લક્ષણુ થઇ પડયાં છે. તમે તમારી ફરજ રીતસર અદા કરી શકો એવી બીલકુલ આશા નથી. તમે એટલા બધા બેદરકાર છો કે એક જમીનદારના તુચ્છ નોકરો પણુ તમારી આંખમાં ધૂળ નાંખી નાયબનો મૃતદેહ સહેલાઇથી છૂપાવી શકયા છે.

આ લખ્યાથી તમને નોટીસ આપવામાં આવે છે કે આ ફરમાન પહોંચતાં વારજ ચીઠી લઇ આવનાર ગૃહસ્થ સકળગુણસંપન્ન શ્રીયુત્ શ્રી શ્રી શ્રી કચરાલાલ દત્તને ચાર્જ સોંપી દઇ તમારે યમાલય છોડી સીધા ઘેર ચાલી જવું. ચાર્જ સોંપવામાં જરાએ વિલંબ અથવા આનકાની કરશો તો તમે સરકારના ગુન્હેગાર ઠરશો.

શ્રી સદાશિવ."

સદાશિવનું ફરમાન સાંભળી જમરાજ ઠંડોગાર થઇ ગયો. ગદ્ગદ્ કંઠે તેણે પુછ્યું, "દત્ત મહાશય, કયારે ચાર્જ લેશો?" કચરાલાલે કહ્યું, "અત્યાર ઘડીએ." ચિત્રગુપ્તે ચાર્જ શીટ તૈયાર કરી તેની ઉપર બેઉની સહી લઇ લીધી, એટલે જમરાજ સિંહાસન ઉપરથી ઉતરી બાજુની બેઠક ઉપર બેઠા અને તેની મૂર્ખાઇ ઉપર મુછમાં હસતા હસતા કચરાલાલ દમામથી ખાલી થયલા સિંહાસન ઉપર ગોઠવાઇ ગયા! તેમણે ચિત્રગુપ્તને રોજમેળ તથા રોકડ રજુ કરવા ફરમાવ્યું, એટલે બરતરફ થયલા જમે અરજ કરી, "ધર્મરાજ, મારો કેટલાક દિવસનો પગાર અને એલાવંસ બાકિ છે. આપ તે આપવાનો હૂકમ કરો એટલે વાટખરચીની જોગવાઇ થતાં હું દેશ જાઉં." ધર્મરાજ કચરાલાલે જવાબ દીધો, "એ વિષે હું ભગવાન્ ભવાનીપતિને લખાણ કરું છું અને ત્યાંથી મંજુરી આવશે કે તરત તમારો ચડેલો પગાર અને ભથું ચૂકવી આપવામાં આવશે."

માજી જમ નવા જમનું આ વચન સાંભળી બહુ દુઃખી થયો. તેણે કહ્યું, "ધર્મરાજ, મારી એક બીજી અરજ છે. તબેલામાં બે પાડા બાંધ્યા છે તેમાંનો એક સરકારી છે અને બીજો મારો ખાનગી માલીકીનો છે. મારો પાડો મને પાછો મળે એવી આજ્ઞા થવી જોઇએ."

"તમે બન્ને પાડા લઇ જાઓ," કચરાલાલે કહ્યું. "હું કલકત્તેથી જમીનદારને ત્યાંથી બીજા પાડા હમણાંજ મંગાવી લઉં છું."

માજી જમ ચાલ્યો ગયો અને નવો જમ કચેરી બરખાસ્ત કરી ચિત્રગુપ્ત સાથે શહેર જોવા નીકળ્યો.

જમપુરમાં તમામ રસ્તા સાંકડા અને ગંદા હતા. ગાડી, ઘોડા, મોતર, લારી, વગેરે વાહનો માટે તે બીલકુલ અનુકુળ નહોતા. પણ ગામનો મોટામાં મોટો જે અધિકારી તેજ પાડા ઉપર બેશી ફરે, ત્યારે ગાડી ઘોડા અને મોતર કોણ રાખે? અને રસ્તાઓની પણ કોને દરકાર હોય? ધર્મરાજ કચરાલાલ રસ્તાઓની આવી દુર્દશા જોઇ ઇંજનેરો ઉપર છેડાઇ પડ્યા અને હૂકમ કીધો કે એક કલાકની અંદર રસ્તા પહોળા અને સફાઇદાર કરી નાંખવા! ચિત્રગુપ્તે કહ્યું, "ધર્મરાજ, અહિંના ઇજનેરથી આ કાર્ય નહિ થાય. તેને સર્વેઇંગનું પણ ભાન નથી, તો રસ્તો પહોળો કરવા માટે લોકોનાં ઘર અને જમીન લેવાં પડશે તેનું કોમ્પેન્સેશન તે શી રીતે નક્કી કરી શકશે?" કચરાએ કહ્યું, "ઠીક છે; હમણાં ને હમણાંજ ડેવેલપમેંટ ખાતાને મુંબઇ તાર કરો કે કોઇ કાબેલ ઇજનેરને એરોપ્લેન માર્ફત અહિં મોકલી આપે." જમપુરની નિશાળ જોઇ કચરાલાલની નિરાશાનો પાર રહ્યો નહિ, કારણ કોઇ પણ વિદ્યાર્થી જમાબંધીનું કામ જાણતો નહોતો, તેમજ કોઇને કવિઓની માફક જોડકાં જોડતાં પણ આવડતું નહોતું. આ બેઉ વિદ્યા તરત દાખલ કરવાની તેણે મહેતાજીને સુચના આપી. સૈન્યશાળા, હાથીશાળા, અશ્વશાળા, જેલ, ટંકશાળ, ઇસ્પીટાલ, દિવાનશાળા, બધે ફરતાં ફરતાં સાંજ પડી. શિવનાં મંદીરમાં કાંસાના ઘંટ વાગવા લાગ્યા. વૈતરણી કિનારેથી બ્રાહ્મણોના વેદોચ્ચારનો ધ્વનિ સંભળાવા લાગ્યો. ગામ બહાર ચરવા ગયલાં ઢોર પાછાં ફરતાં હતાં. કચરાલાલ પણ યમાલયે પાછો ફર્યો.

---

૪

જમરાજની રાણી કાલિંદી પણ ઇંદ્રાણી શચીની માફક સ્થિરયૌવના અને ચીરંજીવી—અજરામર છે. ફેર એટલોજ કે શચીનું રૂપ જોઇ બે ઘડી જીવને આનંદ થાય, ત્યારે કાલિંદીનું રૂપ જોઇ છાતી બેસી જાય. જે વખતે જે ઇંદ્રપદ ઉપર હોય તે વખતે શચી તેની રાણી. તેજ પ્રમાણે જે વખતે જે જમપદ ઉપર હોય તે વખતે કાલિંદી તેની રાણી. એટલે કે બેઉ સ્ત્રીઓ ખુરશીને વરી હતી, નહિ કે મરદને. કચરો જમ બન્યો એટલે કાલિંદી તેને કપાળે ચોંટી!

કલિંદી જાડી અને મેંષ જેવી કાળી હતી. તેણીની કમરનો ઘેરાવો ફક્ત ચૌદ ગજ અને ચાર તસુ હતો. હાથીના માથા જેવું મોટું માથું, તે ઉપર સુતળી જેવા જાડા બાળ, વચમાં સેંથો પાડેલો. સેંથામાં બે હાથ લાંબી, બે તસુ પહોળી અને અડધો તસુ ઉંડી સિંદુરની રેખા હતી. કપાળ એવું વિશાળ અને ચપટું હતું કે માથા નીચે તકીઓ રાખ્યા વગર કાલિંદી ચત્તી સુતી હોય તો એક બ્રાહ્મણ ખાસ્સો ત્યાં બેસી કરારને જીવે ભોજન કરી શકે! નાક બહુ પહોળું પણ નહોતું તેમ બહુ લાંબુ પણ નહોતું. તેમાં બાબા-ગાડીના પૈડાં જેવડી એક વાળી. વાળીમાં ખરબુચા જેવડું એક લોલક અને પાકાં સક્કરજન જેવડાં બે મોતી! દાંત બહુ મોટા અને લાંબા, હોઠની બહાર નીકળી આવેલાં; ગાયની જીભ જેવી જીભ, હાથ લગાડીએ તો કડકડ બોલે, દાકતરો જુવે તો એમજ કહે કે કાલિંદીને તાવ આવ્યો છે! હાથીની ચામડી જેવી ખડબચડી ચામડી. ટુંકમાં ક૦ દ૦ ડા૦ એ કહ્યુંછે તેમ "મોટાનું બધુંજ મોટું" એ ન્યાયે કાલિંદીના બીજા અવયવો અને વસ્ત્રાભૂષણો વિષે પણ સમજી લેવું.

નવા જમરાજને ખુશ કરવાના શુભ હેતુથી કાલિંદી બે પહોર થયાં શણગાર સજવામાં રોકાઇ હતી. એક પછી એક એમ સો એક સાડી પહેરી જોઇ. કોઇ ધ્યાનમાં આવી નહિ. આખરે એક ચુંદડી તેને ગમી. દિલે સરસિયાના તેલના રેલા ઉતરતા હતા અને કપાળે પરસેવો ઘેરાયલાં વાદળાંની માફક દીપી રહ્યો હતો. રાતે બરાબર અગીઆરને ટકોરે ખુબ બની ઠનીને, "ઝાંઝરના ઝણકારે અને કરકંકણના ખખડાટે" રાજમહીષી, ડાબા હાથમાં પાનની રકાબી અને જમણા હાથમાં ગંગાજળનો ઘડો લઇ સ્વામિ સમીપ જવા નીકળી.

શયનગૃહમાં કચરાલાલ પોતાની તાત્કાળિક ફતેહ ઉપર ફુલાતો સો મણ રૂની તળાઇમાં સુતો હતો, પણ તેને ઉંઘ આવી નહોતી. તે વિચારમાં પડયો હતો કે "અહીં આવી જમ તો થઇ બેઠો. પણ માજી જમ સરકારમાં અપીલ કરશે એટલે તરત ભોપાળું ફૂટી જશે. ઠગાઇ પકડાઇ જતાં કાળાપાણીએ જવું પડશે. માટે હવે અહિંથી છટકી જવાનો ઉપાય ઘડવો જોઇએ." તેને ચેન પડયું નહિ. બીછાનાની નજદીકમાં એક સેટ ચેસ્ટરવુડ સોફા અને ખુરશીઓ ગોઠવેલી

હતી. તે ઉઠયો અને એક ખુરશી ઉપર બેઠો. એક ખુણામાં અગર-બત્તિનું ઝાડ સળગાવેલું હતું. તેની સુગંધીના પમરાટનો અનુભવ લેતો લેતો અડધી વીંચેલી આંખો સાથે તે ખુરશી ઉપર અંઢેલીને પડયો હતો, ત્યાં કાલિંદીએ પ્રવેશ કર્યો અને દાંત કાઢી હસતાં હસતાં કચરાલાલને પ્રણામ કર્યાં. કચરાએ પુછયું, " કલ્યાણિ, તમે કોણ છો? "

" હું યમરાજ–રાજમહીષી, કાલિંદી, " તેણીએ જવા દીધો, " આપની દાસી. ધર્મરાજની સેવા કરવા આવી છું. "

" બાપરે, ખરેખર મહીષીજ છે ! " કચરો મનમાંજ બોલી ઉઠયો, " એક બે દહાડા વધારે રહેવાનું મન થાય તોએ આ બલાને જોઇ કોને રહેવા ગમે? આ રાણી જો મને આલિંગન કરશે તો મારાં હાડકાં ભાંગીને ચુરેચુરા થઇ જશે. કંઇ પણ ચાલાકી કરી આ પાપ અહિંથી એરવવું જોઇએ. એકને દુઃખે ઘર છોડયું, ત્યાં આ બીજી આવીને વળગી."

કચરાને વિચારમાં પડેલો જોઇ કાલિંદીએ કહ્યું, " પ્રાણવલ્લભ, આપ કેમ મારી સાથે બોલતા નથી. આપના સિવાય મારૂં બીજું કોણ છે?

" તમે શ્યામ, હું પ્યારી,
તમે શુક, હું શારી;
તમે પાંઢ, હું ગાય,
તમે ચુલા, હું લા'ય;
તમે પાડા, હું પાડી,
તમે પતલા, હું જાડી;
તમે ડાહ્યા, હું ગાંડી,
તમે શેઠ, હું બાંદી;
તમે કીડા, હું ફુલ,
તમે કર્ણ, હું દુલ;
તમે શંકર, હું ભીલ્લી,
તમે દંડા, હું ગીલ્લી;
તમે રામ, હું સીતા,
તમે ભગવત, હું ગીતા;

તમે ઝાડ, હું ડાળી,
તમે શાળા, હું શાળી!"

રાણીનું ગાયન સાંભળતાં સાંભળતાં કચરાલાલના પેટમાંનો ભાત ભરડાઇને ચાવળ થઇ ગયો! તેની છાતી ધપ્‌ધપ્‌ ધપકવા લાગી. જેમ તેમ પોતે બહુ રાજી થયો હોય તેવો ઢોંગ કરી તેણે કહ્યું, "શાબાસ, મહીષી, શાબાસ! તમારા વચનામૃતથી મારા કાનને તૃપ્તિ થઇ છે. સો અશ્વમેધ ફળ્યા ત્યારે તમારા જેવી સ્થૂલોદરા સુંદરી મને મળી છે. મારા દિલમાં આનંદ માતો નથી. પેલા વલ્લાભાઇ નાયક કહેતા હતા તેમ મારૂં અહોભાગ્ય, કે આજે

'આયો હું આયો, પત્નીને આયો,
પંદર (સો) મનનું, બૈરૂં હું લાયો!'

પણ શોભને, હું લાચાર છું. મને દમ ચઢી આવ્યો છે અને એ અવસ્થામાં દાકતર ધન્વંતરીએ મને સ્ત્રીસહવાસની મના કરી છે. હે ચારૂહાસિનિ! ત્રણ દિવસ આ સેવકને માફ કરો."

કાલિંદી હતાશ થઇ ગઇ, પણ જ્યાં ખુદ ધન્વંતરીનીજ આજ્ઞા ત્યાં તેણીનો કંઇ ચારો રહ્યો નહિ. પાનની બીડી કચરાલાલના મોંમાં મૂકી નિરાશવદને તે ત્યાંથી જતી રહી, અને બીજા ઓરડામાં સૂતી. પાન ચાવતાંની સાથેજ કચરાલાલને ઉલટી થઇ આવી અને પાન તો શું પણ ખાધેલું તમામ અન્ન સુદ્ધાં બહાર નીકળી આવ્યું. ભાંગ, ગાંજો, અફીણ, તમાકુ, ખસખસ, કિવનાઇન, જીનતાન, સેનસેન વગેરે કાલિંદીનો માનીતો પાનનો મસાલો. નવા જમરાજને વશ કરવાને જે જે ચીજો જોઇએ, તે બધીજ યાદ કરી કરીને તેણીએ કેથી પાનના બીડામાં મૂકી દીધેલી! ધર્મરાજ કચરાલાલે ઓકો કરતાં કરતાં સોગંદ ખાધા કે ભલે બૈરીએ આપી હોય તો પણ પાનની બીડી તપાસી જોયા વગર ખાવી નહિ.

કચરો ઉંઘી ગયો. કાલિંદીનું મોં સાંભરી રાતે ત્રણવાર ઉંઘમાંથી ઝબકી ઉઠયો હતો.

---

૫

બરતરફ થયલો જમ રડમસ ચ્હેરે ઘેર ગયો અને બધી વાત માને કહી. તે સાંભળી જમની માને 'યત્પરોનાસ્તિ' દુઃખ થયું. તેણીની આંખમાંથી શ્રાવણભાદરવો વરસવા લાગ્યા. ગદ્‌ગદ્‌ કંઠે તેણીએ કહ્યું, "દુકાળ તો હતો તેમાં તારી નોકરી ગઇ. હવે આવડો મોટો ઘરસંસાર કેમ ચલાવીશું? તું જમી લે, દીકરા, પછી આપણે બેઉ વિષ્ણુને ત્યાં જઇએ. લક્ષ્મી મારફતે સિફારસ કરાવી જોઇએ. આજકાલ દુનિયામાં બૈરાંઓનું જોર ઘણું ચાલે છે."

જમ જમવા બેઠો, પણ ખાલી બેસી રહ્યો. ચાવળનો એક દાણો સરખોએ મોંમાં મૂકયો નહિ. વગર લેવેદેવે નોકરી જતી રહે એ પણ કંઇ થોડું દુઃખ છે? તેના દિલમાંથી મોટા નિશ્વાસ નીકળતા હતા, છાતી ચઢ ઉતર થઇ રહી હતી. આંખોમાં પૂર માંડમાંડ રોકી રાખ્યું હતું. આવી સ્થિતિમાં ખાવાનું કોને ભાવે? દીકરાને આમ ગુપચુપ બેસી રહેલો જોઇ માનું હૈયું ભરાઇ આવ્યું. જમને બરડે હાથ પસવારતાં તેણીએ કહ્યું, "બેટા, શા માટે ગભરાય છે? મારો ડાહ્યો જેવો દીકરો થઇ તું આટલો બધો નાઉમેદ કેમ થઇ ગયો છે? આટલો વખત તેં સરકારની નીમકહલાલીથી નોકરી કીધી તે શું પાણીમાં જશે કે? ધીરજ ધર, બેટા, લક્ષ્મી ભલામણ કરશે તો કોઇ ચું કે ચાં કરવાનું નથી. છતાં ધાર કે તારી નોકરી પાછી નહિ મળી? તો એ શું? જે પરમેશ્વરે દાંત આપ્યા તે શું ચવેણું નહિ આપશે? તું બેઠો બેઠો વૈદું કરજે, તારા હાથને જશ છે. હું પણ ઝભલાં, ટોપી, વગેરે બનાવી તે વેચી તને સહાય કરીશ." આમ માની ધીરજ મળવાથી જમનો અંદેસો દૂર થયો. ઝટપટ જમી લઇ હાથ મોં ધોયાં. દુપટ્ટો ખાંધે નાંખી, પગમાં જોડાં પહેર્યાં અને હાથમાં રેગ્યુલેશન લાઠી લઇ મા સાથે વિષ્ણુલોક પ્રતિ જવા નીકળ્યો.

સાંજ પડવા આવી હતી. લક્ષ્મી 'સરસ્વતીચંદ્ર' વાંચતી પોતાના રૂમમાં બેઠી હતી. પરમેશ્વરે નિરાંતે ઘડેલી સર્વાંગસુંદર મૂર્તિ, તેણીને વસ્ત્રાલંકારની ટાપટીપની જરૂર નહોતી. દરેક હાથમાં એકેકી હીરામાણેકની બંગડી, ગળામાં મોતીની માળા, કાને પન્નાના ઝુલતાં એરિંગ અને પગે જળતરંગ ઘુઘરી, એટલાં આભુષણો તેણીના શરીર ઉપર

હતાં. આંધ્રદેશની ખાદીની સાડી, ઝીણી પણ નહિ અને જાડીએ નહિ, એવીજ ખાદીનું ચાલુ ફેશનનું બ્લાઉઝ; આ સાદા સૌંદર્ય વસ્ત્રોથી લક્ષ્મીની કાંતિ ખૂબ દીપી રહી હતી. ચાલુ ઢપે પટીઆં પાડી હોળેલાં ભરાવદાર, લાંબાં, કાળા વાળનો મોટો અંબોડો તેણીની કુદરતી સુંદરતામાં વધારો કરી રહ્યો હતો. જાડું લૂગડું પહેરી, હાથે વતી ખીચડી ખાઈ જમવા બેઠેલી કુસુમ અને માલણ વચ્ચેનો સંવાદ વાંચી લક્ષ્મીએ 'બુક માર્ક' મૂકી ચોપડી બંધ કરી અને કુસુમ જેવી છોકરી આજના જમાનામાં આવો સાહસ ખરેખર કરે કે કેમ તેનો તેણી વિચાર કરતી હતી, ત્યાં જમની માએ આવી ચરણસ્પર્શ કરી તેણીને પ્રણામ કર્યાં. લક્ષ્મીએ આવવાનું કારણ પુછ્યું. જમની માએ રડતાં રડતાં પહેલેથી છેલ્લે સુધી બધી વાત કહી. આખરે બોલી, "મા, તમે ત્રિલોકના પાલનકર્તા, મારા જમ ઉપર દયા કરો—મારો દીકરો એક દિવસમાંજ દુ:ખથી અડધો થઇ ગયો છે."

"માજી," લક્ષ્મીએ કહ્યું, "જમની નોકરી ગઇ તે જાણી મને ખેદ થાય છે. પણ શિવનો હૂકમ ફેરવાવવો કઠણ છે. તે કોઇની પણ ભરભલામણ સાંભળતા નથી. છતાં, તમે રડો ના. હું 'એમને' બોલાવી મારાથી બને તેટલો પ્રયાસ કરી જોઉં."

"ઇશ્વર તમારૂં કલ્યાણ કરે, મા," લક્ષ્મીના વચનથી શાંત થઇ જમની માએ આશિર્વાદ દેતાં કહ્યું, 'આપના પ્રતાપથી મારો દીકરો લક્ષ્મીલાભ કરશે. મા, આપ મનમાં લ્યો તો બધું કરી શકો એમ છે. વિષ્ણુદેવને ખાસ આગ્રહ કરી કહેજો કે જમને નોકરી ઉપર પાછો ચઢાવવો જોઇશે. મા, હું ઘરડી થઇ છું. હવે ઝાઝું જીવીશ નહિ. પણ એવું કરજો કે જે થોડા દિવસ મારા કપાળે બાકી છે તે સુખમાં જાય."

"માજી," લક્ષ્મીએ કહ્યું, "આપને વધારે કહેવાની જરૂર નથી. તમારે દુ:ખે હું પણ દુ:ખી થઇછું. તમે જમને લઇ દિવાનખાનામાં બેસો. હું સ્વામિને બોલાવી મંગાવું છું. બિંદિ," તેણીએ દાસીને ઉદ્દેશી કહ્યું, "જા, જઇને ઠાકોરજીને અહિં ઝટ બોલાવી લાવ."

વિષ્ણુએ થોડા દિવસ પહેલાંજ એક જોડ નવાં ગરૂડ પક્ષી લીધાં હતાં. તે આ બેઉ પંખીનું બારિક અવલોકન કરવામાં રોકાયલા હતા. "હો બેટા, હો બેટા," કહી ઘડીમાં તેમને બરડે હાથ પસવારે અને

ઘડીમાં માથે હાથ ફેરવી ચાંચ લૂછે. આમ તે પંખીઓ સાથે ગેલ કરી રહ્યા હતા, ત્યાં બિંદિએ આવી સદર અદાલતનો સમન્સ લગાડયો. ગરૂડ ગમે તેટલાં લાડકાં હતાં તોએ વારંટની બ્હીકે વિષ્ણુ ત્યાંથી તરત બિંદિની સાથે જવા નીકળ્યા. લક્ષ્મીના રૂમમાં જઇ તેણીને ગાલે વ્હાલથી તમાચો મારી તેમણે પૂછ્યું, "આસામી હાજર, શું હૂકમ છે?"

વ્હાલભરી પણ રીસામણી આંખો કરી નારાયણીએ કહ્યું, "આ તે કંઇ બોલવાની રીત છે? મારે યે શરમાવું પડે છે."

"વારૂં ત્યારે, મને કેમ બોલાવ્યો?"

"મારે ભિક્ષા જોઇએ છે?"

"લક્ષ્મી જેવાં લક્ષ્મી પણ ભીખ માગે? ઓ પ્રભુ! વારૂ, શી ભિક્ષા જોઇએ છે?"

"આપો તો કહું."

"આગળથી કેમ કહેવાય?"

"શા માટે નહિ?"

"મારૂં સર્વસ્વ તમને અર્પણ કરી ચૂકયો છું. હવે પાસે કંઇ નથી."

"હજી એક ચીજ છે."

"માગી લ્યો, તે પણ તમારીજ છે."

"પરોપકાર, કરશો?"

"જરૂર. કહો, શું છે?"

વિષ્ણુનો હાથ પોતાના હાથમાં ચાંપી આભારની લાગણી દર્શાવતાં લક્ષ્મીએ કહ્યું, "સદાશિવે જમને બરતરફ કર્યો છે. તેની મા દિવાનખાનામાં બેઠીબેઠી રડે છે. બિચારી ડોસીનું દુઃખ મારાથી સહન થતું નથી. મારી ઉપર આપનો ખરેખરો પ્રેમ હોય તો ગમે તેમ કરી જમને તેની ચાકરી પાછી અપાવો."

"એ શું?" વિષ્ણુ એ અજબ થઇને પૂછ્યું. "જમે એવો શું મોટો અપરાધ કર્યો કે કાઉન્સિલની બહાલી વગર સદાશિવે તેને

બહારોબહારજ પેંડો આપ્યો? ગમે તેમ હોય, પણ તમે એના વકાલતનામા ઉપર સહી કરી છે એટલે એ કામ કીધેજ છૂટકો. હું અબઘડી બ્રહ્માને સાથે લઇને મહાદેવ પાસે જાઉંછું. મને લાગે છે કે સદાશિવે જમને સુકો દમ આપ્યો છે. એટલે તેમના મનનું સમાધાન થતાં જરૂર તેને પાછો નોકરી ઉપર ચઢાવશે."

વિષ્ણુનો હૂકમ થતાંજ કોચમેન બિસ્માર્ક બ્રોકનહેડ પેલાં નવાં ગરૂડની જોડ જોડી ફૈટનગાડી તૈયાર કરી લાવ્યો. તેમાં બેસી નારાયણ પદ્મયોનીના સમસરોવર બાગ તરફ ગયા—ઉન્હાળાને લીધે બ્રહ્મા બહાર વાડીમાં રહેતા હતા. બરતરફ જમે સદાશિવનું ફરમાન વિષ્ણુના હાથમાં મૂકયું અને તેમની આજ્ઞાનુસાર પોતે કોચબોક્ષ ઉપર ચઢી બેઠો. ગાડી પવનવેગે ચાલતી હતી અને નારાયણ અંદર બેઠાબેઠા ફરમાન વાંચતા હતા. સદાશિવની સહી જોઇ તેમના મનમાં સંદેહ ઉત્પન્ન થયો, પણ વખતે ભાંગની ધૂનમાં હાથે ધ્રૂજ્યો હશે એમ મન મનાવી લીધું. ફરમાન વંચાઇ રહ્યું, ગાડી પણ સમસરોવરોદ્યાનમાં પહોંચી ગઇ.

---

## ૬

સરોવરની પાળે જમીન ઉપર શેત્રંજી પાથરી તે ઉપર બેસી સાંજની ઠંડી હવા ઘોરતા ઘોરતા બ્રહ્મા વેદની ચારસો ચુમાલીસમી આવૃત્તિના પ્રુફ તપાસતા હતા. પ્રુફ વાંચવામાં તે એટલા બધા તલ્લીન થઇ ગયા હતા કે વિષ્ણુ સામે આવીને ઉભા તોએ તેમનું ધ્યાન ખેંચાયું નહિ. તેમને આમ રોકાયલા જોઇ વિષ્ણુએ ખુંખારો માર્યો અને કહ્યું, "ગુડ ઇવનિંગ, બ્રહ્મન્!" બ્રહ્માએ પ્રુફમાંથી ડોકું બહાર કાઢી ઉંચું જોયું તો સામે વિષ્ણુને ઉભેલા જોયા એટલે તરત ઉભા થઇ તેમને ભેટી પડયા અને પૂછયું, "બાબાજી, આ વખતે કયાંથી ભૂલા પડયા?"

"ઘણાજ અગત્યના કામસર તમારી પાસે આવવું પડયું છે," વિષ્ણુએ જવાબ દીધો. "આપ વેદની નવી આવૃત્તિના સંશોધનકાર્યમાં રોકાયલા રહો છો એટલે આપની મુલાકાતે વારંવાર આવતાં સંકોચ

થાય છે. વેદની શોધિતવૃદ્ધિત નવી આવૃત્તિ હવે ક્યારે બહાર પાડો છો ?"

"વાહ, બાબાજી," બ્રહ્માએ કહ્યું, "તમે પણ ગરીબની ઠીક મજાક કરો છો. હું આપનો આશ્રિત, આ વાડી, ઘરબાર, બધું આપનુંજ છે. મરજી પડે તે વખતે આપ અહિં પધારી શકોછો, છતાં આપ સંકોચની વાત કરો છો એ શું ? આપની પધરામણીથી વેદની ઉન્નતિજ થશે, અવનતિ નહિ થાય. હું ધારૂં છું કે નવી આવૃત્તિ વસંતરૂતુના આરંભમાં બહાર પાડી શકાશે." વિષ્ણુની પાછળ જમને ઉભેલો જોઇ પુછ્યું "અકાળે કાળનું આવાગમન કેમ? કંઇ નવાજુની થઇ હોય એમ લાગે છે. જમનું શરીર આટલું બધું લેવાઇ કેમ ગયું છે? કંઇ રોગ બોગ તો નથી થયો ?"

"જમ માનસીક પીડાથી પીડાય છે," વિષ્ણુએ કહ્યું. "સદાશિવે એને એકાએક બરતરફ કર્યો છે. લ્યો, વાંચો આ ફરમાન."

ફરમાન વાંચી રહી બ્રહ્માએ કહ્યું, "હું પહેલાંથીજ જાણતો હતો કે જે દહાડે તેદહાડે જમની ઉપર ધાડ આવશે. કેટલોક વખત થયો જમ રાજકાર્ય ઉપર ધ્યાન આપતો નથી એવી ફરિઆદ મારે કાને આવી છે. એ એટલો બધો બ્હીકણ છે કે મુંબઇ જેવા શહેરમાં ચોપાટી ઉપર ફરતી સ્ત્રીઓને હેરાન કરતા કોરગાઓની અડાસે પણ જતો નથી અને નરમસ્વભાવના, નિરપરાધી માણસોને અકાળે ઉપાડી લાવે છે. એને બરતરફ કર્યો એ એની પોતાનીજ બેદરકારીનું પરિણામ; સદાશિવનો એમાં શું દોષ? તેણે જે કર્યું તે વાજબીજ કર્યું છે."

"જમ આપનું સંતાન છે," વિષ્ણુએ બ્રહ્માને સમજાવી લેવાનો પ્રયત્ન આદર્યો. "હજાર અપરાધે અપરાધી હોય તોએ એને માફ કરવો જોઇએ. એ આપનો અતલગનો ખેશી, જુનો નોકર. એને એકદમ બરતરફ કરવો એતો ભારી અન્યાય ! ચેતવણી આપી હોત તો બસ થાત."

બે હાથ જોડી કરગરીને જમ બોલ્યો, "ભગવન્ ચતુર્મુખ, આ બાળકને એકવાર ક્ષમા આપો. હું આપની સમક્ષ પ્રતિજ્ઞા લઉંછું કે હવે પછી એક દિવસ પણ હું મારી ફરજ બજાવવામાં ગફલતી કરીશ નહિ."

બ્રહ્માનું દિલ પીગળ્યું. વિષ્ણુ તરફ જોઇ તેમણે પુછ્યું, "આપનો શો મત છે, બાબાજી?"

"માફ કરો," દયાસાગર, સહૃદય, હૃષીકેશે જવાબ દીધો.

થોડો વાર વિચાર કર્યા પછી બ્રહ્મા સંમત થયા. વિષ્ણુએ તેજ વખતે મહેશ્વરને ઘેર જવાની સૂચના કરતાં કહ્યું, "મારી ફ્રેટન તૈયાર છે. ચાલો, પાંચ મીનીટમાં જઇ પહોંચશું, પાંચ મીનીટમાં પાછા આવીશું."

"આજે નહિ," બ્રહ્માએ કહ્યું, "જતાં આવતાં રાત પડી જશે. વળી આ વખતે મહાદેવની સ્થિતિનોએ ભરોસો નહિ—તમે સમજ્યા કેની? જમ ભલે હમણાં ઘેર જાય. કાલે સવારે બરાબર આઠને ટકોરે હું મહાદેવને બંગલે આવી પહોંચીશ. આપ પણ ત્યાં જમને લઇને પરભારા વખતસર આવી રહેજો."

બ્રહ્માવિષ્ણુના ચરણસ્પર્શ કરી જમ ચાલ્યો ગયો. વિષ્ણુએ પણ ઉઠવાની તૈયારી કરી. તેનો હાથ ધરી બ્રહ્માએ કહ્યું, "બાબાજી, જમીને જજો. શચીનાથે એક પેટી "દીવાર્સ વ્હિસ્કી" નામે સોમરસની બાટલીઓ મોકલી છે. હજી પેટી ખોલી નથી. આપના વગર મને તે કેમ ભાવે?"

બ્રહ્માવિષ્ણુ બેઉ સાથે ડાઇનિંગ રૂમમાં ગયા.

---

## ૭

બીજે દહાડે સવારે આઠમાં પાંચ કમે મહાદેવ પોતાના રૂમમાં હરણનું ચામડું પાથરી તે ઉપર બેઠાબેઠા બેઉ હાથે કમંડલુ ધરી ફુંક મારતા મારતા તેમાંથી ગરમ ચ્હા પીતા હતા. ભગવતી બાજુમાં બેઠાં હતાં અને શિરિષપુલ કરતાં પણ કુમળા એવા પોતાનાં આંગળા વડે શશાંકશેખરને વાંસે થયલી અળાઇ ઉપર ઝામબક ઘસતાં હતાં. આગલી રાતે ભાંગ પીને શૂલપાણિ બેભાન થયા હતા. શિવજી રોજ ભાંગ પીએ—ભાંગથી ટેવાઇ ગયલા, છતાં બેભાન કેમ થયા? વાત એમ બની કે નંદી નળબજારમાં ગાંજો લેવા ગયલો ત્યાંથી સાંભળી આવેલો કે ગાંજો પીધા પછી નિશો નહિ ચઢે તો અંદર થોડુંક મોરફિયા નાંખવું અને ભાંગ

પીધા પછી નિશો નહિ ચઢે તો થોડુંક કોકેન ઉમેરવું. આ તરફ ભાંગ પીધા પછી મહાદેવને નિશો ચઢે નહિ એટલે રોજ નંદીને ઠપકો આપે. નંદીએ પણ કંટાળી રાતે ભાંગમાં કોકેન નાંખ્યું અને ધૂર્જટીને તે પીધા પછી નિશો ચઢવા લાગ્યો. નિશાની ઝુમમાં શરૂઆતમાં તો વ્યોમકેશ "આવો, નંદી" કહી ગેલમાં આવી ગયા, પણ થોડાજ વખતમાં બેશુધ્ધ થઇ અંબિકાના દિલ ઉપર ઢળી પડ્યા. ઉપરાસાપરી ઉલટીઓ થવા લાગી. બિછાનું તેથી તરબોળ થઇ ગયું અને દેવી તેમાં તરવા ડૂબવા લાગ્યાં. પાર્વતી પતિપ્રાણા અને સહનશીલ હતાં. તેમણે બગડેલી પથારી બદલી નાંખી નવી તૈયાર કરાવી તેમાં બેભાન શિવને સૂવડાવ્યાં, અને બાથરૂમમાં જઇ પોતે ગોદરેજનો સાબુ ચોળી ન્હાયાં, ટુવાલથી દીલ લૂછ્યું અને કોરૂં વસ્ત્ર પહેરી લીધું. આટલી બધી મહેનત કરતાં છતાંએ ઉલટીની વાસ ગઇ નહિ એટલે શરીર ઉપર લવંડર છાંટયું. મૃત્યુંજય મૃત્યુવશ જેવા પડ્યા હતા તેમને પંખો નાંખતાં નાંખતાં આખરે દેવી ઉંઘી ગયાં હતાં. વ્હાણે મહાદેવજીએ કહ્યું, "ભગવતિ, મારા શરીરને હવે ઠીક છે, પણ મને ભૂખ કકડીને લાગી છે. ખાનસમાને કહો કે એક પ્લેટ ગરમાગરમ વાણગીભાત શિઘ્ર લઇ આવે." ભગવતીએ હસતાં હસતાં પૂછ્યું, "રાતે શું સ્થિતિ હતી તેનું ભાન છે કે? તમારી ભાંગે એવી મોંકાણ માંડેલી કે તમારા જીવવાની પણ આશા નહોતી અને એમજ લાગતું હતું કે ઘાટ ઉપર જઇને સ્નાન કરી મારે ચૂડો ભાંગવો પડશે!" મહાદેવે શરમાઇને કહ્યું, "પ્રિયે, મેંદીથી રંગેલા તમારા પગ આગળ હું પગલે પગલે અપરાધી છું. તમારા પાદપદ્મ મારા હાથમાં લઇને હું અરજ કરૂં છું કે મારો અપરાધ માફ કરો." આમ કહી મહાદેવે મહેશ્વરીના પગ પોતાના હાથમાં લીધા કે તેજ વખતે બ્રહ્મા કાર્ડ મોકલ્યા વગર કે કહાવ્યા વગર રૂમમાં ધુસી આવ્યા. ભગવતી શરમાઇને નીચું જોઇ રહ્યાં, પણ શિવજીએ નફ્ફટ થઇ કહ્યું, "હલો, બ્રહ્મન, ભગવતી રીસાયાં છે તેમને હું મનાવતો હતો. તમે આવી પહોંચ્યા એ પણ ઠીક થયું. જરા મારી વતી એમને બે બોલ કહી સંભળાવો."

"અભયાને રીસાવાનું શું કારણ?" બ્રહ્માએ પૂછ્યું.

"કાલે રાતે," મહાદેવે જવાબ દીધો, "સિદ્ધિરસ્તુ-અ-આ થઇ ગયો હતો એટલે અભયાની ઉંઘમાં ખલલ પહોંચી તેથી."

"એતો આપના રોજનાં રંગઢંગ," બ્રહ્માએ કહ્યું, "શાણા શૈલબાલા એ માટે કોઇ દહાડો રીસાયાં નથી."

"હાંસીનો માર મોટો માર છે," મહાદેવે કહ્યું, "અપરાધ કર્યો છે, અપરાધને લાયક ધા કરો, લેવું દેવું ચોખ્ખું કરો. તેમ થાય નહિ ત્યાં સુધી સાદર સંભાષણ કરીએ તે સારૂં નહિ લાગે."

"ઠાકુર," ભગવતિએ બ્રહ્માને સંબોધન કરી કહ્યું, "આપ એમની વાત ઉપર ધ્યાન આપશો નહિ. એ તો આઠે પહોર એવી રીતે મારી સાથે મજાક કર્યા કરે છે. હું એમની ચરણસેવા કરનાર દાસી, મારી સમક્ષ સારૂં નરસું કેવું?"

"નહિ, નહિ, ચતુર્મુખ," મહાદેવે કહ્યું, "અજ્જા મારી જટાના શણગાર, એ હમેશાં મારે માથે રાખવાં જેવાં. પોતાને દાસી તરીકે ઓળખાવી એ મારી આબરૂ લે છે!"

"એક[1]તો માથામાં બેઠી છે," પાર્વતીએ રોષ ધારણ કરી કહ્યું, "અને બીજીને કયાં શોકો તાણો છો? હું તો આ ચાલી જમને ઘેર."

વિષ્ણુ સાથે જમને આવતો જોઇ મહાદેવે હસતાં હસતાં કહ્યું, "તમારો જમ અને જમાઇ, બેઉ આ આવ્યા. ઇચ્છા હોય તેની પાસે સુખેથી જાઓ."

ભગવતી શરમાઇને ઘરમાં ચાલી ગયાં.

---

## ૮

જમને જોઇ મહાદેવે પુછ્યું, "જમ, આમ મુડદાલ કેમ થઇ ગયો?"

બ્રહ્મા બોલ્યા, "દયો, જાણે અજાણી અમ્મા! મૂળિયું કાપી નાંખ્યા પછી આપ પુછો છો કે થડ સૂકાઇ કેમ ગયું? જમ આપણો વફાદાર નોકર છે. મારી અને વિષ્ણુની ભલામણ છે કે આપ એને માફ

---

૧ ગંગા.

કરો. અમે નથી કહેતા કે જમ નિર્દોષ છે. જમ હજાર હજાર અપરાધે અપરાધી. આપે જમને એકદમ બરતરફ કરી એની જગાએ કચરાલાલ દત્તને નીમ્યો એ આપનું પગલું બીલકુલ વાજબી છે. આપના હૂકમોમાં અમે લેશમાત્ર પણ દખલગીરી કરવા માગતા નથી. આપનો ક્રોધ આગીઆના પ્રકાશ જેવો ક્ષણીક છે. આપની દયાનો ઝરો પવનની માફક રોજ વહેતો છે. હે બદાન્યતાવારાંગનિધિ, આપનો ક્રોધ સમાવી લ્યો અને અરૂણુંગજ તરફ દયા દેખાડી નિરાશાના સમુદ્રમાંથી એનો ઉદ્ધાર કરો."

આ ભાષણ ધીરજથી સાંભળી અજબ થઇ મહાદેવે કહ્યું, "બ્રહ્મન, ખરી વાત છે કે હું ભાંગ પીઉંછું, પરંતુ મારાં આચરણ ભાંગ-પીનારનાં જેવાં નથી. આપે જે લાંબુલચ ભાષણ કર્યું તેમાંનો એક અક્ષર પણ મારા સમજવામાં આવતો નથી. મને લાગે છે કે કાલે રાતે આપે છાંટોપાણી જરા વધારે પડતાં લીધાં છે. આજસૂધી હું એમ જાણતો હતો કે સોમરસ માત્ર ત્રણ વિકાર ઉત્પન્ન કરે છે—લાલચોળ નાક, ઉંઘ, અને પિશાબ. આજેજ જાણ્યું કે સોમરસ એક ચોથો વિકાર પણ ઉત્પન્ન કરે છે; તેનું નામ લવારો. હું જમના છાંડેલા અન્નને અડક્યો નથી, આપ કહો છો કે મેં તેને કાઢી મૂક્યો છે. કાલે આવીને કહેશો કે મેં ત્રિદિવાધિપતિને દેશપાર કર્યા છે!"

બ્રહ્માએ ચાટ પડી વિષ્ણુ તરફ જોયું. તરતજ વિષ્ણુએ સદાશિવની સહીવાળો પેલો હૂકમ મહાદેવના હાથમાં આપ્યો. મહાદેવે તે એકથી બીજા છેડા સૂધી વાંચી જઇ કહ્યું, "આ હૂકમ મારી આફીસમાંથી નીકળ્યોજ નથી. સહી પણ મારી નથી. છેલ્લા એક મહિનામાં જમરાજ વિરૂદ્ધ કંઇપણ ફરિઆદ મારી પાસે આવી નથી એટલે આ હૂકમ બહાર પાડવાની જરૂર પણ ઉભી થઇ નથી." જમને ઉદ્દેશીને પૂછ્યું, "તેં શું ચાર્જ સોંપી દીધો છે?"

"હા, ભગવન્." જમે જવાબ દીધો.

થોડોવાર વિચાર કરી મહાદેવે કહ્યું, "મને આમાં બોલશેવિકોનો હાથ હોય એમ લાગે છે. એ કમબખ્તો દુનિઆની દરેક રાજપદ્ધતિ ઉઠલાવી

નાંખવાનો ધંધો લઇ બેઠા છે. આ પણ એમનુંજ કારસ્તાન હોવું જોઇએ."

"શ્રીમન્ત મહારાજ ઇંદ્રદેવને વાયરલેસ મેસેજ આપી તરત ચેતાવવા જોઇએ," બ્રહ્માએ સૂચના કરી.

"સબૂર," વિષ્ણુએ કહ્યું, "પહેલાં આપણે બરાબર તપાસ કરીએ, પછી બીજી વાત." જમને ઉદ્દેશીને તેમણે પૂછ્યું, "કચરાલાલ સાથે સૈન્યસામંતો કેટલા છે?"

"મહારાજ," જમે જવાબ દીધો, "જનજનાવરતો કોઇ નથી, પરંતુ કૃષ્ણાવતારમાં આપે જેની રીતે એકલે હાથે કંસના હજારો માણુસોનો વધ કર્યો હતો તેનીજ રીતે આ કોઇ કચરાલાલે ફકત હાથની થપડ મારી મારા સંખ્યાબંધ માણુસોને ધૂળ ચાટતાં કર્યા છે!"

"કચરાએ કપડાં કેવા રંગનાં પહેર્યાં હતાં?" મહાદેવે પૂછ્યું.

"લાલ," જમે જવાબ દીધો.

"લાલ?" મહાદેવ બોલી ઉઠયા. "બસ, એ બોલશેવિકોનુંજ કારસ્તાન. ચાલો, જનરલ કાર્તિકે પાસે જલ્દી જઇએ. માર્શલ લૉ દાખલ કરવો કે નહિ તે વિષે તેમની સલાહ લઇએ."

"ઇંદ્રરાજને ખબર આપવી જોઇએ," બ્રહ્માએ ફરીથી કહ્યું.

"દોડધામ કરવાની જરૂર નથી," વિષ્ણુએ કહ્યું, "મારી ખાત્રી થઇ છે કે કોઇ ગમતી માણુસે જમને ઉલ્લુ જેવો જોઇ સાબૂત બનાવ્યો છે. જમપુર ચાલો, ત્યાં બધી ખબર પડશે."

વિશ્વસરકારની કારોબારી કાઉન્સિલના ત્રણે સભ્યો, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર, જમને લઇને સ્પેશિયલ ટ્રેનમાં જમપુર જવા ઉપડયા.

---

## ૯

કચરાલાલ શિરસ્તામુજબ કચેરી ભરી સિંહાસન ઉપર બિરાજમાન થયો હતો. ચિત્રગુપ્તે નમન કરી કહ્યું, "ધર્મરાજ, હિમાલયની જેલ નાની પડવાથી કેદીઓને બહુ વેદના સહન કરવી પડે છે. હમણાં

જે હિસાબે ભરતી થાય છે તે જોતાં બીજી બે જેલો નવી બાંધવાની જરૂર છે."

ધર્મરાજ કચરાલાલે કહ્યું, "હમણાં સરકાર પાસે નવી જેલ બાંધવાના પૈસા નથી. પણ જેલમાં થતી ભરતી અટકાવવાનો એક રામબાણ ઉપાય છે. પેલા કમબખ્ત અકાલમૃત્યુને હાથે પગે બેડી પહેરાવી અંધારી કોટડીમાં પૂરી દો અને જુઓ કે એક માસમાં જેલ અડધી ઉપર ખાલી પડે છે કે નહિ?"

ચિત્રગુપ્ત બ્હીતાં બ્હીતાં બોલ્યો, "અકાલમૃત્યુની નીમણુક કાઉન્સિલે કરેલી હોવાથી તે ગેઝીટેડ ઑફીસર છે અને કાઉન્સિલના હૂકમ વગર આપણાથી તેને કેદમાં પુરાય નહિ."

ગુસ્સે થઇ, ડોળા કકડાવી, હાથપગ પછાડી કચરાલાલે રાડ પાડી, "મારૂં નામ હૂકમ, તારૂં નામ તાબેદારી. તારે માત્ર મારા હૂકમ પ્રમાણે ચાલવાનું છે. ભવિષ્યનો વિચાર તારે કરવાનો નથી. કાઉન્સિલ સાથે હું મારૂં ફોડી લઇશ."

આ ગરબડ ચાલતી હતી ત્યાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર માજી જમ સાથે આવી ચઢ્યા. તેમને જોઇ કચરો હાંફળો ફાંફળો થઇ સિંહાસન ઉપરથી નીચે ઉતર્યો અને સૌને સાષ્ટાંગ નમસ્કાર કરી હાથ જોડી ઉભો રહ્યો.

મહાદેવે તેને પૂછ્યું, "બચ્ચા કચરા, તું જીવતાંજીવત જમપુરમાં કેવી રીતે આવ્યો?"

"પ્રભો," કચરાલાલે કહ્યું, "હું લોચનપુરના જમીનદારના ઘરમાં સૂતેલો હતો ત્યાંથી જમના દૂતો મને અહિ ઉપાડી લાવ્યા. અહિં આવી હું મોટી દુર્ભાવનામાં પડ્યો. અજાણ્યો દેશ, પાસે કંઇ મળે નહિ. શું કરવું? આખરે આપના નામનો એક હૂકમ ચીતરી કાઢી જમની જગા ઉપર ઠેપાઇ ગયો. આત્મસમર્થન માટે આપના નામની ખોટી સહી કરી છે. સહી કરતી વખતે 'ધ્યાયેન્નિત્યં મહેશં રજતગિરિનિભં ચારૂચંદ્રાવતંસમ્' એમ આપનું ધ્યાન ધર્યું છે. હે શશાંકશેખર, નીલકંઠ, દક્ષયજ્ઞવિનાશક, માફ કરો."

કચરાની સ્તુતિથી પ્રસન્ન થઇ શિવજી બોલ્યા, "ખોટી સહી કરવી તથા દગો કરવો એ બેઉ મોટા અપરાધ છે અને તેની સજા કાળાપાણીની છે. હું તને અહિંથી દેશપાર કરી લોચનપુર પાછો મોકલું છું." પછી જમને કહ્યું, "બાપુ, તારી સત્તા મુવેલા માણુસ ઉપર. તે છોડી તેં જીવતાને અહિં પકડી આણ્યો. પરિણામ જોયું? કાન પકડ કે હવે પછી જીવતા માણુસની અડાસે પણ જઇશ નહિ."

જમને તેની જગા ઉપર પછો સ્થાપિત કરી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર, સૌ સૌને સ્થાનકે ગયા.

× × × ×

કચરાલાલે ઉંઘમાંથી જાગીને જોયું તો પોતે લોચનપુરના જમીનદારની હવેલીના પશ્ચિમ તરફના ઓરડામાં પેલી ચારપાઇ ઉપરજ સુતેલો હતો. તેની પરકોતરી માથા નીચે સલામત હતી!



# મોચીરામ ગુડનું જીવનચરીત.

## પહેલું પ્રકરણ.

આપણા ચરિત્રનાયક મહાત્મા મોચીરામે કઇ સાલમાં જન્મગ્રહણ કરી આ પૃથ્વી પાવન કરી તે કહેવાને અમે અશક્ત છીએ, કારણ, ઇતિહાસ તે વિષે ચૂપ છે. ઇતિહાસ આવી અનેક પ્રકારની બદમાશી કરે છે. આ દેશમાં ઇતિહાસ શોધ્યો જડતો નથી, નહિ તો—તેની બરાબર ખબર લઇ નાંખતે !

મોચીરામના માતાનું નામ જશોદાદેવી, પિતાનું નામ સાફલરામ. આ પણ મોટા દુઃખની વાત, કારણ ઉચ્ચકુળની કીર્તિ કે ગુણગાનનું રસીલું વર્ણન કરવા જેવો પ્રસંગ એકે મળે નહિ. તો પણ આટલું કહેવાને તો અમે શક્તિમાન છીએ કે તેઓ બ્રાહ્મણ કુલોત્પન્ન. ગુડ[1] અટક ઉપરથી કોઇએ એમ નહિ સમજવું કે તેઓ એ નામના મીઠા પદાર્થમાંથી ઉત્પન્ન થયા છે !

સાફલરામ ગુડ કૈવર્તકલોકના બ્રાહ્મણ હતા. તેમનું નિવાસસ્થાન સભ્ય ભાષામાં મોહનપલ્લિ, ગ્રામ્ય ભાષામાં મોનાપરું. મોહનપલ્લિ ઉર્ફે મોનાપરામાં કેવળ કૈવર્તકોનાં થોડાંએક ઘર હતાં. ગોરમહાશય એકલાજ બ્રાહ્મણ—ચંદ્ર જેમ રાતને અજવાળી કરે છે, વિષ્ણુ જેમ એકજ પુરૂષોત્તમ, આંધળાઓમાં જેમ કાણો રાજ કરે છે, તેજ માફક સાફલરામ એકલા આખી મોહનપલ્લિ ઉજ્જ્વલ કરી રહ્યા હતા. શરાધિઆંમાં, મહાકાળીની પૂજાના દિવસોમાં અને લગ્નમરણાદિ શુભાશુભ પ્રસંગો ઉપર તેમને ચોખા, સોપારી, નાળિએર, કેળાં ઇત્યાદિ વસ્તુઓનો અને દક્ષીણાનો લાભ થતો એટલે ગોરપદું કરવા ઉપર તેમનું વિશેષ લક્ષ હતું. તેમનીજ આ અતુલ સંપત્તિના એકલા વારસ તરીકે મોચીરામે શુભ મુહુર્તે આ દુનિઆમાં પ્રવેશ કર્યો.

જન્મ પછી મોચીરામ દિનપરદિન વધવા લાગ્યો. તે જોઇ બાળક અસાધારણ પુરૂષલક્ષણવાળો છે એમ સમજી જશોદા મૈયા આનંદથી

---

૧. ગોળ.

ઉછળવાં લાગ્યાં. યથાકાળે બાળકની બાબરી લેવડાવવાની, બોટણની, ઇત્યાદિ ક્રિયાઓ યથાવિધિ કરવામાં આવી. બાળકનું નામ પાડયું, મોચીરામ. નગેંદ્ર, રાજેંદ્ર, ચંદ્રભૂષણ, વિધુભૂષણ વગેરે મધૂર નામ પડતાં મૂકી મોચીરામ નામ કેમ પાડ્યું તે અમે ઠીક ઠીક કહી શકતા નથી, પરંતુ નિંદાખોર લોકોને મોઢેથી અમે વાત સાંભળી છે કે કોઇ કાળોકાળો, ઝાંટડા બાળવાળો, લટ્ટશરીર, મોચીરામ નામે કૈવર્તજાતિનો એક ઇસ્કી જુવાન જુવાનીના બહારમાં ઉછળતી જશોદાદેવીના નયનપથનો મુસાફર બન્યો હતો, અને તેદહાડથી મોચીરામ નામ જશોદાદેવીને બહુ પ્રિય લાગતું હતું.

ગમે તેમ હો, જશોદાએ બાળકનું નામ પાડયું, મોચીરામ. નામ મેળવી મોચીરામ દિવસે દિવસે મોટો થવા લાગ્યો. ક્રમે " મા, ભૂ, પા " ઇત્યાદિ બોલતાં શીખ્યો. એક વર્ષની ઉમરનો થયો નહિ ત્યાંતો પોતાના અસાધારણ બુદ્ધિબળથી તેને જૂઠું રડતાં આવડી ગયું. ત્રણ વર્ષની ઉમરે ભૂખ હોય કે ન હોય તોપણ હોજરી કેમ ભરવી તે કળા શીખ્યો, અને પાંચમે વર્ષે તો મહામતિ મોચીરામ માને રાંડ અને બાપને શાળા કહી સન્માન કરવા લાગ્યો. આ સાંભળી જશોદા માથું કુટતી, છતાં "એવો તો એવો પણ છોકરો જીવતો તો રહ્યો" એમ સધિઆરો લઇ મન મનાવતી.

પાંચમું વર્ષ પૂરૂં થયું ન થયું ત્યાંતો સાફલરામને માથે ધાડ આવી. જશોદાદેવીની ઇચ્છા છોકરાને ભણાવવાની થઇ. સાફલરામની ત્રણ પેઢીએ પાટી ઉપર ધૂળ નાંખી નહોતી. બાઇસાહેબ વાત શું લાવ્યા ?

નેત્રના પાણી મોભે ચડે તોએ જશોદાબાઇનું વાકય મિથ્યા થાય નહિ, એટલે લાચારીથી સાફલરામને તેણીની વાત ઉપર ધ્યાન આપવું પડયું. કમનશીબે આસપાસ ત્રણ ગાઉની અંદર નહોતી નિશાળ કે નહોતો મહેતાજી. કરવું કેમ ? જશોદાએ કહ્યું, " ત્યારે તમેજ એને ક, ખ શીખવો." સાફલરામે જવાબ દીધો, "વારૂ, હું શીખવીશ. પણ કોણ જાણે જજમાનની લોથમાં શિક્ષક શિષ્ય........વારૂ, આજે શું રાંધ્યું છે ? " સવાલ સાંભળતાંજ જશોદાને યાદ આવી કે આજે કૈવર્તોને ત્યાંથી મીઠાઇ આવી હતી. " કેવો નીચ માણસ......" એમ કહી જશોદા ઘરમાંથી મીઠાઇ લઇ આવી અને પતિદેવને ખાવા બેસાડયા.

મોચીરામે બીજી પણ વિદ્યાઓનો અભ્યાસ કર્યો. બીજી વિદ્યાઓમાં—"પરા ચ અપરાચ"—ઝાડ ઉપર ચઢવું, પાણીમાં ડુબકી મારવી, અને મીઠાઇ ચોરવી. કૈવર્ત જજમાનોની કૃપાથી ગોર મહારાજના ઘરમાં મીઠાઇનો અભાવ નહોતો. તેમાંથી તફડાવી મોચીરામ ગામના છોકરાંઓ સાથે મેજબાની ઉડાવતો.

નવમે વર્ષે મોચીરામને જનોઇ દેવાઇ. તે પછીને વરસે સાફલરામે પોતાના પ્રિય પુત્રને સંધ્યાન્હિક શીખવ્યાં. એક વરસમાં મોચીરામ આન્હિક શીખી ગયો કે નહિ તે અમે જાણતા નથી. કારણ, પ્રમાણાભાવ. ત્યાર પછી મોચીરામે સંધ્યાન્હિક કદી કર્યાં નથી.

ત્યાર બાદ એક દિવસ સાફલરામ એકાએક માંદા પડયા અને ગાંસડા પોટલાં બાંધ્યા વગર ખાલી હાથે દેવલોકની મુસાફરીએ ચાલ્યા ગયા.

---

## બીજું પ્રકરણ.

સાફલરામના મરણથી જશોદાને માથે મોટું દુઃખ આવી પડયું. છોકરો નાનો અને જજમાનોના ક્રિયાકામ કરાવનાર બીજું કોઇ મળે નહિ એટલે કૈવર્તોએ નવો બ્રાહ્મણ બોલાવી લીધો. પેટનો ખાડો પૂરવા જશોદાએ દળણાં દળવાં માંડયાં.

મોચીરામ દશ વર્ષનો હતો ત્યારે પૂજાના દિવસમાં કૈવર્તોએ માંહોમાંહે ઉઘરાણું કરી રાસલીલા કરાવી. હારાણ અધિકારીને સસ્તા દરે રોકી રાસ કરવા બોલાવ્યો. રસ્તામાં માંડવો નાંખી તેને કેળ અને ફૂલના તોરણોથી શણગાર્યો, અને ત્યાં ત્રણ રાત સુધી ગામ લોકે પેટ ભરીને રાસલીલા જોઇ. મોચીરામે આ વખતે પહેલીજ વાર રાસ જોયો. રાસની વાત, રાસનાં ગીત, વગેરે વિષે તેણે અગાઉ સાંભળ્યું હતું, પણ ખરેખરો રાસ જોવાનો પ્રસંગ તો આ પહેલવહેલોજ હતો. રાસ જોઇ તે ખુશખુશ થઇ ગયો. સાથેસાથ બીજે દિવસ મોચીરામ ગાળાગાળી, મારામારી, ચોરી, એ બધું ભૂલી ગયો!

મોચીરામમાં એક ગુણ હતો—મોચીરામ સુકંઠ. રાસલીલાનું એકાદ ગાયન તેને મોઢે થઇ ગયું, અને બીજે દિવસે સવારના પહોરમાં તે

ગાયન ગાતો ગાતો ગામમાં ભટકવા લાગ્યો. દૈવજોગે હારાણુ અધિકારી હાથમાં લોટો લઇ તળાવે દાતણપાણી કરવા જતો હતો. સવારની ઠંડી લહેરકીથી ધસડાતો ધસડાતો મોચીરામનો મધુર અવાજ સીધો અધિકારી મહાશયનાં કાનમાં ઘૂસી ગયો. કાનમાંથી મનમાં અને મનમાંથી કલ્પનાના ઘોડા ઉપર બેશી તે અવાજ આખરે અધિકારી મહાશયના કૅશ બૉક્ષમાં પહોંચી ગયો. અધિકારીને મન ગળાનો અવાજ એટલે ટડીંગ, ટડીંગ, રૂપીઆનો અવાજ! એમાં અધિકારીનો બિચારાનો શું વાંક? તપાસ કરશો તો અનેક વકીલ મહાશયો ગળાના અવાજનું નિગૂઢ તત્વ તમને સમજાવી શકશે. તેમને મન પણ ગળાનો અવાજ એટલે રૂપીઆનો ખખડાટ. વકીલ બારિસ્ટરોનો દોષ પણ શું? Glorious British Constitution! હાય, ગલાબાજી સાર!

અધિકારી મહાશય મનુષ્ય કંઠ ઉપર મોહિત—બ્રિટિશ પાર્લામેંટ તેમજ રંડીબાજની માફક. હાથ લાંબો કરી તેણે મોચીરામને બોલાવ્યો. મોચીરામ આવ્યો, તેને પૂછ્યું, "તું અમારી મંડળીમાં નોકરી રહેશ?"

મોચીરામને તો અલ્લાજી પાયા. તે તો હરખથી ગાંડો થઇ ગયો. માને પૂછ્યા મૂક્યા વગર તે કબૂલ થઇ ગયો અને અધિકારીની સાથે ચાલ્યો. પણ પારકા છોકરાને કહ્યામૂક્યા વગર લઇ જવો એ અધિકારીને ઠીક લાગ્યું નહિ. મોચીરામને લઇ તે તેની મા પાસે ગયો.

વાત સાંભળી જશોદા પોક મૂકી રડવા બેઠી. એકનો એક દીકરો, બીજું કોઇ મળે નહિ, તેને વિલો કેમ મૂકાય? આ તરફ ઘરમાં હાલ્લે હાલ્લાં લડતાં હતાં, ખાવાનાં સાંસાં હતાં, ના પણ કેમ કહે? વિધાતા આવો સુયોગ ફરીથી આપે ખરાં? દીકરો નજર આગળથી દૂર થશે, પણ પેટ ભરીને ખાશે પહેરશે તો ખરો કેની? રાસમંડળીમાં કામ કરનારાઓ ઉપર શું દુઃખ પડે છે તે જશોદા જાણતી નહોતી, એટલે પુત્રના ભાવી સુખનોજ વિચાર કરી ખાવાપીવાનું અને કપડાં સાથે પાંચ રૂપીઆ માસીક પગાર ઠરાવી તેણીએ મોચીરામને હારાણુ અધિકારીના હાથમાં સોંપ્યો. તે ગયો એટલે ભોંય ઉપર માથું પછાડી સાહેબરામના નામની કાણુ માંડી મોટેથી રોવા લાગી.

---

## ત્રીજું પ્રકરણ.

મોચીરામે થોડાવારમાંજ જોઇ લીધું કે રાસવાળાનું જીવન સુખમય નહોતું. રાસધારીઓ કેવળ કોકિલની માફક ગાયન ગાઇ ડાળે ડાળે મુકુલ ભોજન કરતા ફરતા નહોતા. અલ્પસમયમાંજ મોચીરામનું શરીર સુકાઇ ગયું. એક ગામથી બીજે ગામ રખડવામાં ખાવાપીવાનું ઠેકાણું રહેતું નહોતું. રાતે જાગરણથી જીવ જતો હતો. બાબરીના ભારથી માથું લચી પડ્યું. પાઉડરના લેપડાથી શરીર રંગાઇ ગયું. અધિકારી વારંવાર કાન ચીમળાવતો તેથી બેઉ કાન સૂઝીને લાલ થઇ ગયા હતા. આ બધું ઓછું હોય તેમ વધારામાં અધિકારીના પગ ચાંપવા પડતા, તેને પંખો નાંખવો પડતો, હૂકો ભરી દેવાનો અને બીજી અનેક રીતે તેની ગુલામગીરી કરવાની હતી. થોડા દિવસમાંજ મોચીરામની સુવર્ણમૂર્તિ મેઘબાષ્પરાશિમાં પરિણત થઇ.

મોચીરામનું બીજું દુર્ભાગ્ય એ હતું કે તેની બુદ્ધિ તીક્ષ્ણ નહોતી. ગાયનની તાલ એ કંઇ તળાવને તીરે ઉગેલાં લાંબા તાડવૃક્ષ ઉપરનું ફળ નહોતું એ વાત સમજતાં તેને વખત લાગ્યો. તાલીમ વખતે ઉસ્તાદ તાલની વાત કરે ત્યારે મોચીરામનું ધ્યાન બીજેજ ઠેકાણે દોડતું—તેની મા તાલના વડાં કરતી તેમાં તેનું મન ભરાતું, અને તેની આંખ અને મોં બેઉમાંથી પાણી છૂટતું !

ગાયન મોઢે કરવાની પણ પીડા—યાદદાસ્ત શક્તિ ગીરવી મૂકેલી એટલે કેમે કર્યાં મોઢે થાય નહિ. ચીમટાઓથી કાન લાલ થઇ ગયાં. પાઠ ભજવતી વખતે તેને રોજ પડદા પાછળથી યાદ દેવડાવવી પડતી. તેમાં વચ્ચે વચ્ચે ગોટાળો થઇ જતો—કારણ તે પૂરું સાંભળતો કે સમજતો નહોતો. એક દિવસ પડદા પાછળના માણસે કહી સંભળાવ્યું:—

"નીરદકુન્તલા—લોચનચંચલા—દધતિ સુંદરરૂપમ્."

મોચીરામે લલકાર્યું, "નીરદકુન્તલા"—પછી અટકી ગયો.

પડદાની પાછળવાળાએ કહ્યું, "લોચનચંચલા."

મોચીરામે સમજ્યા મૂક્યા વગર ગાયું, "લૂચી ચિનિ છોલા !"

પાછળવાળાએ આગળ કહ્યું, "દધતિ સુંદરરૂપમ્."

મોચીરામે પૂર્ણાહુતિ કરી, "દધિતે સંદેશકરૂપમ્!" તે દિવસે મોચીરામ વધુ ગાઇ શકયો નહિ.

મોચીરામને કૃષ્ણનો પાઠ ભજવવાનો હતો—પરંતુ પાઠ આખો પડદા પાછળથી બોલી સંભળાવવો પડતો હતો. એક દહાડો માનભંજન લીલા ભજવાતી હતી. અંદરવાળાએ ધીમે સાદે મોચીરામને બોલવા કહ્યું, "માનમયિ રાધે, એક વાર મોં ખોલી વાત કહો." મોચીરામે શરૂ કર્યું, "માનમયિ રાધે, એક વાર મોં ખોલી—" અહીં સારંગીવાળો તબલચીના હાથમાં પાનનું બીડું આપી બોલ્યો, "પાન ખાઓ," તે સાંભળી મોચીરામે વાકય પૂરું કીધું, "પાન ખાઓ!" પ્રેક્ષકો ખડખડાટ હસી પડયા અને ખેલ ભાંગી પડયો.

ક્રોધથી લાલચોળ થયલો હારાણુ અધિકારી શોટી લઇ મોચીરામ તરફ ધસ્યો. મોચીરામ સમજી ગયો કે શોટી તેના વાંસાની ખબર લેવા આવતી હતી અને વાંસાને ત્યાંથી બીજી જગાએ એકદમ ખસેડવાની જરૂર હતી. તે ત્યાંથી ઉભી પૂછડીએ નાઠો અને રાત્રિના અંધકારમાં અંતર્હિત થઇ ગયો.

અધિકારી મહાશય શોટી લઇ તેની પાછળ દોડયો, પણ મોચીરામ નજરે પડયો નહિ એટલે તેના મા, બાપ અને બ્હેનના જાતજાતના અયશકીર્તન કરવા લાગ્યો. મોચીરામ પણ એક ઝાડ પાછળ છૂપાઇને ધીમે અવાજે અધિકારી મહાશયના મા, બાપ બ્હેનની તેવીજ રીતે ખબર લેતો ગયો. આખરે થાકીને અધિકારી પાછો ફર્યો, સાજઘરમાં જઇ વેષ કાઢી નાંખ્યો અને બારણું ભીડી સુઇ ગયો. મોચીરામ ઝાડની ઓથ છોડી બંધ બારણાં પાસે ગયો અને અધિકારીને પેટ ભરીને ગાળો દઇ છેવટે બેઉ હાથના અંગુઠા ઉંચા કરી તેને કેળાં ખાવાની અનુમતી આપી. ત્યાર પછી બંધ બારણાં તરફ અથવા બારણાં પછાડી સુતેલા અધિકારી તરફ એક લાઠી દેખાડી મોચીરામ ત્યાંથી ચાલી ગયો, અને ગામના દેવળના ઓટલા ઉપર જઇને સુતો.

સવારે ઉઠી અધિકારી મહાશય ત્યાંથી બીજે ગામ કૂચ કરવાની તૈયારી કરવા લાગ્યો. મોચીરામ પાછો ફર્યો નહોતો. કોઇ કોઇ પાત્રોએ પૂછ્યું, "તેને શોધી લાવીએ?" અધિકારી મહાશય તેને ગાળ દેતો

દેતો બોલ્યો, "તમારે શોધવો હોય તો શોધો. મને હવે વધુ રોકાવા જેટલી ફુરસદ નથી." સારંગીવાળાને દયા આવી. તેણે કહ્યું, "છોકરો નાદાન છે. તમારાથી નહિ બને તો હું શોધી લાવું." અધિકારીએ તેને ધમકાવ્યો—તેના મનમાં કે મોચીરામથીએ છૂટું અને સાથે લાગો તેનો ચઢેલો પગાર પણ બચાવું. સારંગીવાળો લાચાર થઇ મૂગો રહ્યો.

રાસવાળા જતા રહ્યા—મોચીરામને ત્યાં છોડીને. આખી રાતનો ઉજાગરો—દેવળના ઓટલા ઉપર મોચીરામ નિરાંતે ઉંઘતો હતો. મોડેથી જાગ્યો ત્યારે જાણ્યું કે તેના સોબતીઓ જતા રહ્યા હતા. એટલી અક્કલ નહોતી કે અધિકારી કેણી તરફ ગયો છે તેની તપાસ કરી તે તરફ જાય. તે તો મોટે મોટે રડવા લાગ્યો. ત્રણ પહોર વેળા ગઇ ત્યારે પુજારી બ્રાહ્મણે દયા કરી તેને પ્રસાદ આપ્યો તે ખાઇ મોચીરામે રૂદન-શાસ્ત્રનો બીજો અધ્યાય શરૂ કીધો. જેમ જેમ રાત પાસે આવતી ગઇ તેમ તેમ તે ગભરાવા લાગ્યો. તે પોતાની જાતને ઠપકો દેવા લાગ્યો. "હું કેમ નાશી આવ્યો? ત્યાં રહીને મેં માર કેમ નહિ ખાધો?"

દ્વિજ દર્પનારાયણે જવાબ કીધો, "ખરી વાત, છોકરા, તેં માર કેમ ન ખાધો? હવેથી શોટી ઉઠતી જુએ તો વાંસો ધરજે. પ્રાચીન સેન રાજાઓના વખતથી માંડીને આજસુધી તારા બાપદાદાઓ કેવળ પીઠ ધરતા આવ્યા છે. તું નાશીને કયાં જશે? આ સજાત અધિકારીઓ મોચીરામોને જોઇનેજ શોટી લઇ મારવા ધાય. મોચીરામો પીઠ ધરીનેજ ઉભા રહે—કોઇ ભાગી જાય નહિ—રખેવાળને છોડી ગાયથી કેમે જવાય, બાપુ? ઘાસ પાણીનો બંદોબસ્ત થયલો હોય તોપણ રખેવાળ વગર તમારો ચારો નથી. માટે પાચનવાડીમાં પ્રાતઃપ્રણામ કરી ગોજન્મ સાર્થક કરો."

---

## ચોથું પ્રકરણ.

ઇશાનબાબુ સારા કુળમાં જન્મેલો એક કાયસ્થ હતો. બહુ સાધારણ માણસ—કારણ, પગાર કેવી એકસો રૂપરડી—કોઇ જીલ્લાના ફોજદારી અમલદારનો તે હેડ કલાર્ક હતો. બંગાળ દેશમાં માણસનું તોલ પગારના વજનથી થાય છે—કોણ કેટલો મોટો, તે તેની પૂછડી માપી

નક્કી કરવામાં આવે છે. આવું અધઃપતન બીજા કોઇ દેશમાં નથી. અહિં તો કેદી પગની બેડીનું માપ દેખાડી બડાઇ લે છે.

ઇશાનબાબુ ક્ષુદ્ર માણસ—વાંદરાના જેવી પુછડી ખરી—પણ મનુષ્યત્વમાં નહોતો. જે ગામમાં હારાણુ અધિકારીએ આગલા પ્રકરણમાં વર્ણવેલી રાસલીલા કરી દેખાડી તે ઇશાનબાબુનું વતન. રાસલીલા થઇ તે વખતે તે રજા લઇ ઘેર આવ્યો હતો. રાસલીલાની ધમાલથી તે માહીતગાર હતો કે કેમ તે અમે કહી શકતા નથી, પણ લીલાને બીજે દિવસે સાંજે તે હવા ખાવા નીકળ્યો ત્યારે તેણે રસ્તામાં એક સુકાયલા, લાંબા વાળવાળા છોકરાને ઉભો ઉભો રડતો દીઠો. તેનો હાથ ધરી ઇશાનબાબુએ પૂછ્યું, "કેમ રડે છે, બચ્ચા ?"

મોચીરામે જવાબ દીધો નહિ. ઇશાનબાબુએ પૂછ્યું, "તું કોણ છે?"

"મોચીરામ."

"કોનો છોકરો ?"

"બામણનો."

"કયો બ્રાહ્મણ ?"

"ગુડ."

"તારૂં ઘર કયાં ?"

"મોનાપરે."

"તે કયાં આવ્યું ?"

મોચીરામ ભૂગોળ ભણ્યો હોય તો જવાબ આપે કેની? ઇશાનબાબુ તરતજ તેની દુરાવસ્થા સમજી ગયો. "મારી સાથે ચાલ, તને તારે ઘેર મોકલી આપીશ." એમ કહી તે મોચીરામને પોતાને ઘેર તેડી ગયો. મોચીરામે હાથ પહોળા કરી સ્વર્ગ વધાવી લીધું. ઇશાનબાબુએ તેની ખાવાપીવાની અને રહેવાની ઉત્તમ સગવડ કરી.

પણ મોનાપરાનો કંઇ પત્તો લાગ્યો નહિ એટલે મોચીરામ ઇશાનબાબુનેજ માથે પડ્યો. મફતનું ખાવાનું, મસીદમાં સુવાનું, અને કોઇ કહેનાર પુછનાર—કાન ચીમળાવનાર—મળે નહિ, એટલે મોચીરામે પણ ઘેર જવાની પંચાત છોડી દઇ ઇશાનબાબુના ઘરમાંજ 'અઠે દ્વારકા' કરી ધામો નાંખ્યો.

ઇશાનબાબુની રજા પૂરી થઇ—સહકુટુંબ કર્મસ્થળે જવાનું હતું. મોચીરામને પણ સાથે લઈ જવો પડ્યો. કર્મસ્થળે જઇને પણ ઇશાનબાબુએ મોનાપરાની તલાશ કરી, પણ કંઇ પત્તો લાગ્યો નહિ. મોચીરામ પણ આ સુખ છોડી ઘેર જવા આતુર નહોતો—જોકે એક વાત તેને ગમી નહિ. ઇશાનબાબુએ કહ્યું, "બાપુ, જ્યારે તું સાથેજ પડ્યો છે તો નિશાળે જા અને કંઇ ભણ. અહિં ઘરમાં બેસી રહીને શું કરશે ?" ઇશાનબાબુએ તેને નિશાળે મુક્યો.

ઘણા દિવસ સુધી મોચીરામની કંઇ ખબર મળી નહિ એટલે તેની મા તેની શોધમાં રડારોળ કરતી ગામેગામ રખડી. નિરાશ થઇ તેણીએ આહારનિદ્રા તજ્યાં. આહારનિદ્રા ત્યાગથી અશક્ત થઇ, અશક્તિથી માંદી પડી અને માંદી પડવાથી મરી ગઇ.

---

## પાંચમું પ્રકરણ.

આ તરફ ઇશાનમંદીરે સુબિરાજમાન જશોદાનંદન શ્રી શ્રી મોચીરામ શર્મા માને પૂરેપૂરી ભૂલી ગયા. જો કોઇ વાર પણ મા યાદ આવતી તો તે જમતી વખતે. ઇશાનબાબુને ઘેર ફુલેલા મલ્લિકા ફુલ જેવો મઘમઘતો ભાત, ગાયનું દાણાદાર ઘી, મસાલેદાર તમતમતી માછલી અને પૃથ્વી જેવા ગોળ રસગોળા ભાણામાં જોઇ મોચીરામ મનમાંજ કહેતો, "મા શું રાખ ખવડાવતી હતી !" ફક્ત આ વેળા મા યાદ આવતી, બીજી વખતે નહિ.

મોચીરામનો ગ્રામ્યશાળાનો વિદ્યાભ્યાસ સમાપ્ત થયો—અર્થાત્ ગુરૂમહાશય ઉવાચ, "સમાપ્ત થયો છે." અમે નથી કહેતા કે મોચીરામમાં કોઇ ગુણ નહોતો; તેમ હોત તો આ ઇતિહાસ લખવા બેસતે નહિ. આગળ કહી ગયા છીએ કે મોચીરામનો કંઠ મધુર હતો—ગુણ નંબર એક. ગુણ નંબર બે—મોચીરામના અક્ષર ઘણાજ સરસ, મોતીના દાણા જેવા. બસ. બીજા કોઇ ખાસ ગુણ નહોતા. ઇશાનબાબુએ મોચીરામને અંગ્રેજી નિશાળે મોકલ્યો.

મોચીરામ ઉમરે મોટો હોવાથી અંગ્રેજી નિશાળે જઇ તે પીડામાં પડ્યો. માસ્તરો બનાવે, નાના છોકરાઓ ખડખડ હસે. મોચીરામ ચીડવાય,

ભણવામાં ધ્યાન આપે નહિ. એટલે માસ્તરોએ પણ હારીને અધિકારીનો રસ્તો લીધો. કાને ફરીથી ચીમટા દેવાવા લાગ્યા. કાન પાછા સુઝયા અને હિંગળોકીયા બન્યા. ચીમટા ઉપરથી તમાચા, મુક્કા, ધુસ્સા, સોટી અને છેવટે લાત સુધી વાત પહોંચી. ઇશાનબાબુને ત્યાંની ગરમાગરમ માછલીને જોરે મોચીરામ આ બધું નિર્વિવાદ હજમ કરી શકયો.

આ રીતે એક તરફ માછલી અને બીજી તરફ માર ખાતાં ખાતાં મોચીરામે પાંચસાત વર્ષ નિશાળમાં કાઢી નાંખ્યાં. ઇશાનબાબુએ હવે તેને નિશાળેથી ઉઠાડી લીધો. ઇશાનબાબુની દયા અપાર હતી. મેજીસ્ટ્રેટ સાહેબ આગળ તેનું સારું ચલણ હતું. મોચીરામના અક્ષર પણ સારા હતા. લાગવગ અને યોગ્યતાનો ભેટો થયો અને મોચીરામ માસીક રૂપીઆ દશના પગારથી સાહેબની આફીસમાં કારકૂન બન્યો. ઇશાનબાબુએ કહ્યું, "ખબરદાર, લાંચ બાંચ લીધી તો તું તારી વાત જાણે." પણ મહાશય મોચીરામ શર્માએ પહેલેજ દહાડે એક હુકમની નકલ ચોરીથી કરી આપી ચાર આના હાથ કર્યા અને સાંજ પડતાંજ પડોસની એક વેશ્યાના ચરણકમળમાં તે પાવલી ભેટ કીધી !

ઇશાનબાબુ હવે ઘરડો થયો હતો એટલે થોડા દિવસ પછી પેન્શન લઇ નોકરીમાંથી ફારેગ થયો. મોચીરામને ત્યાં મૂકી તે સહકુટુંબ દેશ ચાલી ગયો. અત્યાર સુધી મોચીરામ ઉપર ઇશાનબાબુનો ધાક હતો. હવે તે સ્વતંત્ર થયો—તેનાં પાસાં પોબાર પડયાં.

---

## છઠ્ઠું પ્રકરણ.

પોબાર—મોચીરામ જીલ્લો લૂટવા લાગ્યો. શરૂઆતમાં તો લોકો પાસે સમજીસૂઝીને પાનપાવલીજ કઢાવતો. ધીમેધીમે દાવ નાંખતાં શીખ્યો. ફેલુ શેખનો પાક જમીનદાર કાપી લેવાની તજવીજમાં હતો. તેણે અરજી કરી હતી કે સાહેબ કૃપા કરી પોલીસને હુકમ કરે તો તેની ગરીબની મીલકતનું રક્ષણ થાય. સાહેબે હુકમ કર્યો, પણ પરવાનો લખાતો નહોતો. પરવાનો લખવો મોચીરામને હાથ. પરવાનો પહોંચતાં ઢીલ થાય તો પાક ખેતરમાં રહે તેમ નહોતું. ફેલુએ મોચીરામને એક, બે, ત્રણ, ચાર અને છેવટે પાંચ રૂપીઆ આપવા કહ્યું—તરતજ

પરવાનો બહાર નીકળ્યો. તે દિવસોમાં મેજીસ્ટ્રેટો જુબાની પોતાને હાથે લખતા નહોતા—એક એક ખૂણે બેસી એક એક કારકુન ઘુસપુસ કરી પૂછી લે અને મરજીમાં આવે તે ચીતરી કાઢે. સાક્ષી બોલે કંઇ અને મોચીરામ લખે કંઇ. મુકદમો જોઇ સાક્ષી પાસે ચારઆના, આઠ-આના કે રૂપીઓ કઢાવે. વખત જોઇ મોચી પાસાં ફેંકે. વધારે પૈસા મળે તો બધું ઉલટું પણ લખી કાઢે. આ પ્રમાણે જાતજાતના ફંદ કરી મોચીરામ પૈસા કમાવા લાગ્યો—બધાજ કારકુનો એ પ્રમાણે કમાણી કરતા હતા, પણ મોચીરામ સૌથી વધારે નફ્ફટ બન્યો હતો—એટલે સુધી કે કોઇ કોઇવાર તો લોકના ખીસ્સામાં હાથ ઘાલીને પણ પૈસા કાઢી લેતો.

ગમે તેમ હો, થોડા દિવસમાંજ મોચી મોટો માણસ થઇ ગયો—કોણ મોચી નથી થતો? પેલી પાપી પડોસણ હવે સોનાના ઘરેણાંથી મ્હાલવા લાગી. તંબાકુ, ભાંગ, ગાંજો, ચરસ, અફીણ, દારૂ—નામ લેવા જોગ અને નામ નહિ લેવા જોગ—બધાજ મોચીરામનું ઘર રાતદિવસ પ્રકાશમય અને ધૂમમય કરવા લાગ્યા. મોચીરામનો ચ્હેરો ફરી ગયો—તેનો રંગ જાપાની પીળાશ છોડી દિલ્હીગરી રતાશ ઉપર પહોંચ્યો. કપડાં નવાં નવાં શીવડાવ્યાં—સફેદ, કાળા, લાલ, બલુ, ગુલાબી વગેરે તરેહવાર રંગના વસ્ત્રથી મોચીરામ રંજીત. રાતદિવસ માથે કામિનિયા, હોઠ ઉપર તાંબુલનો રંગ—કંઠે ખ્યાલ અને ટપ્પા. જેમાંતેમાં મોચી-રામનાં "પડ પાસાં પોબાર!"

ભૂલ થાય ત્યારે સાહેબ ખીજવાય. મોચીરામ જબરો બણુચક, કોઇ કામ તેનાથી પાધરૂં થાય નહિ અને ઉપરથી દુર્જય લોભ—એટલે જ્યારે ત્યારે સાહેબની ગાળ ખાય. સાહેબ ભારે મીજાસી—આફીસમાં મોચીરામ ઉપર કાગળીઆં છૂટાં ફેંકે અને ટિફિન લેતો હોય તે વખતે પાઉં બિસ્કોટ પણ છૂટાં મારે. પણ અંદરખાનેથી સાહેબ દયાળુ હતો—નહિતો મોચીરામ લાંબો વખત ત્યાં ટકતે નહિ.

નશીબજોગે તે સાહેબની બદલી થઇ અને તેની જગાએ નવો આવ્યો. ઈંગ્લાંડથી આપણા સંરક્ષણને માટે જે જે રાજપુરૂષોની નિકાસ કરવામાં આવે છે તેમાંના ઘણા ખરા બુદ્ધિમાન અને વિદ્વાન હોય છે

એ વાત ખરી, પણ કોઈકોઈવાર ત્યાંના કોઈ વગવસીલાવાળા ઉમરાવ કે અધિકારીના ગુડ-ફૉર-નથીંગ સગાનેયે ખટાવવાની ખાનતે અહિં ધકેલી દેવામાં આવે છે. નવો આવનાર સાહેબ આ પાછલા વર્ગનો માણુસ હતો.

નવા સાહેબનું નામ Grengerhom. લોકોએ તેનું નામ લખવામાં ગંગારહામ અને બોલવામાં ગંગારામ પાડયું. ગંગારામ સાહેબ પાસે મુકદ્દમો લઈને જાઓ તો તે ડિસમિસ કરે. એમાં બે જાતનું સુખ—એક તો એક લીટીનું જજમેંટ અને બીજું, તે ઉપર અપીલ નહિ. બાકિનાં બધાં કામનો ભાર શિરસ્તેદાર અને હેડકલાર્ક ઉપર હતો. તેઓ કાગળિયાં રજુ કરે અને તેમની સૂચના અનુસાર ગંગારામ સાહેબ છોટી[1] બડી[2] સહી ચીતરી આપે. જેટલા દહાડા ગંગારામ ત્યાં રહ્યો તેમાંથી એકે દહાડો એકે તુમાર તેણે પોતાને હાથે ધકયો નહોતો.

મોચીરામનું કાળુંકાળું, મજબૂત, ચીકણું શરીર જોઈને તેમજ તે જમીનસુધી નીચો વળી ડબલ સલામ કરતો હતો તે ઉપરથી ગંગારામ સાહેબે આવતાંની સાથેજ નક્કી કર્યું કે આખી આફિસમાં એ માણુસ સૌથી લાયક હતો. ગંગારામની એ માન્યતા છેવટ સુધી અચળ રહી—ચળવાનું કંઈ કારણ પણ નહોતું—કારણ, સાહેબ જાતે કામકાજની કંઈ ખબર રાખતો નહોતો. એક દહાડો આફિસનો મીર મુન્શી મીરઝાં ગુલામ કાદર ખાન સાહેબ દુનિઆદારી નામાકિક સમજી મરી ગયો. વળતે દિવસે સાહેબે મોચીરામને બોલાવી તેની જગાએ નીમ્યો. મીર મુન્શીનો પગાર ત્રીસ રૂપીઆ—પણ પગારને કયાં આગ લગાડો છો? જગા લોહીથી ભરેલી. જળોની માફક મોચીરામ ત્યાં લોહી સંગ્રહ કરવા લાગ્યો.

તેમાં ખોટું શું? 'અજરામરવત્ પ્રાજ્ઞો વિદ્યામર્થં ચ ચિંતયેત્.' બેઉ કામ એક જણુથી બને નહિ—દાયોજીનીસથી માંડીને દર્પનારાયણુ પ્રતિવૂંક સુધી કોઈથી બન્યાં નથી. વિદ્યાચિંતા કરવા જેટલી મોચીરામની શક્તિ નહોતી. માટેજ વિષ્ણુશર્માની સલાહ પ્રમાણે મોતનો ભય છોડી

---

1. Initials. 2. આખી.

હજી તે અર્થચિંતામાં પડયો. જો 'હિતોપદેશ' અધ્યયન કરવા જોગ હોય, જો આજે વીસમી સદીમાં વિષ્ણુશર્માનું એ પુસ્તક પુજ્યપાત્ર હોય, તો મોચીરામ પ્રાજ્ઞ, અને આ દેશના બધાએ મોચી પ્રાજ્ઞ.

વિષ્ણુશર્મા ભારતવર્ષનો માકિયાવેલી, ચાણુકય ભારતનો રૂશ-ફુકેલ. જેમણે એમનાં પુસ્તો નિશાળમાં બાળકોને ભણાવવા માટે નિયત કર્યાં છે તેઓ જો સપાટામાં આવે તો દર્પનારાયણ તેમને નેતરની સોટીનો સ્વાદ ચખાડવા આતુર છે.

---

## સાતમું પ્રકરણ.

એ ત્રણ વર્ષ મોચીરામે મીર મુન્શીગીરી કીધી—પછી કલેકટરીની પેશકારી ખાલી પડી. પેશકારીનો પગાર પચાસ રૂપીઆ, બાજી આવકની તો વાતજ નહિ. મોચીરામને મન થયું કે કપાળ ઠોકી એકવાર અરજી કરી જોઉં.

તે દિવસોમાં કલેકટર અને મૅજીસ્ટ્રેટ જુદા જુદા માણસો હતા. કલેકટરનું નામ હોમ સાહેબ. સ્વભાવે તે ઠીક હતો, પણ મોટાઇ ભારી. મોચીરામને બીજી કોઇ આવડત નહોતી, પણ સાહેબનો મીજાસ પારખી જાણતો હતો—વાંદરભેજામાં એ બુદ્ધિ ઘણું કરીને હોય છે.

દર્પનારાયણ પૂછે છે, "વાંદરો કોણ? મીજાસ પારખી જાણે તે કે જેનો મીજાસ પારખવાનો હોય તે? કેળાં ખાય તે કે જે કેળાં ખવડાવે તે?"

મોચીરામે અંગ્રેજીમાં એક અરજી લખાવી—તેનો પોતાનો અભ્યાસ અરજી જાતે લખી શકે તેટલો નહોતો. અરજી લખનારને મોચીરામે સૂચના આપી, "જોજો, ભાઇ, અંગ્રેજી ફક્કડ લખજો અને કોઇ પણ રીતે અરજીમાં 'માઇ લૉર્ડ' અને 'યોર લૉર્ડશિપ' એ શબ્દોનો ભારોભાર ઉપયોગ કરજો." અરજી લખનારે તે પ્રમાણે કર્યું. પછી શ્રી મોચીરામ કપડાં પહેરવામાં રોકાયા. ચારેકોર ઢીલો પાયજામો કાઢી નાંખ્યો અને તેની જગાએ એક સાદું ધોતિયું પહેરી લીધું. આલ્પાકાનો ડગલો ઉંચો મૂકયો અને 'નાનકલાટ'નો ઝબ્બો ચઢાવ્યો. માથે પાઘડીને બદલે ટોપી ઘાલી. વાર્નિશનાં પંપશુ કાઢી નાંખી ચાંચવાળા બોકસી બૂટ પગ સુશોભીત

કર્યાં. આગળથીજ હરપ્રકારે સલામ ભરી, ખુશામત અને કાલાવાલા કરી, ગંગારામ સાહેબ પાસેથી એક ભલામણુ પત્ર લખાવી લીધો હતો. તે પત્ર, અરજી અને ઉપર જણાવેલા સાજ સહીત શ્રી મોચીરામ શર્મા હોમ સાહેબ બહાદુરની હજુરમાં હાજર થયા.

એક ઉંચા કઠેરાવાળા પાંજરાની અંદર ખુરશી તેબલ માંડી હોમ સાહેબે આફીસ કરી હતી. ચારે તરફથી અનેક પાઘડીધારી "ક" ફરી વળ્યા હતા. કોઇ મોટેથી વાત કરતા તો ચપરાશી દાઢી હલાવી તેમને ગાળ દઇ ચૂપ રહેવા કહેતો, સાહેબ બેઠાબેઠા નખ કરડતો હતો અને વચ્ચે વચ્ચે પાસેના કૂતરાને ખોળામાં લઇ પ્યારથી પસવારતો હતો. ગોળનો એક ગાંગડો પડયો હોય અને તેની આસપાસ જેમ હજારોહજાર કીડીઓ ફરી વળે તેજ પ્રમાણે ચાકરીદાતા હોમ સાહેબની આસપાસ પણ ઉમેદવારો ફરી વળ્યા હતા. સાહેબ ઉમેદવારોની અરજીઓ સાંભળી રહ્યા હતો. કંઇક મોટા મોટા અંગ્રેજીનવેશો—ચાંદ અને સ્કોલશિપ હોલ્ડર્સ આવ્યા હતા. સાહેબે તેમને એક વાકય કહીનેજ વિદાય કર્યાં, "I dare say you are well up in Shakespeare, Milton, Bacon and so forth. Unfortunately, we don't want quotations from classical authors in the office, so you can go, Babu." અનેક જણુ માથે શામલા પહેરી, અપ-ટુ-ડેટ બની, ચેન ઝૂલાવતા ઝૂલાવતા આવ્યા હતા, તેમને જોતાંની સાથેજ સાહેબે "I see you are very rich; I want a poor man who can work hard for his bread; you can go," એમ કહી કાઢી મૂકયા. બાકિ રહ્યા મોચીરામ અને તેમના જેવાજ બીજા થોડાક વાંદરા. સાહેબે મોચીરામની અરજી વાંચી હસીને પૂછ્યું, "Why do you call me 'My Lord'? I am not a Lord."

મોચીરામે હાથ જોડી હિંદુસ્થાનીમાં જવાબ દીધો, "બંદાકે માલૂમ થા કિ હજુર લાટ ઘરાણાં હય."

વાત એમ હતી કે હોમ સાહેબને કોઇ લોર્ડ હોમ સાથે દૂરનું સગપણુ હતું, એટલે તેના મનમાં વંશમર્યાદા હમેશ જાગૃત રહેતી હતી.

મોચીરામના જવાબથી રાજી થઇ સાહેબે કહ્યું, "હો શકટા, લોર્ડ ધરેણું હો શકટા. મગર લોર્ડ ધરેણું હોનેસેંઇ લોર્ડ હોટા નાઇ."

ત્યાં ઉભેલા બીજા ઉમેદવારો સમજી ગયા કે મોચીરામનાં પાસાં પોબાર પડ્યાં હતાં. મોચીરામ હાથ જોડી બોલ્યો, "બંદાલોકકે વાસ્તે હજુર લોર્ડ હય."

પોબાર. બીજી બે ચાર વાત પૂછી સાહેબે મોચીરામને પેશકારી ઉપર બહાલ કર્યો.

Struggle for existence. Survival of the fittest ! મોચીની જાતજ જગતમાં ચિરંજીવી !

---

## આઠમું પ્રકરણ.

મોચીરામ બાબુ—હવે તે ખરેખર મોટો બાબુ બન્યો હતો, આજે તેને ખાલી મોચીરામ કહેવાય નહિ—મોચીરામ બાબુ પેશકારી લઇ મોટી ફાંસમાં પડયો. વિદ્યાબુદ્ધિ પેશકારી પાર ઉતારવાં જેટલાં નહોતાં—ગાડું કેમ ગબડાવવું ? પણ કહેવત છે કે "ભાગ્યવાનનો ભાર ભગવાન ખેંચે—" મોચીરામબાબુનો ભાર પણ ખેંચાયો. ભજગોવિંદ ચક્રવર્ત્તિ નામે એક જણ તે આફિસમાં કારકુન હતો. તે બુદ્ધિમાન અને કર્મ્મંઠ હતો. કલેકટરીનું તમામ કામકાજ વારવત્સર ધરીને તે જાણતો હતો, પણ માથે મુરબ્બી નહોતો—ભાગ્ય નહોતું. હજી સુધી જેવો ને તેવોજ બાવાજી બિહારીરામ રહ્યા હતા. તેનો ધરખરચ ચાલતો નહોતો. મોચીરામે તેને હાથ કર્યો. ભજગોવિંદ મોચીરામને ઘેર રહી ખાય, પીએ, પહેરે, ધરકામમાં સહાય કરે, રાતે બાબુ સાથે ઘેર અને બહાર મોજ કરે અને આફિસનું બધું કામ કરી દે. મોચીરામ તેને પૈસાટકા અપાવે. ભજગોવિંદની સહાયથી મોચીરામનું ગાડું મહેશના રથની માફક ગડગડ કરતું ચાલ્યું. હોમ સાહેબ મોચીરામ ઉપર ખુશ થઇ ગયો અને મોચીરામે પણ વિશુદ્ધ પ્રણાલીથી સલામ કરવાનું તથા 'માઇ લૉર્ડ' અને 'યોર લોર્ડશિપ' કહેવાનું ચાલુ રાખ્યું.

મોચીરામ બાબુની આવકની હવે સીમા રહી નહિ. ખુબ પૈસા જમા થયા. ભજગોવિંદે સલાહ આપી, "પૈસા ઉડાવો નહિ, માલમિલ્કત

વસાવો." મોચીરામ કબૂલ થયો, પણ જે જીલ્લામાં નોકરી હોય ત્યાં મિલ્કત ખરીદવાનો નિષેધ. ભજગોવિંદે કહ્યું, "બિનામી ખરીદ કરો." પણ બિનામી કોણ થાય? ભજગોવિંદની ખાટીમીઠી મરજી ખરી કે પોતાના નામ ઉપર મિલ્કત લેવી, પણ તે સૂચના કરવાની તેની હિંમત ચાલી નહિ. આ તરફ મોચીરામ કેથે સાંભળી આવ્યો કે બૈરી જેવું પોતીકું બીજું કોઇ નહિ. એ વાત ઉપર તેને પૂરો વિશ્વાસ થયો કે નહિ તે અમે જાણુતા નથી પણ એટલું તો ખરૂં કે બૈરીને નામે મિલ્કત વસાવવાનું તેને મન થયું. અગાઉ લોકો મિલ્કત દેવને નામે કરતાં હતાં—આજે મિલ્કત દેવીને નામે થાય છે. ઉભય પક્ષે મિલ્કતનો ખરો માલીક તો માત્ર "સેવાયિત"—પરમભક્ત—પાદપદ્મે વિક્રીત. આ રીતે રાધાકાંતની જગાએ રાધામણી અને શ્યામસુંદરની જગાએ શ્યામાસુંદરી મિલ્કતની માલીક બને તે ઠીક છે કે કેમ તે અમે જાણુતા નથી, પણ એક વાત ચોક્કસ છેઃ અગાઉ સેવાયત મંદીરે જતા તો ચરણતુલસીની પ્રસાદી મળતી; આજે પ્રસાદીમાં મળે છે, ચરણ—પાપી મોઢે શું કહીએ?

બૈરીને નામે બિનામી મિલ્કત લેવી ઠીક એ વાત મોચીરામ સમજ્યો, પણ સંકલ્પમાં એક નાનું જેવું વિઘ્ન નડયું—મોચીરામને બૈરી નહોતી. આજસૂધી પરણ્યો નહોતો. ભાડુતી બૈરીનો અભાવ નહોતો, પણ આ કામ ભાડુતીથી ચાલશે કે કેમ તે વિષે પેશકાર મહાશયને સંદેહ હતો. ભજગોવિંદની સલાહ પૂછી, તેણે પણ સમજાવી દીધું કે કોઇ ભળતીને નામે મિલ્કત કરશો તો તે બૈરી અને મિલ્કત બેઉ ગુમાવી બેસશો. માટેજ મોચીરામે દારગ્રહણનો નિશ્ચય કર્યો. કયું કુળ પવિત્ર કરવું તેની શોધમાં હતો ત્યાં ભજગોવિંદે જણાવ્યું કે "મારી એક બ્હેન કુંવારી છે.'' ભજગોવિંદનું પિતૃકુળ ઉજ્વળ કરવામાં મોચીરામને વાંધો નહોતો, એટલે એક દિવસ સાંજે ગોરસ સમયે જામા પીછોડી પહેરી, હાથે સુતર બાંધી, મોચીરામે ભદ્રકાળી નામે ભજગોવિંદની બ્હેનને સૌભાગ્યવંતી બનાવી.

ત્યાર બાદ ભદ્રકાળીને નામે એક પછી એક જમીનદારી લેવાતી ગઇ. એકાએક ભદ્રકાળી જીલ્લામાં મોટી જમીનદારણ થઇ ગઇ.

---

## નવમું પ્રકરણ.

ભદ્રકાળીનાં લગ્ન બાર વર્ષની ઉમરે થયાં હતાં—નશીબ મોચીરામનું, તેમાં આપણે શું કરીએ? બે વર્ષના ગાળા પછી તેણી ચૌદ વર્ષની થઇ! ચૌદ વર્ષની થતાંજ તેણીએ ભજગોવિંદની નોકરી વિષે મોચીરામ ઉપર દૈરાત્મ્ય શરૂં કર્યું. આખરે લાચાર થઇ મોચીરામે તાલતલાવટ કરી શાળાને પ્રોમોશન અપાવ્યું.

એમાં નુકસાન મોચીરામનેજ થયું. ભજગોવિંદને હવે પોતાનું કામ સમાલવાનું રહ્યું એટલે મોચીરામનું કામ કરી દેવા જેટલી તેને ફુરસદ મળતી નહોતી. ભજગોવિંદ સુપાત્ર હોવાથી થોડા વખતમાંજ હોમ સાહેબનો માનીતો થઇ પડયો. મોચીરામના કામમાં ઉણપ આવવા લાગી તે જોવા છતાંએ હોમ સાહેબ આંખવીંચામણાં કરતો. મોચીરામ ભોંયસુધી નીચો વળી સલામ કરતો અને જરાજરામાં 'માઇ લૉર્ડ, માઇ લૉર્ડ'' કરતો તે ઉપરથી હોમ સાહેબ આંધળો બન્યો હતો. મોચીરામ ઉપર તેની મહેરબાની કાયમ રહી.

કમનશીબે થોડા દિવસમાં હોમ સાહેબની બદલી થઇ અને તેની જગાએ રીડ સાહેબ આવ્યો. રીડ સાહેબ બડો ચબરાક માણસ હતો. તેણે તરતજ જોઇ લીધું કે મોચીરામ આવડત વગરનો ગધેડો અને સાથે લાગો જબરો લાંચખોર હતો. મોચીરામને આફિસમાંથી ખસેડવાનો તેણે નિશ્ચય કર્યો. પરંતુ સાહેબ જેટલો ચબરાક તેટલોજ દયાળુ અને ન્યાયી હતો. વાંક હોય તો એ તે કોઇને એકદમ રખડતો કરવા રાજી નહોતો તો પછી વિના વાંકે તે મોચીરામને પાણીચું કેમ આપે? તેને ખબર નહોતી કે મોચીરામે મોટી મિલ્કત ભેગી કરી હતી. એક બે વાર મોચીરામને રજા આપવાનો ઇરાદો જણાવ્યો. મોચીરામે રડમસ થઇ જવાબ દીધો કે "ગરીબ ખાના વગૈર મર જાયગા" એટલે દયાળુ રીડ સાહેબે કંઇ કર્યું નહિ. ત્યાર બાદ તેને ખેરવવા સરખા પગારે આબકારી દરોગાની જગા ઑફર કરી—બીજી પણ નોકરી મોફ્યુસિલમાં આપવા કહી. પણ મોચીરામ આંખમાં પાણી લાવી બોલ્યો, "મારી તબીઅત ઠીક નથી. મોફ્યુસિલમાં જતાંજ મરી જઇશ. મારી ઉમ્મર હજુરના ચરણકમળ પાસે રહેવાની છે."

રીડ સાહેબ લાચાર થયો. આખરે તેને એક યુક્તિ સૂઝી—મોચીરામને ડીપોટી કલેક્ટર બનાવવા સરકારને રિપોર્ટ કર્યો. હોમ સાહેબ તે વખતે બંગાળ સરકારનો સેક્રેટરી હતો—રિપોર્ટ તેના હાથમાં પહોંચતાંની સાથેજ મોચીરામની ડીપોટી બહાદુરના ઓધ્ધા ઉપર નીમણુંક થઇ ગઇ !

---

## દશમું પ્રકરણ.

મોચીરામને માથે વજ્રાઘાત થયો. પેશકારીમાં લાંચ ખાઇ પૈસો ભેગો કરવાની ખુબ મઝા પડતી હતી—અઢીસો રૂપીઆની ડીપોટીગીરીમાં તેનું કેમ પૂરૂં થાય? તેણે વિચાર કર્યો, "ડીપોટીની જગા ના પાડીશ તો રીડ સાહેબ નક્કી સમજશે કે લાંચને લોભે મોચીરામ પેશકારી છોડતો નથી, અને કદાચ પાણીચું પકડાવી દેશે, તો નકામો રખડી મરીશ." અગત્ય મોચીરામે ડીપોટીગીરીનો સ્વીકાર કર્યો.

ડીપોટીની ખુરશી ઉપર ગોઠવાયા પછી જે પહેલવહેલો કાગળ સહી થવાને આવ્યો તે મોચીરામે વાંચી જોયો. તેમાં લખ્યું હતું, "શ્રીયુક્ત બાબુ મોચીરામ ગુડ, રાય બહાદુર, ડીપોટી કલેકટર." પહેલાંતો આ વાંચી મોચીરામ રાજી થયો, પણ પછી કંઇક શરમની લાગણી થવા લાગી. જે કારકુને કાગળ તૈયાર કર્યો હતો તેને બોલાવી કહ્યું, "ભાઇ, 'ગુડ' ના લખો. ખાલી 'મોચીરામ રાય બહાદુર' લખવાને હરકત નથી. હું 'ગુડ' ખરો પણ મારો ખેતાબ 'રાય' છે. આજસુધી સ્થિતિ એવી નહોતી એટલે 'રાય' ખેતાબ હું લખતો નહોતો. હવે 'ગુડ'ની જરૂર નથી તેમ 'રાય'ની પણ જરૂર નથી. ખાલી 'મોચીરામ રાય બહાદુર' લખ્યું એટલે બસ." કારકુન ઇસારો સમજી ગયો. ઉપરીનું મન રાખવાનું કોને મન નહિ થાય? તેણે બીજી નકલ તૈયાર કરી તેમાં લખ્યું, "બાબુ મોચીરામ રાય, રાય બહાદુર," મોચીરામ તે જોઇ કંઇ બોલ્યો નહિ, ગુપચુપ સહિ કરી દીધી. તેદહાડાથી મોચીરામ "રાય" કહેવાવા લાગ્યો. કોઇ લખે "મોચીરામ રાય બહાદુર" તો કોઇ લખે "રાય મોચીરામ રાય રાય બહાદુર!" "મોચીરામનું એક દુઃખ ટળ્યું—'ગુડ' અટકથી તે બહુ નારાજ હતો,

હવે તે બળી ગઈ. પણ લોક તેની ગેરહાજરીમાં કહેતા, "ગુડનો દીકરો" અથવા "ગુડ દીપોટી." ઉપરથી નિશાળના છોકરાંઓ કવિતા ગાઈ સંભળાવતાં:-

"ગુડની ગાગરે હાથ ઘાલો,
સારૂં નરસું કંઇ ન ભાળો."

કોઈ કહેતાં—

"ધૂળ માટીથી ખુશી નઈ,
એ ગુડ તારી નાગરી કઈ?"

મોચીરામ તેમને મારવા દોડયો. તેઓ ચાળા પાડી હાથના અંગુઠા દેખાડી મોટેથી કવિતા ગાતાં ગાતાં નાશી ગયાં. નફામાં મોચીરામ ઠોકર વાગવાથી પડી ગયો—છોકરાંઓની ગમ્મતનો પાર રહ્યો નહિ. આખરે નિશાળના છોકરાંઓને દર માસે મીઠાઇ ખવડાવવાનો બંદોબસ્ત કરી આપી મોચીરામ આ દુઃખમાંથી છૂટયો.

બજારની વાત બાજુએ રહી, પણ સાહેબલોકમાં તો મોચીરામની બહુ નામના થઇ. વર્ષોવર્ષ રિપોર્ટ થવા લાગ્યા કે આવો સુયોગ્ય ડીપોટી બીજો કોઈ નહોતો. આ નામના થવાનાં કારણ:-

પહેલું: મોચીરામ ગુડ મૂર્ખ, માટેજ સાહેબલોકનો માનીતો;

બીજું: મોચીરામ અંગ્રેજી બહુ સાધારણ જાણતો હતો. જેઓ ફાંકડું અંગ્રેજી જાણવાનો ફાંકો રાખતા હતા તેઓને ચૂપ કરવાને સાહેબલોક કહેતા, મોચીરામ અંગ્રેજીમાં સુશિક્ષીત હોવા છતાં પાંડિત્યાભિમાની નહોતો. તેના જાતભાઇઓએ તેનો દાખલો લેવો જોઇએ.

ત્રીજું: મોચીરામ સામે થતો નહોતો. સાહેબો અપમાન કરે તે પણ સન્માન સમજી વધાવી લેતો. એકવાર તે કમીશ્નર સાહેબને મળવા ગયો હતો. મેમસાહેબ સાથે ઝગડો થયલો હોવાથી સાહેબ તે વખતે મીજાસ બરખેલાફ હતો. મોચીરામના આવવાની ખબર મળતાંજ તે બૂમ મારી ઉઠયો, "નીકાલ દો શાલાકો." બહાર ઉભેલા મોચીરામે તે સાંભળી ત્યાંથીજ બે હાથે સલામ કરી કહ્યું, "બહુત ખુબ, હજુર. હમારા બહિનકો ખોદા જીતા રાખે!"

ચોથું: ખુશામતમાં મોચીરામ અજોડ હતો. તેના અનેક દાખલાઓ આપી ગયા છીએ.

પાંચમું: મોચીરામ ડીપોટીના હાથમાં સાધારણ નાનાં નાનાં કામો હતાં—અગત્યનું કામ કોઇ નહોતું. નાના મુકદમાંમાં કાયદાકાનુનની બહુ જરૂર નહોતી તેમ મોચીરામને કાયદાકાનુનનું ઝાઝું ભાન પણ નહોતું—મોં જોઈ ચુકાદો ચીતરી કાઢતો—અરજી વાંચવાની કે બચાવ પુરાવા લેવાનીએ તસ્દી લેતો નહોતો. કામ આટોપવાની તેની ઝડપ જોઇ સાહેબો 'ધન્ય ધન્ય' કહેવા લાગ્યા.

વાત ઉડી કે મોચીરામની કોઇને કોઇ મોટા ઓધ્ધા ઉપર નીમણુંક થવાનો સંભવ હતો. તે સાંભળી કેટલાક અદેખાઓ કહેવા લાગ્યા, "વળી મોટો ઓદ્ધો ? એને છ પગ છે કે શું ?"

દુર્ભાગ્યે આ વખતે ચટ્ગ્રામની કલેકટરીમાં કંઇ ધોટાળો થયો. તે દૂર કરવાને કમીશ્નરે એકભારે બાહોશ ડીપોટી કલેકટરની માગણી કરી. બોર્ડે કહ્યું, "બાહોશ ડીપોટી ? તે તો મોચીરામ સિવાય બીજો કોઇ જણાતો નથી—તેનેજ ચટ્ગ્રામ મોકલી આપો. સરકારે તે વાત મંજુર કરી મોચીરામની ચાટિગામ બદલી કીધી.

ખબર મળતાં મોચીરામને લાગ્યું કે આ વખતે નોકરી છોડવી પડશે. તેણે સાંભળ્યું હતું કે ચાટિગામ જનાર લોક માંદાં પડી મરી જતાં હતાં. એ પણ સાંભળ્યું હતું કે ચાટિગામ જતાં દરિઓ ઓળંગવો પડતો હતો—એક દિવસ અને એક રાતનો લાંબો રસ્તો; એટલે બધે દૂર કેમ કરી જવાય ? વિશેષે ભદ્રકાળી—ભદ્રકાળી તે વખતે પુર જોબનમાં, તેણી—એ કહ્યું, "હું કોઇપણ કાળે ચાટિગામ આવીશ નહિ તેમ તમને યે જવા દઇશ નહિ. તમે જો જશો તો હું ઝેર ખાઇ મરીશ." એમ કહી ભદ્રકાળી એક તપેલી લઇ આમલી ઘુંટવા બેઠી—ભદ્રકાળીને આમલી બહુ ભાવતી. મોચીરામે કહ્યું, "એ બહુ ખાટી છે, એ તો ઝેર !" તે સાંભળી ભદ્રકાળીને ઘુંટવાનું શુર છૂટયું. મોચીરામ "હાં, હાં." કરતો ના કહેવા લાગ્યો તે ઉપર ધ્યાન નહિ આપતાં "આજ ઝેર ખાવાની" કહી મીઠું અને ખાંડ નાંખી આમલીનું પાણી તૈયાર કરી તે અચ્છેરેક ભાનમાં રેડી દીધું. મોચીરામે આંખમાં આંસુ લાવી

સોગંદ ખાઇ ખાત્રી આપી કે "ચાટિગામ નહિ જાઉં." ભદ્રકાળીએ કંઇજ સાંભળ્યું નહિ અને આમલીના પાણીવાળો બધો ભાત ઝટઝટ હોજરીમાં પધરાવી ઝેર ખાવાનું કાર્ય સમાપ્ત કર્યું ! મોચીરામે તેજ વખતે નોકરીનું રાજીનામું મોકલી દીધું.

---

## અગીઆરમું પ્રકરણ.

ચાકરી છોડી દઇ મોચીરામે ભદ્રકાળીને કહ્યું, "પ્રિયે," (રાસલીલા વખતે મોઢે કરેલાં આવા કેટલાક શબ્દો તેને યાદ રહી ગયા હતા અને તેનો તે છૂટથી ઉપયોગ કરતો હતો) "પ્રિયે, આટલો બધો પૈસો છે પણ આપણે લાયકનું આપણું પોતાનું ઘર નથી. એક ઘર જેવું ઘર લઇએ તો કેમ ?"

"મોટાભાઇ કહે છે કે અહિં ઘર વસાવશો તો લોક કહેશે કે લાંચ ખાઇ પૈસાદાર થયા છો," ભદ્રકાળીએ જવાબ દીધો.

"અહિંઆંજ ઘર લેવું જોઇએ એવું કંઇ નથી," મોચીરામે કહ્યું, "અહિં પેટ ભરીને મોટાઇ થઇ શકશે નહિ. આપણે બીજે કોઇ ગામ જઇ રહીશું."

ભદ્રકાળી કબૂલ થઇ, પણ પોતાના પીએરના ગામમાં જઇ વસવાની ભલામણ કરી. ખરૂં પૂછો તો બીજા કોઇ ગામની તે બિચારીને ખાસ ખબર પણ નહોતી.

મોચીરામે નમનતાઇપૂર્વક આ વાતમાં વાંધો લીધો. તેણે સાંભળ્યું હતું કે મોટા લોક કલકત્તે જઇ વસવાટ કરતા હતા. તે પોતે પણ મોટો માણસ હતો. કલકત્તાજ તેના નિવાસ માટે યોગ્ય સ્થાન હતું. આ અભિપ્રાય તેણે પત્નિ આગળ જાહેર કર્યો. હવે ભદ્રકાળીનો કોઇ મામો એક વાર કાલીઘાટે પુજા માટે ગયો હશે તે સાથેસાથે કલકત્તા શહેર પણ જોઇ આવ્યો હતો. તેણે ઘેર પાછા ફરી વાત કીધેલી કે કલકત્તામાં કુળવાન સ્ત્રીઓ પણ બનીઠનીને જાહેર રસ્તા ઉપર છડેચોક ફરતી હતી. તે દહાડથી ભદ્રકાળી કલકત્તાને પૃથ્વિ ઉપરનું સ્વર્ગ સમજતી હતી. તેણી પાસે પુષ્કળ દરદાગીના હતાં. તે પહેરી જાહેરમાં

ફરીએ અને બધા લોકના જોવામાં તે આવે તોજ તે વચ્ચાલંકારનું સાર્થક થાય એમ તેણીનું માનવું હતું. ભદ્રકાળીએ તેજ વખતે કલકત્તે જઇ ઘર માંડવાની વાત મંજુર કરી.

આ વિચાર સ્થિર થયો એટલે ભજગોવિંદ રજા લઇને ઘર ખરીદ કરવા આગળથી કલકત્તે ગયો. ઘરની કીંમત સાંભળી બાબુગીરી કરવાની મોચીરામની હોંસ કંઇક કમી થઇ. ગમે તેમ હો, પૈસાની ખોટ નહોતી —હવેલી વેચાતી લેવાઇ. યથાકાળે મોચીરામ અને ભદ્રકાળી કલકત્તે જઇ પહોંચ્યાં અને નવા મકાનમાં બિરાજમાન થયા.

---

## બારમું પ્રકરણ.

કલકત્તા આવી ભદ્રકાળીએ જોઇ લીધું કે પોતાની મનસ્કામના પૂરી થાય એવો ત્યાં જરાએ સંભવ નહોતો. આબરૂદાર સ્ત્રીઓ છડેચોક બહાર ફરતી હતી એ વાત તો બાજુએ રહી પણ ઉલટી ગામડાની સ્ત્રીઓ કરતાં પણ તેઓ વધારે કઠણ કારાગારમાં પૂરાઇ રહેતી જણાઇ. જેઓ જાહેરમાં ફરી રાજમાર્ગ કલંકિત કરતી હતી તેમની સોબત કરવાની ભદ્રકાળીને ઇચ્છા નહોતી. આ કારણથી તેણીનું કલકત્તે આવવું વ્યર્થ થયું—અધૂરામાં પૂરું, તેણીના શરીર ઉપરનાં ઘરેણાંના ઘાટ જોઇ કલકત્તાની સ્ત્રીઓ મશ્કરી કરવા લાગી. ભદ્રકાળીનો ઘરેણાંનો ગર્વ જતો રહ્યો.

પણ મોચીરામનું કલકત્તે આવવું વૃથા થયું નહિ. તે રોજ ગાડી કરી બજારમાં જતો અને જે જુવે તે ખરીદ કરતો. બાબુજી નવા છે તે જોઇ દુકાનદારો પણ પાંચ રૂપીઆની ચીજના દોઢસો માગી બેસતા અને કોઇપણ રીતે પચાસથી ઓછા મળે તો ચીજ વેચવાની સાફ ના કહી દેતા. ધીમે ધીમે મોચીરામનું નામ ભરપૂર ભરેલા મધપૂડા તરીકે પંકાઇ ગયું. આસપાસના બધા વાંદરા મધ લુટવા નીકળી પડયા. જુગારી, દારૂડીઆ અને પરવારતાઓ ફક્કડ ધોતીઆં, ચાદર, જોડાં, લાઠી ઇત્યાદિથી શરીર શણગારી, બાળ હોળી, બાબુજી સાથે સંભાષણ કરવા આવવા લાગ્યા. તેમને કલકત્તાના મોટા મોટા બાબુ સમજી મોચીરામે પણ તેમનો ખુબ આદરસત્કાર કરવા માંડયો. તેમણે પણ મોચીરામ સાથે દોસ્તી

ફરી તેના દિવાનખાનામાં અડ્ડો જમાવ્યો. બીડીઓ તાણે, છાપા વાંચે, દારૂ પીએ, પાનાં રમે, વાજાં વગાડે, ગાયન ગાય, પુલાવ ઉડાવે અને બાબુને જોઇતી ચીજો બજારમાંથી લાવી આપે—રૂપીએ બાર આના પોતાના ખીસ્સામાં મૂકે અને બાબુજીને સમજાવે કે અમારી લાગવગને લીધે ચીજ બહુ સસ્તામાં મળી છે! ઉભય પક્ષના સુખની સીમા રહી નહી.

જે ગળીમાં મોચીરામે ઘર લીધું હતું તેજ ગળીમાં એક પહેલા નંબરનો ઉઠાઉગીર રહેતો હતો. તેનું નામ રામચંદ્ર દત્ત. રામચંદ્ર બાબુ પહેલા નંબરનો ઉઠાઉગીર—જેન્ટલમેન લોફર, ખાલી બ્રાન્ડિ કે કટલેટને લોભે કોઇની પાછળ પડે તેવો નાનો માણસ નહોતો. તેનું ત્રણ મજલાનું મકાન પથ્થર, સાગ, કાચ અને ગાલીચા વડે ફુલથી ભરેલી વાડી જેવું સુશોભીત હતું; તેના દરવાજા ઉપર અનેક દરવાનો પટો પહેરી ચલમ ફૂંકતા બેસી રહેતા; તબેલામાં સંખ્યાબંધ ઘોડાઓનાં પગલાંનો અવાજ સંભળાતો; ત્રણ ગાડી, સોનાનો હુક્કો અને હીરાબંધ બેરીનો તે માલીક હતો. તોપણ તે જુગારી હતો—આ બધી સંપતિ જુગારમાંજ તેણે મેળવી હતી. તેણે જ્યારે સાંભળ્યું કે ભારોભાર પૈસા લાધેલો એક ગમાર ગધેડો પડોસમાં આવી ચરતો ફરે છે ત્યારે તેને ગધેડાની દયા આવી અને તેનો પૈસાનો ભાર ઓછો કરવાનું મન થયું. અહા! અજ્ઞાન પશુ! એટલો બધો ભાર તે કેમ ખેંચી શકે? બોજો હલકો કરી તેના ઉપર ઉપકાર કરવોજ જોઇએ!

પહેલાં તો તેણે મોચીરામ સાથે ઓળખાણ પીછાણ કરવાની વેતરણ કરી. રામચંદ્ર દત્ત મોટો માણસ, મોચીરામને ઘેર તે પહેલો જાય નહિ. ઇસારો મળતાં એક મળતિયાએ મોચીરામને કાને વાત નખી કે રામચંદ્ર બાબુ કલકત્તાનો એક આગેવાન માણસ હતો અને પડોસમાંજ રહેતો હતો. મોચીરામે તેમને મળવા જવું જોઇએ. મોચીરામ તેને ઘેર ગયા.

ધીમે ધીમે બેઉ વચ્ચે ઓળખાણ વધી. એક બીજાને ઘેર જવા આવવા લાગ્યા અને વારંવાર જવા આવવાથી બેઉ વચ્ચે ગાઢી દોસ્તી થઇ ગઈ. રામચંદ્રબાબુને એજ જોઇતું હતું. તે ચતુર, મોચીરામ મૂર્ખ. મોચી ગામડીઓ, તે શહેરી. થોડાવારમાં મોચીરામ-માછલી જાળમાં સપડાઇ. રામચંદ્ર સાથે બંધુત્વ થયું.

રામચંદ્ર મોચીરામને મુરબ્બી બન્યો, શહેરી જીવનવ્યાનિર્વાહનો શિક્ષાગુરૂ થયો.

---

## તેરમું પ્રકરણ.

તે નાગરીકજીવનનિર્વાહે મોચીરામનો શિક્ષાગુરૂ—કલકત્તારૂપી ગૌચારણભૂમિમાં તેનો રખેવાળ. કાળીઘાટથી ચિત્પુર સુધી જ્યારે મોચીરામ—બળદ સુખનું ગાડું ખેંચતો જાય ત્યારે રામબાબુ તેનો ગાડીવાન; દોસ્તીરૂપી રેંકલામાં આ ખોડા બળદને જોડી રામચંદ્ર બાબુએ પાકા કોચમેનની માફક નરમગરમ ચાબુક લગાવી કાઢ્યા. તેના હાથમાં ધીમેધીમે ગામડાનો વાંદરો શ્હેરી વાંદરો બની ગયો. કેવી જાતનો વાંદરો તે તેના લખેલા કાગળનો એક ભાગ નીચે આપ્યો છે તે ઉપરથી માલમ પડશેઃ—

"તમારા પુત્રના વિવાહની વાત સાંભળી રાજી થયો છું. પૈસાની સગવડ થઇ શકે તેમ નથી માટે માફ કરજો. બે ગાડી લીધી છે, એક બ્રુહામ, એક બ્રૅાનબરી. એક આરબ જોડી પાછળ રૂ૦ ૨૨૦) લાગ્યા છે. છબી, આયના, કાર્પેટ વગેરેમાં બહુ પૈસા ખર્ચાયા છે. કલકત્તામાં આટલો બધો ખર્ચ થાય છે તે જાણુતે તો અહિં આવતે નહિ. ત્યાં સાત રૂપીઆમાં મારો એક ડગલો કાપડ અને સીલાઇ સાથે થતો; અહિં એક કોટના પાંસેઠ રૂપીઆ પડયા છે. થાળી, વાડકા, જામ વગેરે વાસણની વાત કરતો નથી, એ સટ ટેબલને માટે. વરકન્યાને મારા તરફના આશિર્વાદ આપજો."

આ થયું વાંદરપણું નંબર વન. તે ઉપરાંત કલકત્તામાં જે કોઇ જરાપણ જાણીતા હોય તેમને ઘેર રામચંદ્ર બાબુની પાછળ પાછળ જવાનું શરૂ કીધું. કોઇ નામજાદો બાબુ પોતાને ઘેર આવતો તો જન્મ સાર્થક થયલો માનતો. કેવી રીતે આવે તેની તજવીજમાં રહેતો. આવાં આચરણથી, રામબાબુની સહાયથી, કલકત્તાના બધા બડેખાંઓ જોડે તેને ઓળખાણ થઇ. પૈસાનું બધે માન, મોચીરામ પાસે પૈસા હતા એટલે બધી જગાએ તેનું માન વધ્યું.

પછી મોચીરામે કલકત્તાના અંગ્રેજ લતા ઉપર આક્રમણ કર્યું. રામચંદ્ર બાબુની ઓળખાણે નાનામોટા અંગ્રેજોને ત્યાં આવજા કરતો થયો.

ઘણી જગાએ ઝાડુ અને લાત ખાધાં, કોઇ કોઇ જગાએ મીઠી વાત સાંભળી. બધે એક ખાસ્સા જમીનદાર તરીકે જાણીતો થયો.

ત્યારબાદ બ્રિટિશ ઇંડિઅન એસોશિએશનમાં ઘુસ્યો. નામ નોંધાવી વરસો વરસ પૈસા આપવા લાગ્યો. રામબાબુ મહામહિમ મહાસભાની "એક મોટી તોપ" જેવો ગણાતો હતો. જ્યાં જ્યાં તે તોપ જતી ત્યાં ત્યાં આ નાની મોચી પિસ્તોલ પાછળ પાછળ ઘસડાતી. ધીમે ધીમે પિસ્તોલ મોં ખોલી ફાટફુટ થવા લાગી. મોચીરામ બ્રિટિશ ઇંડિઅન સભાનો એક મોટો વક્તા થઇ બેઠો. તેનાં ભાષણો દમ વગરનાં હતાં, પણ છાપામાં તેના જે રિપોર્ટ આવતા હતા તે જુદાજ પ્રકારના હતા. મોચીરામ પોતે પણ તે વાંચી અજબ થતો હતો.

જ્યાં જવાથી લોકમાં બડેખાં તરીકે ગણત્રી થાય ત્યાં મોચીરામ અવશ્ય હાજરી આપતો. બેલ્વેડીઅરમાં જાય તે બડેખાં—તેટલા ખાતરજ મોચીરામ બેલ્વેડીઅરમાં જતો. જતાં જતાં તેને લેફ્ટેનંટ ગવર્નર સાથે પીછાણ થઇ. લેફ્ટેનંટ ગવર્નરે તેને એક નમ્ર, નિરહંકારી, નિરીહ માણસ ધારી લીધો. એક મુખ્ય જમીનદાર તરીકેની ઓળખાણ પહેલાંથીજ રામચંદ્ર દત્ત તરફથી મળી ગઇ હતી.

બંગાળ કાઉન્સીલમાં એક બેઠક ખાલી પડી. લેફ્ટેનંટ ગવર્નર બહાદૂરે તે જગાએ એક આગેવાન જમીનદારને નીમવાનું નક્કી કર્યું. તેમને યાદ આવ્યું, "મોચીરામ જેવો લાયક માણસ આ જગામાટે બીજો કોણ હોઇ શકે? નિરહંકારી, નિરીહ, સારૂં અંગ્રેજી બોલનાર. તેની નીમણુંકથી કાંમકાજમાં કોઇ જાતનો વાંધો આવે એમ નથી. મોચીરામનેજ એ જગાએ નીમવો જોઇએ."

થોડા દિવસમાં ઑનરેબલ બાબુ મોચીરામ રાયે બંગાળ કાઉન્સીલમાં બેઠક લીધી!

---

## ચઉદમું પ્રકરણ.

બહુ શ્રમ અને દોડધામથી મોચીરામનું શરીર લેવાઇ ગયું. ભજગોવિંદની ચાલાકીથી મોંઘી જમીન સસ્તામાં મળી ગઇ હતી. તેનીજ કાર્યકુશળતાને લીધે જમીનની આવક પણ વધી હતી. પણ એ બધાથી

મોચીરામનું પૂરું થયું નહિ. એક બે તાલુકા ગીરવી મૂકવા પડ્યા—રામચંદ્ર દત્તને ત્યાં. રામચંદ્ર બાબુનો સંકલ્પ આટલા દિવસની મહેનત પછી ફળવા લાગ્યો હતો. તેથીજ તો તેણે દોસ્તી બાંધી મોચીરામને મોટો બા કર્યો હતો. રામચંદ્રે તાલુકા અડધી કીમતે ગીરવી રાખ્યા હતા. તે જાણતો હતો કે મોચીરામ કોઇ કાળે મિલ્કત છોડાવી શકવાનો નથી અને તાલુકા તેને સસ્તામાં પચી જશે. બીજા પણ તાલુકા પોતાના હાથમાં ગીરવી આવે એવી તે પેરવી કરવા લાગ્યો. આ વખતે ભજગોવિંદ કલકત્તે આવી ચઢ્યો. તેણે સાંભળ્યું હતું કે બનેવીને ગવર્નર વગેરે મોટા સાહેબો સાથે ઓળખાણ પીછાણ થઇ હતી. આ સુયોગનો લાભ લઇ એકાદ મોટી નોકરી મેળવવાના ઇરાદાથી તે રજા લઇ કલકત્તે આવ્યો હતો. આવતાંની સાથેજ તેણે જોઇ લીધું કે મોચીરામના ઢંગ પાધરા નહોતા. મોચીરામની બતંગ હાલત જોઇ તેણે સલાહ આપી, “ મહાશય, આપ તાલુકામાં કદી ગયા નથી. જશો તો તબીઅત સુધરશે અને કંઇક લાભ પણ થશે, તાલુકામાં ફરવા જાઓ.”

“ ખરેખર, આ વિચાર મને કેમ નહિ સૂઝ્યો ? ” એમ કહી મોચીરામે ભજગોવિંદની સૂચના કબૂલ કીધી.

તાલુકાનું નામ ચંદનપુર—ત્યાં બાબુજી ગયા. રૈયતની હાલત આબાદ હતી. તે વરસે આસપાસ બધે દુકાળ પડ્યો હતો પણ ચંદનપુરમાં તેની અસર નહોતી. મોચીરામે કોઇ દહાડો રૈયત પાસેથી ગેરવાજબી પૈસા કઢાવ્યા નહોતા. પોતે નિર્વિરોધી માણસ, રૈયત ઉપર તેણે કોઇ જાતનો અત્યાચાર કર્યો નહોતો. ભજગોવિંદની સલાહ પ્રમાણે આજે પહેલીજવાર પંડે તાલુકામા આવ્યો અને કહ્યું, “ મારી છોકરીના લગ્ન કરવાના છે. હું કરજમાં ડૂબેલો છું. કંઇ ભિક્ષા આપો ! ” પ્રજાને દયા આવી—પ્રજા સુખી હોય તો જમીનદાર ઉપર દયા કરવાને સદા તત્પર રહે છે. જમીનદાર આવ્યા છે એ સાંભળી રૈયતનાં ટોળેટોળાં ભેટ લઇ જમીનદારના દર્શને આવવાં લાગ્યાં. મોચીરામની કોથળી પૈસાથી ભરાવા લાગી. સાથેસાથે બીજી બાજુએથી બીજીજ રીતે તેના સૌભાગ્યસૂરજનો ઉદય થયો.

પ્રજાનાં ટોળેટોળાં મોચીરામના દર્શને આવતાં હતાં, કોઇ દહાડો પાંચ, કોઇ દહાડો પચાસ તો કોઇ દહાડો સો માણસ. જેમના ઘર

નજદીક હતાં તેઓ જમીનદારનાં દર્શન કરી પાછા જતા, પણ જેઓ દૂરથી આવતા હતા તેઓ ગામના મોદીને ત્યાંથી સીધું ખરીદી લાવી ગામને પાદરે ખેતરમાં બેસી રાંધી ખાતા હતા. મહાલ મોટો હતો. એટલી મોટી જમીનદારી મોચીરામની બીજા કોઇ મહાલમાં નહોતી. એક દહાડો બહુ દૂરથી આશરે સોએક માણસો આવ્યા હતા. તેમનું ગામ દૂર હતું અને મોચીરામને ત્યાં તેમને વખત લાગ્યો એટલે ઘેર જઇ શકયા નહોતા. તેઓએ એક ખેતરમાં મુકામ નાંખ્યો. રાત ત્યાં રહી વળતે દિવસે પાછા જવાના હતા. રસોઇપાણી કરી તેઓ જમવા બેઠા હતા ત્યારે રસ્તાપર થઇને એક સાહેબ ઘોડા ઉપર બેશી જતો હતો તેની નજરે તેઓ પડયા.

સાહેબનું નામ મીનવેલ. તે આ જીલ્લાનો મુખ્ય ઑફિસર, માજીસ્ટ્રેટ, કલેક્ટર. સાહેબ બહુ ભલો માણુસ હતો, ન્યાયી, હિતૈષી અને મહેનતુ. એકજ ખામી હતી—અક્કલ જરાક ઓછી હેતી. આગળ કહી ગયા છીએ કે તે વરસે જીલ્લામાં દુકાળ પડયો હતો અને સાહેબ તેની તપાસ કરવા નીકળ્યો હતો. પાસેના એક ગામમાં તેનો તંબુ હતો અને તે આ વખતે મુકામ ઉપર પાછો ફરતો હતો. ખેતરમાં લોકને જમતાં જોઇ તેણે ઘોડો ઉભો રાખ્યો. તેણે અનુમાન બાંધી લીધું કે દુકાળ પીડીત, ભૂખ્યા, ગરીબ લોકને કોઇ દયાળુ માણુસ જમાડતો હતો. વધુ ખબર મેળવવાને રસ્તે જતા એક ગામડીઆને ઉભો રાખી પૂછપરછ કીધી.

સાહેબ હતો તો ભલો માણુસ પણ તેના મગજમાં એવા ફાંકો ભરાઇ બેઠો હતો કે પોતે બંગાળી બહુ સરસ જાણુતો હતો. તેણે પેલા ગામડીઆને પોતાની સુરીઆણી બંગાળી ભાષામાં પૂછયું, "ટમારા ગામમાં ડૂરભાકશા[1] કેમ છે?"

ગામડીઆની બલા જાણે 'ડૂરભાકશા' એટલે શું? તે વિચારમાં પડયો. તેને લાગ્યું કે દુર્ભાગશાહ કરીને કોઇ માણુસ હશે અને સાહેબ તેની તબીઅતના સમાચાર પૂછતો હશે. તેને ડર લાગ્યો કે "દૂરભાગશાહને હું ઓળખતો નથી," એવો જવાબ આપીશ તો વખતે સાહેબ ચાબુકના બે ચાર સપાટા લગાવી કાઢે. જો એમ કહું કે "ઠીક છે"

---

૧. દુર્ભિક્ષ, દુકાળ.

અને વખતે સાહેબ તેને બોલાવી લાવવાનું કહે તોએ પીડા—કોને બોલાવી લાવવો ? આખરે ખુબ વિચાર કરી તેણે જવાબ દીધો, "બિમાર છે."

"બિમાર, sick?" સાહેબ ફફડયો. "What the devil does he mean? How can famine be sick? The fellow does not understand, pehaps. D——n these niggers, they don't understand their own language!" ગામડિઆ તરફ જોઇને ફરીથી પૂછ્યું, "ટું મારો શવાલ શમજટો છે નહિ. ડૂરભાખ્ખા કેમ છે? ઠોરો છે, ઘનો છે?"

હવે ગામડિઆના ધ્યાનમાં કંઇક વાત આવી. આ માણુસ સાહેબ—જરૂર કોઇ મોટો અમલદાર હોવો જોઇએ. (એ જીલ્લામાં ગુળી કે ચ્હાના બગીચા નહોતા.) અમલદાર જ્યારે પૂછે છે કે "ડૂરભાખ્ખા થોડા છે કે ઘણો છે?" ત્યારે ડૂરભાખ્ખા જરૂર કોઇ વેરાનું નામ હોવું જોઇએ. ગામના લોક 'ડૂરભાખ્ખા' નામનો કોઇ કર કે વેરો ભરતા નહોતા અને ખરી વાત કહી દે તો એટમજી વખતે ગામને માથે 'ડૂરભાખ્ખા' વેરો ઠોકી ઘાલે. ગામડિઆએ નક્કી કર્યું કે સાહેબને જૂઠું કહેવું તેજ ઠીક.

"ટમારા ગામમાં ડૂરભાખ્ખા છે કે?" સાહેબે અધીરા થઇ ફરીથી પૂછ્યું.

"હજુર અમારા ગામમાં ભારી ડૂરભાખ્ખા છે," ગામડીઆએ અડાવ્યું.

"Humph, I thought as much," સાહેબે મનમાં કહ્યું. પછી ખેતરમાં લોક જમતાં હતાં તેમના તરફ આંગળી દેખાડી પુછ્યું, "ભોજન કોન કરે છે?" (સાહેબની પૂછવાની મતલબ, "કરાવે છે").

"રૈયત ભોજન કરે છે."

"ટે મને ખબર છે," સાહેબે કંઇક ખીજવાઇને કહ્યું, "I can see that they eat, but who pays? રૂપીઆ કોના?"

બિચારો ગામડીઓ એટલુંજ સમજતો હતો કે જેટલા રૂપીઆ આવતા હતા તે બધાજ જમીનદારની કોથળીમાં જતા હતા. પોતે પણ કંઇક આપી આવ્યો હતો. એટલે વિના વિલંબે જવાબ દીધો, "રૂપીઆ જમીનદારના."

"Ah, there you are," સાહેબ બોલ્યો, "they do their duty—જમીનદારનું નામ?"

"મોચીરામ રાય."

"આ ગામનું નામ?"

"ચંદનપુર."

સાહેબે ખીસ્સામાંથી નોટબુક કાઢી પેન્સીલથી શેરો માર્યો. For Famine Report. Babu Mochi Ram Ray, Zamindar of Chinopur, feeds every day a large number of his ryots.

સાહેબ ઘોડાને ચાબુક મારી ખટૂક ખટૂક કરતો જતો રહ્યો. પેલા ગામડીઆએ ગામમાં જઇ બડાઇ લીધી કે કોઇ સાહેબ ગામલોક ઉપર નવો વેરો લગાડવા આવ્યો હતો પણ પોતે ચાલાકી કરી તેને ભગાડી દીધો હતો!

યોગ્ય સમયે મીનવેલ સાહેબે ફૅમિન રિપોર્ટ તૈયાર કરી કમીશ્નરને મોકલી આપ્યો. મોચીરામ સંબંધી એક આખો પૅરેગ્રાફ ચીતરી કાઢી આખરે સાહેબે જણાવ્યું હતું કે "તે એક આદર્શ જમીનદાર હતો. આ દુઃખના સમયમાં અન્નદાન કરી તેણે પોતાની રૈયતનું રક્ષણ કર્યું હતું."

કમીશ્નર પાસેથી રિપોર્ટ મરી મસાલા સાથે—કમીશ્નર જબરો કલમકશ હતો—ગવર્નમેન્ટમાં ગયો. ગવરનર્મેંટનો અભિપ્રાય હતો કે દુકાળના વખતમાં જો જમીનદારો પોતાની પ્રજાને અનાજ પૂરું પાડવાનો બંદોબસ્ત કરે તો દુકાળના સવાલનો આપમેળે ફડચો થઇ જાય. માટેજ મોચીરામ જેવા દયાળુ જમીનદારને ઉત્તેજન આપવાની જરૂર છે. બંગાળ સરકારે હિંદિ સરકારને ભલામણ કીધી કે બાબુ મોચીરામ મહાશયને—વાંચકો, એકવાર 'હરિ હરિ' બોલો—રાજા બહાદુરનો ખેતાબ આપવો. હિંદિ સરકાર ઉવાચઃ "તથાસ્તુ." ગેઝીટ બહાર પડ્યું—રાજા મોચીરામ રાય બહાદુર! તમે બધા ફરી એક વાર 'હરિ હરિ' બોલો!



# ચોરાયલી ચાવી.

આજે રવિવારે માંડવા મુરત, આવતા રવિવારે લગ્ન. બી. એ. ની પરીક્ષા આપી ઘેર આવ્યા પછી આજે એક મહીનાથી સુકુમાર આ શુભ પ્રસંગની કાગને ડોળે રાહ જોઇ રહ્યો હતો. આગલી રાત તેણે ઉજાગરામાં કાઢી હતી એમ કહીએ તો ચાલે. કોઇ નહિ વર્ણવી શકાય એવો આનંદનો ઉભરો તેની રગેરગમાંજ નહિ પણ પ્રત્યેક અણુપરમાણુમાં ઉછળી રહ્યો હતો. મળસ્કે જરા આંખ વીંચાઇ નહિ વીંચાઇ ત્યાંતો લગ્નના ઢોળ વાગ્યાં—કાચી ઉંઘમાંથી તે એકદમ જાગી ઉઠયો. ઉંઘમાં સુકુમારે એક સ્વપ્ન જોયું હતું—જાણે કોઇ તેની ચાવી ચોરી ગયું છે.

નાનપણમાં, જ્યારે તે સાત આઠ વર્ષનો હતો ત્યારે, તેની એક ચાવી ખરેખર ચોરાઇ ગઇ હતી. તેનો મામો કલકત્તે ગયો હશે તે પાછો આવ્યો ત્યારે સુકુમારને માટે એક સુંદર જાપાની દાબડો લઇ આવ્યો હતો. દાબડો જોઇ સુકુમારના આનંદની સીમા રહી નહોતી. દાબડાની ચાવી હતી ઠીક ઠીક રૂપા જેવી. દિવસમાં કેટલીવાર સુકુમાર દાબડો ખોલતો, પાછો બંધ કરતો અને ચાવી ઉંચી મૂકતો તેનો હિસાબ નહોતો. આટલી બધી કાળજી રાખવા છતાં એક દહાડો તેનું 'સાતરાજાનું ધન એક માણેક,' પેલી ચાવી, જતી રહી. ચાવીના શોકમાં તે એકલો બેસી રડતો. અત્યારસુધી સૌકોઇનું માનવું હતું કે તે જાપાની દાબડોજ તેની પ્રિય સામગ્રી હતી. હવેજ સમજ પડી કે દાબડાનું સન્માન ચાવીને ખાતર થયું હતું.

તેની મા તે વખતે જીવતી હતી. તેણીએ કલકત્તેથી બીજો એક દાબડો મંગાવી તેને આપ્યો, પણ તેથી સુકુમાર આગલી ચાવીની વિરહ-વેદના ભૂલી શકયો નહિ—નવી ચાવી તેને તેટલી આકર્ષક લાગી નહિ. એક બે દિવસ ઉઘાડબીડ કરી તેણે તે દાબડો પોતાના નામરાશિ ભાઇબંધ બીજા એક સુકુમારને ભેટ આપી દીધો. ભાઇબંધ સુકુમાર ઉમરે કંઇક મોટો હતો અને આપણો સુકુમાર તેને સુખદાસ કહી બોલાવતો હતો. બેઉ વચ્ચે ભેળંભેળાની જાત્રા ન થાય તેટલા વાસ્તે

આપણે પણ સુકુમાર નંબર દૂને સુખ અથવા સુખદાસ એ નામથીજ ઓળખીશું.

ભાઇબંધે આપેલી ભેટનો સુખદાસે સુખેથી સ્વીકાર કર્યો અને તેના બદલામાં આપવા ખીસ્સામાંથી પેલી ગુમ થયલી ચાવી બહાર કાઢી. તે જોઇ સુકુમારના મોં ઉપર ક્ષણભર તો ખુશાલીની લાગણી પ્રકટી નીકળી, પણ બીજીજ પળે તેના હાથમાંથી ચાવી ઝુંટવી લેવાની તજવીજ કરતાં ઉશ્કેરાઇને બોલ્યો, "મારી ચાવી! તું લઇ ગયો હતો કેમ? લાવ પાછી."

"આ લે. હું તનેજ આપતો હતો," સુખદાસે જવાબ દીધો.

સુકુમારનો રોષ સમી ગયો. આભારની લાગણી સહીત તેણે ચાવી લઇ લીધી.

આજે આનંદમય પ્રભાતે સુકુમારે તે ચાવી ચોરીનુંજ સ્વપ્ન જોયું હતું. ફેર માત્ર એટલોજ કે સ્વપ્નમાં જોયલી ચાવી રૂપાની નહોતી, સોનાની હતી. બાલ્યકાલે ચોરાયલી ચાવી પાછી મળી હતી, સ્વપ્નમાં ખોવાયલી ચાવી પાછી મળી નહિ, તે હજી તો શોધતો હતો ત્યાં તેની ઉંઘ ઉડી ગઇ. પથારીમાં પડ્યો પડ્યો તે વિચાર કરવા લાગ્યો; પણ તેણે જે જોયું હતું તે સત્ય નહોતું, માત્ર સ્વપ્ન, એમ મન મનાવી નચિંત થયો. તો પણ પાછલી રાતની એ ઘટનાએ આજના આનંદ ઉપર શોકની છાયા બિછાવી હોય એમ લાગ્યું. ઢોળીવાળાની શરણાઇમાંથી નીકળતો મધુર ભૈરવ રાગ તેના હૃદયમાં આનંદને બદલે કોઇ કરૂણ તાન જગાવતો હોય એમ જણાયું—અજાણતાં તેની આંખે ઝળઝળીઆં બાઝયાં. આ સમયે ઉઘાડાં બારણાંમાંથી કોઇ માણસ અંદર આવ્યો અને તેની અશ્રુપૂર્ણ આંખને આનંદના ઉલ્લાસમાં ફેરવી નાંખતો હોય તેમ તેની સામે ઉભો—એ કોણ? તેનો બાળપણનો ભાઇબંધ સુખદાસ! સૂર્યના કિરણોથી એક પળમાં જેમ અંધકાર દૂર થાય તેજ પ્રમાણે તેને જોઇ સુકુમારનો શોક નાશી ગયો. ઝટપટ બિછાનામાં બેઠો થઇ ખુશીના આવેગમાં તે બોલ્યો, "કોણ, સુખદાસ? આજે ખરેખર મંગળપ્રભાત!"

૨

સુકુમારની ઉમર મોટી નહોતી, માત્ર અઢાર વર્ષ. એટલી નાની ઉમરે તો તે બી. એ. ની પરીક્ષામાં બેઠો હતો. એ ઉપરથીજ ખાત્રી થશે કે તે બુદ્ધિમાન હતો. પણ દુનિઆદારીનું તેને જ્ઞાન નહોતું. કયાંથી હોય? હજી પણ તે બાળક જેવો ભોળો, નિષ્કપટ અને વિશ્વસ્તહૃદય હતો. તેના નચિંત, વિશ્વાસમય હાસ્યમાં હૃદયનું નિર્મળ સ્વરૂપ આરસીની અંદર દેખાતી મુર્તિની માફક ચોખ્ખું જણાઇ આવતું હતું. હાસ્યમાં, મોં ઉપર, ભાવમાં, અને વાતચીતમાં તેનો સફેદ દૂધજેવો આનંદી સ્વભાવ ખીલેલા પુલની પાંખડીમાફક પથરાઇ રહ્યો હતો.

સુકુમાર અને સુખદાસ આજે ઘણે વર્ષે પાછા મળ્યા હતા. એંટ્રંસ પાસ કરી સુકુમાર કૃષ્ણનગર ભણવા ગયો હતો. સુખદાસ તેની એક વર્ષ પહેલાંજ કલકત્તે જઇ રહ્યો હતો. વનગ્રામમાં તેનું મોસાળ હતું. નાનપણમાં તેની મા મરી જવાથી તેની માની માએ અહિં લાવી ઉછેર્યો હતો. માની મા મરી ગઇ એટલે તેનો બાપ આવી તેને કલકત્તે પોતાને ઘેર લઇ ગયો હતો.

બેઉ વચ્ચે કાગળપત્રનો વ્યવહાર બહુ નહોતો. સુકુમાર ડજનેક કાગળ લખતો ત્યારે સુખદાસ તરફથી માંડ એક જવાબ મળતો, અને તે પણ માત્ર થોડી લીટીમાં. બનવા જોગ છે કે આવી ઉપેક્ષાને લીધેજ સુકુમારનો મિત્રભાવ મજબૂત થઇ તેની સ્મૃતિમાં જડાઇ રહ્યો હતો. લગ્નની ખબર તેણે સૌથી પહેલી સુખદાસનેજ આપી હતી—અને આ મંગળ પ્રસંગ ઉપર આવવાને ખાસ આગ્રહપૂર્વક તેને આમંત્રણ કર્યું હતું.

ઢોલીઆ ઉપર બેઠા થઇ મચ્છરદાની બાજુ કરી સુકુમારે સુખદાસનો હાથ પોતાના હાથમાં લીધો અને કેટલોક વખત કંઇપણ વાતચીત કર્યા વગર હસતો હસતો તેની સામે જોઇ રહ્યો. સુખદાસે ચુપકીદી તોડી. તે બોલ્યો, "તું હજી છોકરો ને છોકરોજ રહી ગયો."

"કેમ?"

"તારાં લગ્ન થાય છે તેમાં કંઇ આટલો બધો ખુશખુશ થઇ ગયો છે?"

આ સવાલથી સુકુમારની ખુશાલી જરાએ ઓછી થઇ નહિ. જવાબ દીધા વગર મુગે મોઢે તેણે એ આરોપ કબૂલ રાખ્યો.

સુખે પૂછયું, “કન્યાને જોઇ છે કે?”

“જોઇ છે? મેં તો શું પણ તેં પણ જોઇ છે. સત્યબાળાને ભૂલી ગયો?”

“કોણ, પેલી ચાર વરસની, નાકમાં વાળી પહેરી નીકળતી, તે રડતી સુરત? હાથમાં લાકડાની ઢીંગલી લઇ ચૌધરીના તળાવની પાળે બેસી રમતી—આપણે ઢીંગલી લઇ લેતા તો ધૂળમાં આળોટી પડતી, તેજ કે બીજી? રામ!”

આ વાત સાંભળી સુકુમારના હસતા ચ્હેરા ઉપર ઓર મનોહર ભાવ પ્રકટી નીકળ્યો. તેણે હસીને જવાબ દીધો, “નહિ, રામ નહિ, સુખદાસ, આજે તો તે સીતાદેવી કહેવાય.”

“બાપરે, તું તો કેથો ઉંડા પાણીમાં ફરતો દેખું! એઉ જણા જાણે લયલામજનુનના અવતાર! માના પેટમાંથીજ એક બીજાના પ્રેમમાં પડયા લાગો છો! બાળપણમાં તું તેને મારતો ત્યારે તો—આંઆં, ઉઉ!”

“નાનપણમાં તેં તેને સતાવી છે, સુખદાસ. હું તો તેની ઉપર મમતા રાખતો હતો. હશે હવે કંઇ તે ચાર પાંચ વર્ષની બાળકી નથી. હમણાં એક વાર તેને જો તો ખરો.”

“તારી લયલાના દર્શન કરવાનું મારા કરમમાં લખ્યું હોય એમ લાગતું નથી. મારે આજેજ પાછા જવું છે. તારા આગ્રહને લીધે આજે આવવું પડયું.”

સુકુમાર દિલગીર થઇ ગયો. તેણે કાલાવાલા કરતાં કહ્યું, “ના, સુખદાસ, તે નહિ બને. આ અઠવાડિયું તારે રહેવુંજ પડશે. એવું શું કામ છે? હમણાં તો વેકેશન.”

“લગ્ન ખાવા એજ કંઇ મારા જીવનનો ઉદ્દેશ નથી. તે કરતાંએ વધારે મહત્વના કામમાં હું રોકાયો છું.”

“કેમ, કંઇ લવિંગનાં વહાણ ભરી લંકા જવાનો છે કે?”

“દેશ સેવાના કામમાં પડયો છું.”

“સ્વદેશી બન્યો છે? હું પણ સ્વદેશી છુ.”

"નામે સ્વદેશી થયા એટલે દેશનું દળદર ફીટયું? કંઇ કરી બતાવવું જોઇએ."

"એલ. એલ. બી. થયા પછી કંઇક કરવાનો વિચાર છે."

"શું?"

"એક હુન્નરશાળા સ્થાપીશ."

"પૈસા કયાંથી લાવશે?"

"મારી પાસે જે કંઇ હશે તે આપીશ અને ફંડ ઉઘરાવીશ."

"તું દેશનું કલ્યાણ કરી રહ્યો. આ દેશમાં દેશના કામ માટે ફંડમાં કોઇ નાણું ભરતું નથી; જે કોઇ ભરે છે તેને ત્યાં ધક્કા ખાતાં જોડા ફાટી જાય તો પણ પૈસા મળતા નથી. પૈસા ભેગા કરવાનો સહેલો રસ્તો એકજ છે—"

"કયો?"

"ધાડ! ધાડ પાડી પૈસા ભેગા કરવા. ખરૂં પૂછે તો ગવર્નમેંટ પણ એમજ કરે છે. દેશને ખાતર આપણે પણ તે રસ્તે કેમ ન જવું?"

સુકુમારના અંગમાં કંપારી છૂટી. ઉશ્કેરાઇને તિરસ્કારપૂર્વક તે બોલ્યો, "તું બોલે છે કે બકે છે? સુખીઆ, તું મશ્કરી કરે છે. હું તારી વાત માનતો નથી. અત્યાચારથી કોઇનું કદી પણ ભલું થઇ શકે ખરૂં? દેશભક્તિની શિક્ષા આપવી હોય પહેલાં કાયદાને માન આપતાં શીખો, આત્મભોગ આપતાં શીખો; જાતિભેદ, ધર્મભેદ કાઢી નાંખી એકત્ર થતાં શીખો. અધર્મથી, અત્યાચારથી દેશસેવા નહિ થઇ શકે."

"હું લેકચર સાંભળવા નથી આવ્યો. એ બધા વાંધાવિધિ મને ખબર છે. ધર્માધર્મ કર્તવ્યનો આધાર સંજોગો ઉપર છે. આ જો, ભગવાન્ કૃષ્ણ અર્જુનને ઉપદેશ આપે છે તે વાંચઃ—

'ક્લૈબ્યં મા સ્મ ગમઃ પાર્થ નૈતત્ત્વય્યુપપદ્યતે.'

સુખદાસે ખીસ્સામાંથી ગીતા બહાર કાઢી સુકુમારના હાથમાં મૂકી. આ વખતે એક ચાકરે આવી કહ્યું, "દાદાબાબુ, ઉઠો, વખત થયો છે. મંગળસ્નાન કરવાને બોલાવે છે."

સુકુમારે જવાબ દીધો, "ઠીક, જા; આવું છું."

નોકર ચાલ્યો ગયો. સુખદાસે ખોલી આપેલા ગીતાના પાના ઉપર નજર નાંખી સુકુમાર બોલ્યો, "દ્વિતીયોઽધ્યાયઃ, વારૂ, સુખદાસ, હમણાં રાખ. બપોરે આપણે બેઉ જણ સાથે બેસી નચિંતે વાંચીશું." એમ કહી ચોપડી બંધ કરી બિછાના ઉપર મૂકી દીધી.

"બપોર પછી રોકાવાનું મારાથી નહિ બનશે. એકની ટ્રેનમાં મારે જવુંજ જોઇએ," સુખે જવાબ દીધો.

લગ્નના દિવસ સુધી રહી જવાનો સુકુમારે ઘણો આગ્રહ કર્યો પણ સુખ એકનો બે થયો નહિ, એટલે લાચાર થઇ કહ્યું, "ભલે ત્યારે, આજે જા. પણ ભાઇ, લગ્નને દહાડે તો તારે આવવુંજ પડશે. આપ વચન."

"આવીશ, પણ ખાત્રીપૂર્વક કહી શકતો નથી."

ફરીથી નોકરે આવી કહ્યું, "દાદાબાબુ, ચાલોની. મુરત વહી જાય છે અને બૈરાંઓ બૂમાબૂમ કરે છે."

બેઉ જણ નોકરની પાછળ ગયા.

---

૩

મંડપમુહુર્ત અને પીઠી ચોળવાની ક્રિયા ખલાસ થઇ ગઇ. આખે દીલે કંકુના લેપડાવાળો, રેશમી અબોટિઆમાં સજ થયલો સુકુમાર ભોજન કરી સુખનાં સ્વપ્નાં જોતો જોતો આરામ લેવાના વિચારથી બપોરે જઇને પલંગ ઉપર પડયો. ભાઇબંધ સુકુમાર જમીખાઇને એકની ગાડીમાં ચાલ્યો ગયો હતો. બીછાનામાં પડી ગીતા હાથમાં લીધી અને જે પહેલું પાનું ઉઘડયું તેની ઉપર તેણે નીચલો શ્લોક વાંચ્યો:—

"યોગયુક્તો વિશુદ્ધાત્મા વિજીતાત્મા જીતેંદ્રિયઃ।
સર્વભૂતાત્મભુતાત્મા કુર્વન્નપિ ન લિપ્યતે ॥"

એક ધ્યાનથી એનું તાત્પર્ય સમજી સુકુમાર મનમાં ફફડયો, "કેવો સરસ ઉપદેશ! સુખદાસ, સુખદાસ, તું મને શું આડુંઅવળું સમજાવતો હતો!"

આ વખતે બહાર કંઇ ગરબડ થતી તેણે સાંભળી. ઝડપથી ગીતા મૂકી દઇ તે બહાર દોડયો અને જોયું તો પોલીસના માણસોથી માંડવો

ભરાઇ ગયો હતો. એક જણે તેની પાસે આવી પૂછ્યું, "તમારું નામ સુકુમાર ?" તેણે જવાબ દીધો, "હા." તે સાંભળી કંઇપણ વધુ પૂછ્યા મૂકયા વગર પોલીસના માણુસો ઘરમાં ઘુસ્યા. ભેગાં મળેલાં બૈરાંઓ હરણીની માફક ફાળ ખાઇ આમતેમ દોડાદોડ કરવાં લાગ્યાં. પોલીસના બે માણુસો સુકુમારના ઓરડામાં ગયા. બીછાના ઉપર પડેલી ગીતા એકે ઝડપથી ઉપાડી લીધી અને જાણે આર્કિમિડિસની માફક કોઇ મહાન શોધ કીધી હોય તેમ હરખના આવેશમાં આવી જઇ બૂમ મારવા લાગ્યો, "ગીતા ! ગીતા !" તેનો જોડીદાર દોડનો તેની પાસે જઇ પહોંચ્યો અને બેઉ સાથે મળી ગીતાનાં પાનાં ઝડપથી ફેરવવા મંડયા. ઠેકાણે ઠેકાણે શ્લોકની નીચે લીટીઓ અથવા બીજાં ચિન્હ અને ટીકાટીપણી કરેલાં હતાં તેમાં પોલીસની શોધક આંખે રાજદ્રોહનું સ્વરૂપ ખુલ્લેખુલ્લું જોયું, એટલુંજ નહિ પણ ધાડની યોજના દહાડો-વાર સિકકે ગુપ્તરૂપ છોડી નગ્નરૂપે તેમની આંખ આગળ નાચવા લાગી. આ હડહડતો પૂરાવો હાથ લાગ્યા પછી વધારે જુસ્તેજુ કરવાની તેમણે જરૂર જોઇ નહિ. શું એક મોટો વાઘ મારતા હોય તેમ રોપમાં બેઉ બહાદૂર માણુસોએ સુકુમારને એકદમ ગિરફતાર કર્યો. ઘરમાં રડારોળ થઇ રહી. નોતરેલાં પરોણાંઓ આકુળવ્યાકુળ જીવે તમાસો જોઇ રહ્યાં. નશીબજોગે સુકુમારની મા હૈયાત નહોતી. તેનો બાપ ગાંડો જેવો થઇ ગયો અને દુ:ખી અવાજે બોલ્યો," એને કયાં લઇ ચાલ્યા. લઇ જવો હોય તો પહેલાં મને મારી નાંખો, પછી લઇ જાઓ." આમ કહી તે પોલીસની આડે આવી ઉભો.

દુ:ખી પણ શાંત કેદી સુકુમારે કહ્યું, "આમ શું કરો છો, બાપા ? ગભરાઓ નહિ. બ્રિટિશ ગવર્નમેંટના ન્યાયીપણા ઉપર જરાએ સંદેહ ના લાવો. હું જરૂર પાછો આવીશ, મને જવા દો."

કન્યાના પિતામહ વૃદ્ધ ભટ્ટાચાર્ય મહાશય ગરબડ જોઇ ત્યાં આવી ચઢયા હતા, તેમણે આજીજી કરી કહ્યું, "છોડી દો, ભાઇ, સુકુમારને છોડી દો. જોતા નથી એને દીલે પીઠી ચોળી છે તે ? આવતા રવિવારે એના લગ્ન થવાના છે. હિંદુના દીકરા થઇ તમે અધર્મ ના કરો. અમારી આબરૂ જશે, ન્યાત જાતમાં હીણું લાગશે. તમને બ્રાહ્મણના સોગંદ છે, ભાઇ, એને છોડી દો."

સબ-ઇન્સ્પેકટર પોલીસખાતામાં નવોજ દાખલ થયલો હતો તેના દિલમાં દયા આવી. આ કામ કરતાં તેના હાથ ધ્રુજ્યા. બેઉ બુઢા બ્રાહ્મણોનો આર્તનાદ સાંભળી તેની આંખ પાણીથી ભરાઇ આવી. પણ ઇન્સ્પેકટર સાહેબ પોલીસની નોકરીમાં ઘરડા થયા હતા. તેમણે હસીને કહ્યું, "ફીકર ના કરો, મહાશય. હિંદુ થઇને અમે શું હિંદુનો જાતધર્મ લોપીશું ? જરાએ ગભરાઓ નહિ—અમે એને વખતસર પાછો લાવીશું."

સુકુમારનો બાપ બોલ્યો, "ભાઇ, ના લઇ જાઓ, એને ના લઇ જાઓ. પીઠી ચોળેલો વરરાજા, ચકલો ઓળંગી કેમ જવા દેવાય ? એને લઇ જશો તો આ બ્રાહ્મણના જીવમાં જીવ રહેશે નહિ—તમને બ્રહ્મહત્યાનું પાપ લાગશે."

સુકુમારે સજળનયને શાંતિથી કહ્યું, "બાપા, ધીરજ ધરો. હું જરૂર છૂટી આવીશ. મેં કંઇ ગુન્હો કર્યો નથી."

ઇન્સ્પેકટર સાહેબ પાછા હસતા હસતા બોલ્યા, "ત્યો, પછી શાના ગભરાઓ છો ? અધર્મનો કદી જય થયો છે ? પણ, ઠાકુરમહાશય, તમારો દીકરો પાછો નહિ આવે તો અમને શાપબાપ દેતા ના, એમાં અમારો દોષ ના સમજતા—સમજી લેજો કે એ ગુન્હેગાર ઠર્યો છે."

લોકોની રડારોળ, કોલાહલ, અને હાહાકાર વચ્ચે નિર્દય પોલીસ નિર્દોષ સુકુમારને પકડી ત્યાંથી ચાલતી થઇ.

---

## ૪

કન્યાનો બાપ જીવતો નહોતો. તેણી પોતાના દાદા ગદાધર ભટ્ટાચાર્ય સાથે રહેતી હતી. આગગાડીનો રસ્તો તેમના ઘર પાસે થઇને જતો હતો. ભટજી ડોસા સવારથી સાંજ સુધી ઓટલે બેસી જતી આવતી ટ્રેનો તરફ જોયા કરતા હતા—ન્હાવાની અને ખાવાની વેળાએ માત્ર ઘરમાં જતા—તરત પાછા આવી ઉંચે જીવે માળા જપતા જપતા બહાર બેસી રહેતા હતા. આવી રીતે પળ, ઘડી, પહોર અને રાતદિવસ વીતી ગયા, અઠવાડિયું જોતજોતામાં વહી ગયું, તોએ સુકુમાર કે તેના બાપની ધનનસલ દેખાઇ નહિ. કહેવાની જરૂર છે કે કેસની વ્યવસ્થા કરવા માટે સુકુમારનો બાપ તેની પૂઠે ગયો હતો.

કન્યાની મા, ભટ્ટાચાર્યની પુત્રવધુ, સસરાને કંઇ કહેતી નહોતી. તેની ઉપર બધો ભાર નાંખી ભગવાનનું નામ લઇ તેણી ધીરજથી જે થાય તે જોયા કરતી હતી. પણ કન્યાની ફોઇ, ભટ્ટાચાર્યની વિધવા દિકરી, બાપ હજી સુધી બીજો મુરતિયો શોધી કાઢવાની ખટપટ કરતો નહોતો તે જોઇ તેને ટોંકવા લાગી. લગ્ન ખાવા આવેલાં પરોણાંઓ-માંથી ઘણાંખરાં ગમત જોવાની ધ્યાનતે ત્યાં રહી પડયાં હતાં અને તેમાંના કેટલાંએક ભટજીનું મન રીઝવવાનો ઢોંગ પણ કરી રહ્યાં હતાં. ભટજી મહાશયને દઢ વિશ્વાસ હતો કે સુકુમાર નિર્દોષ હતો માટે તે અવશ્ય છૂટીને પાછો આવવોજ જોઇએ—વેળાસર આવી જવો જોઇએ. એ આશામાં ભગવાનનું નામ જપતો જપતો તે બધાં મેણાંટોણાં સહન કરી રહ્યો હતો.

આમ ભરોસામાં ને ભરોસામાં સાત દિવસ પુરા થયા તોએ સુકુમાર પાછો આવ્યો નહિ. અધૂરામાં પૂરૂં સુકુમારના બાપને જલદી આવી રહેવા માટે આજીજીભર્યાં કાગળો તેણે લખ્યાં હતા તેમાંથી એકનોએ જવાબ પણ ફરી વળ્યો નહિ.

લગ્નને દહાડે, રવિવારે, તેની વિધવા દિકરી મોં કુમળાવી કહેવા લાગી, “બાપા, આમને આમ કયાં સુધી બેસી રહેશો? આજે લગ્નનો દહાડો, છોકરીને પરણાવશો નહિ તો આબરૂ જશે, ન્યાતબહાર થઇશું. હવે સુકુમારની આશા છોડો, અને બીજો વર નકકી કરો.”

ઘરની બાજુમાં એક વડનું ઝાડ હતું તેને ફરતા પથ્થરના ચોતરા ઉપર બેસી કેટલાક સગાસંબંધીઓ અને ન્યાતિજન પાસાં રમતા હતા, અને કેટલાક ટોળે વળી રમત જોઇ રહ્યા હતા. તેઓમાંનો એક, નિધિરામ ચક્રવર્તિ, હૂકો ગડગડાવતો બેઠો બેઠો બાપદિકરી વચ્ચેની વાતચીત સાંભળી રહ્યો હતો. દિકરીની વાત સાંભળી દુઃખનો ધુંટડો ગળી જઇ ડોસાએ જવાબ દીધો, “તે કેમ બને, મા, તે બિચારો નિર્દોષ!”

“ભટજી મહાશય,” નિધિરામ હવે વચ્ચે હોમાયો, “જાણતા નથી કે અનેક વખતે નિર્દોષ માણસો પણ દોષી ઠરે છે તે?”

ભટજી મહાશયે જુવાનીના વખતમાં ન્યાયશાસ્ત્રનું અધ્યયન કર્યું હતું પણ આજે તેમાંનું કંઇ યાદ નહોતું. નિધિરામના વચન સાંભળી

તેમનું મન સંભ્રમમાં પડયું, "નિર્દોષ તે વળી દોષી કેમ કરી ઠરે?" તેણે માથું ધુણાવી જવાબ દીધો, "બનેજ નહિ—સુકુમાર જેવો ભલો માણસ દોષી ઠરેજ નહિ."

"ભટજી મહાશય, ભલો માણસ એટલે બેવડો ભય. આજકાલ ભલા માણસોજ જેલમાં જાય છે. દેશહિતના બ્હાના હેઠળ ધાડ, ચોરી, ખૂન——"

ભટજીએ કાનમાં આંગળાં ખોસ્યાં. ફરીથી માથું ધુણાવી બોલ્યા, "પણ સુકુમારને હું નાનપણથી ઓળખું છું. તે એવો નથી."

"કબૂલ કીધું કે નથી. નિર્દોષ કે દોષી, જે હોય તે, હાજતમાં તો છે કેની? ત્યાં રહી ગમે તેનું રાંધ્યું-અડકયું ખાધું પીધું હશે કેની? હવે તેની જાત-ઇજ્જત શું? બટ્ટો તો લાગ્યો કેની?"

ભટ્ટાચાર્યની આંખમાં આંસુ આવ્યાં. નિરાશ થઇ તેણે કહ્યું, "ત્યારે તમને બધાને જેમ ઠીક લાગે તેમ કરો. પણ, લાયક વર બીજો કોણ છે?"

તેની દિકરી બોલી, "તેની અમે તજવીજ કરી રાખી છે. શ્રીમંત પરણવાને તૈયાર છે?"

"શ્રીમંત!" દુઃખની હાય મારતા ભટ્ટાચાર્ય પોકારી ઉઠયા, "શ્રીમંત! તેને ઘેર છોકરાં, છોકરાંને ઘેર છોકરાં! મારા નગેન કરતાંયે તે મોટો. હા ભગવાન્! નગેનને તેં બોલાવી લીધો, તેની દૂધમળ દીકરીને ઉછેરીને મોટી કરવાનો ભાર તેં મારે માથે નાંખ્યો, તે શું તેનું આવી રીતે મારે હાથે બળીદાન અપાવવાને વાસ્તે કે? ના, મા, મારાથી તે નહિ બને."

ત્રિધિરામ ચક્રવર્તિએ ટાપશી પૂરી, "એમાં તમે શું કરશો? નશીબ છોકરીનું. વખતે કયાં રહ્યો છે કે બીજા સુપાત્રની તપાસ કરીએ? આજે કન્યાદાન નહિ કરશો તો ન્યાતમાં નાક કપાશે."

ડોસો મરવા જેવો થઇ ગયો. તેની આંખમાંથી ગંગાજમના વહેવાં લાગ્યાં. ઘરડા ધુવડ સાથે પરણાવવાથી છોકરીનો ભવ બગડે તો ભલે, પણ ન્યાતના રિવાજ પ્રમાણે આજે છોકરીનું કન્યાદાન તો થવુંજ જોઇએ. હાય, હિંદુ ન્યાત!

દૂરથી રેલગાડીનો અવાજ સંભળાયો—અવાજ મોટો થતો ગયો, વ્હીસલ વાગી, ટ્રેન સ્ટેશનમાં દાખલ થઇ. ડોસાએ પ્રભુપ્રાર્થના કરી છેલ્લીવાર આતુરનયને ગાડી તરફ જોયું. ગાડી ઉભી રહી. જેઓ ત્યાં ઉતરવાના હતા તે ઉતર્યા, ત્યાંથી જવાના હતા તે તેમાં બેસી ગયા, ફરી વ્હીસલ વાગી, ધપ્ધપ્ કરતી ગાડી પવનવેગે જતી રહી. ભટજીના ચ્હેરા ઉપર એકાએક ખુશાલી પથરાઇ. કોઇ ઝડપથી આ તરફ આવતું હતું. પણ આવનાર માણસ જ્યારે પાસે આવી ઉભો ત્યારે તેને જોઇ ભટજીના ચ્હેરા ઉપરનો રંગ ઉડી ગયો. તેમણે ગદ્ગદ્ કંઠે પુછ્યું, "ભાઇ સુકુમાર, અમારો સુકુમાર કયાં છે? તે કેમ નથી આવ્યો?"

"કેમ, તે કયાં ગયો છે? આજે તો તેનાં લગ્ન છેને?" ભટ્ટાચાર્યના સવાલથી અજબ થઇ સુકુમારે–સુખદાસે–સામા સવાલ પૂછ્યા. કન્યાની ફોઇએ અને નિધિરામે પહેલેથી છેલ્લે સુધી બધી વાત કહી તે સાંભળી સુખદાસ થંભ થઇ ગયો. પણ નિધિરામને નવો વિચાર સુઝયો. તેણે કહ્યું, "સુકુમાર, તું ચાહે તો બિચારા ભટ્ટાચાર્યને આ દુઃખમાં છોડવી શકે. વિચાર કર, હિંદુની છોકરી, તેને દીસે પીડી. સુકુમાર આવે કે નહિ આવે તોએ આજે છોકરીનું કન્યાદાન તો દેવાવુંજ જોઇએ. તું પરણવા કબૂલ થાય તો ભટજીની ન્યાત ને આબરૂ બેઉ રહે."

આ સાંભળી સુખદાસનો જાણે એકાએક ઉંડા સમુદ્રમાં પડયો. શું કહેવું, શું કરવું, તે તેને સુઝયું નહિ. આખરે જેમ તેમ કરી જવાબ દીધો, "તે કેમ બને? સુકુમાર મારો બન્ધુ."

"તું પરણુશે તો બંધુત્વનું કામ કરેલુંજ કહેવાશે. તું ના કહેશે તો છોકરીના લગ્ન કંઇ અટકવાના નથી—તેતો આજેજ થવાના. લાચારીથી શ્રીમંતની સાથે પરણાવવી પડશે."

શ્રીમંતનું નામ સાંભળી સુખદાસના હૃદયમાં એક કરૂણ કંપારી છૂટી. તેને વિચારમાં જોઇ ભટજીએ કહ્યું, "સુકુમાર, દિકરા, આ આફતમાંથી મને બચાવ. હું તારા મામાને બોલાવી વાત કહું છું."

વિધાતાની પણ મહેરબાની હતી—એજ વખતે રાય મહાશય દાવ જીતી હસતા હસતા ઉઠયા, ભટજી મહાશયની અરજી વ્યર્થ ગઇ નહિ—તેજ

વખતે દરખાસ્ત મંજુર થઇ ગઇ. ભટજીનો આ આફતમાંથી ઉદ્ધાર કરવો એ સુખદાસનો મામો પોતાની ફરજ સમજ્યો. સુખદાસ–સુકુમાર નંબર ટૂ–કેદ પકડાયો.

*            *            *            *            *

વૈશાખ માસ, શુકલ પક્ષ, પૂનમની રાત; વાદળરહિત, નિર્મળ, ભૂરા આકાશમાં પૂર્ણ ચંદ્ર પ્રકાશી રહ્યો છે; પૃથ્વિ ઉપર ચારે તરફ સફેદ ચાંદરણું પથરાઇ રહ્યું છે; દક્ષીણવાયુની ધીમી લહરીઓથી વાતાવરણ શીતળ થઇ રહ્યું છે; ધરતી અને આકાશમાં કોયલ કૂહુ કૂહુ કરી રહી છે, પપૈયા પિયુ પિયુ બોલી રહ્યા છે—જાણે વનગ્રામમાં બની રહેલી દુઃખી ઘટનાની કોઇને ખબર નહિ હોય, દરકાર નહિ હોય, તેમ સારી પ્રકૃતિ અંદરથી અને બહારથી સર્વત્ર મધુરતા પ્રસરાવી રહી છે. આ આનંદમયી પૂર્ણિમાની રાતે શુભલક્ષણે શુભલગ્ને વર મંડપે આવ્યો. એયે સુકુમાર—પણ પેલો દુર્ભાગ્ય સુકુમાર નહોતો.

હાય! વખત કોઇની વાટ જોતો નથી. કોઇની પણ દરકાર કર્યા વગર તે વહ્યો જાય છે. જે તેને ધરી શકે તે ભાગ્યશાળી, નહિ તે કમબખ્ત. મિત્રદ્રોહી સુકુમારે વરરાજા બની જ્યારે ભટજી મહાશયના ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે નગારાં વાગ્યાં, શંખ વાગ્યો, બૈરાંઓએ જીઆવરને વધાવી લીધો. હસ્તમેળાપ, મંગળફેરા, વગેરે ક્રિયાઓ આનંદપૂર્વક થઇ ગઇ અને ભટજી મહાશયે કન્યાદાન કરી માથેથી ભાર હલકો કર્યો.

વિવાહમંત્ર ખલાસ થયો અને વરકન્યા માયરામાંથી ઉઠીને ઘરમાં જવા ઉભાં થયાં તેજ વખતે માંડવામાં કોઇ ધીમી ધીમી વાત અસ્ફુટ સ્વરે થવા લાગી. “એ કોણ? એજ સુકુમાર. હવે—આટલો બધો મોડો?” સુકુમારે વીલે મોંઢે છાયાની માફક ઉભા ઉભા વરકન્યા તરફ જોયું—તેઓ એકગાંઠ થઇ ધીરે ધીરે ઘરમાં જતાં રહ્યાં. સુકુમારને સ્વપ્ન યાદ આવ્યું. લાંબો નિશ્વાસ નાંખી તે ધીમેથી ફફડયો, “સ્વપ્ન કે સત્ય? ખરેખર મારી ચાવી ચોરાઇ ગઇ!”



# લજ્જાવતી.

:૦:

૧

સાંભળ્યું છે કે તેનું અસલ નામ લજ્જાવતી નહોતું. નાનપણથીજ તે બહુ અભિમાની–રીસાળ–હતી. જરાજરામાં તેને ઓછું પડતું. માબાપ અથવા બીજું કોઇ જરા કંઇ કહેતું તો વેલાની માફક સંકોચાઇ તે જડસડ થઇ જતી. તેનું નાનું, ગોરૂં મોં શરમથી લાલ થઇ જતું, તેની હરણુ જેવી ચંચળ આંખો પાણીથી ભરાઇ જતી. તે છતાં જ્યારે તે હૃદયનો ભાવ છૂપાવવાની ઇચ્છાથી હસવાની ચેષ્ટા કરતી ત્યારે અશ્રુજળ અને મ્લાન હાસ્યથી તેના ચ્હેરા ઉપર અપૂર્વ સુંદરતા પ્રકટી નીકળતી. તેથીજ માબાપ તેને લાડમાં કહેતાં—લજ્જાવતી.

માબાપ લજ્જાવતીનો આ સ્વભાવ સારી રીતે સમજી ગયાં હતાં એટલે તેને કોઇ પણ રીતે ઓછું આવવા દેતાં નહોતાં—તેનું સન્માન સાચવવાની કાળજી રાખતાં હતાં. પણ સાસરામાં લજ્જાવતીના આ સ્વાભાવિક, સરળ, શિશુસુલભ લજ્જામાધુર્યનો સત્કાર થયો નહિ. કયાંથી થાય? નીરવતાનું ગીતિમાહાત્મ્ય સંસારમાં કંઇ બધાના પ્રાણમાં પહોંચે છે?

સારૂં કામ કરી દાંડી પીટતાં અથવા નરસું કામ કરી તેને પાટીઆં ગોઠવી છૂપાવી દેતાં લજ્જાવતીને આવડતું નહોતું. વગર વાંકે કોઇ તેને ઠપકો આપે તોએ ખુલાસો કરવાને બદલે આંસુ પાડતી. પણ આ કઠોર સંસારમાં કોમળ આંસુની સાક્ષી ઉપર કોણુ વિશ્વાસ કરે છે? સાસરીઆંઓ તેના રડવાનો ઉલટો અર્થ કરતાં—તેનો વાંક પૂરવાર થયલો માની લેતાં. રડવું એ તેમના મનથી સ્ત્રીચરિત્રનું એક લક્ષણુ હતું. કાજેજ જે સ્વાભાવિક ગુણુ, કહો કે દોષ, થી લજ્જાવતી માબાપની લાડકી થઇ હતી, તેજ ગુણુ અથવા દોષને પ્રતાપે સાસરે તે ડગલે અને પગલે હીણાવા લાગી.

શિયાળાની સવાર, ધુમસ નહોતું. બાળસૂર્યનાં કિરણોથી ચારે દિશા પ્રકાશિત થઇ હતી. ઉંઘમાંથી ઉઠી લજ્જાવતીએ જોયું તો ઓરડાની દિવાલ ઉપર તડકો પડી ચૂકયો હતો. ગભરાઇને વિચારમાં

પડી કે કોણ જાણે કેટલીએ વેળા થઇ હશે. બીછાનામાંથી ઉઠી આકાશ તરફ નજર કરી સૂર્યનારાયણને નમસ્કાર કરી તે ઝટપટ માળ ઉપરથી નીચે દોડી ગઇ. જલદી ન્હાઇ ધોઇ રાંધણીમાં જઇ જોયું તો તેની જેઠાણી હજી ત્યાં આવી નહોતી, માત્ર દાસી ચુલો સળગાવી આદુમરચાં વાટતી બેઠી હતી. છૂટકારાનો દમ ખેંચી નચિંત જીવે તે શાક સમારવા બેઠી. આજે તેની રાંધવાની પાળી નહોતી, જેઠાણીની પાળી હતી, તેને તો માત્ર મદદ કરવાની હતી. શાક લગભગ સમરાઇ રહ્યું હતું તે વખતે તેની સાસુએ આવી મલકાતે મોંઢે કહ્યું, "વહુ, સાંભળ્યું કે—?"

લજ્જાવતી આજે બાર વર્ષથી સાસરે રહેતી હતી, પણ કોઇ દહાડો આટલાં માનમીઠાશથી સાસુએ તેની સાથે વાત કરી હોય એમ તેને સાંભરતું નહોતું. અજાયબીથી સાસુ તરફ જોવા જતાં તે આંગળી કાપી બેઠી. સાસુ બોલી, "સાંભળ્યું? ફુલકુમારી આવે છે."

કપાયલી આંગળી લુગડામાં છૂપાવી આશ્ચર્યજનક સ્વરે લજ્જાવતીએ કહ્યું, "ઠાકુરઝી!" [૧]

વાત હતી પણ આશ્ચર્યજનક. સાસરે આવ્યાં પછી આજ સુધી લજ્જાવતીએ નણંદને કોઇ દહાડો દીઠી નહોતી. ફુલકુમારીને પરણ્યાને ચૌદ વર્ષ થયાં હતાં. લગ્ન પછી એક વાર પણ પીએર આવી નહોતી. તેનો સસરો પૈસાદાર, વહુને ગરીબ બાપને ઘેર જવા દે તો તેને નાનમ લાગે. સસરાના મુવા પછી આજે ચૌદ વર્ષે ફુલકુમારી પીએર આવતી હતી. સાસુએ વહુને પૂછ્યું, "આજે રાંધવાની કોની વારી છે? મોટી વહુની લાગે છે. તો જુવો, મા, મોટા માણસની વહુ ઘણે વર્ષે આવે છે માટે કાળજી રાખજો, કંઇ કમી પડે નહિ."

સાસુ જતી રહી. કપાયલી આંગળી પાણીથી ધોતી ધોતી લજ્જાવતી વિચારવા લાગી, "આજે સુપ્રભાત ઉગી છે! કેવી કલ્યાણકારી ઉમામયી પ્રતિમા! તેના શુભ આગમનથીજ આ કઠોર અંધારી જગામાં આટલે દિવસે પ્રેમનો પ્રકાશ પડયો છે!"

અપૂર્વ આનંદથી તેનું હૈયું ભરાઇ ગયું.

---

૧ સસરાની દિકરી=નણંદ.

૨

એક તો સગી દિકરી અને તેયે મોટે ઘેર પરણેલી. આજે ઘણે વર્ષે તે ઘેર આવે છે. ચૌધરીના ઘરમાં આજે તહેવારના જેવી ધામધૂમ મચી રહી છે. કોઇને એક પળ પણ ઉભા રહેવાની ફુરસદ નથી. વહુઓ રાંધવામાં રોકાઈ છે, દાસીઓ મદદ કરવામાં રોકાઇ છે; ગૃહિણી ફેરાઆંટી અને ફરમાસ કરવામાં રોકાઇ છે; નાનાં બાળક-બાળિકાઓ "ફોઇ આવે છે" એમ કહેતાં આનંદથી આમ તેમ દોડી કોલાહલ કરવામાં રોકાયાં છે. આ બધી દોડધામ વચ્ચે નોકરે આવી સમાચાર આપ્યાં કે "દિદિમણી આવી પહોંચ્યા છે."

દાસ, દાસી, બાળક, બાળકી, ગૃહિણી, બધાં બહાર દોડી ગયાં. લજ્જાવતી પણ તવેથો કડછી પડતાં મૂકી જેઠાણીનો ઠપકો સાંભળ્યા વગર બારણે જઇ ઉભી. આંગણામાં કપડાંથી ઢાંકેલી એક પાલખી હતી. તેની આગળ પાછળ બે ભપકાબંધ ચોકીદાર હતા અને બેઉ બાજુએ પટ્ટવસ્ત્ર અને સોનાનો હાર પહેરી આવેલી બે દાસીઓ હતી. આ ઠાઠ જોઇ લજ્જાવતીનું ઉછળતું હૃદય એકાએક ધામું પડી ગયું—પૈસાદાર પાસે ગરીબ ભીખારી જેવા, તેમની વચ્ચે સખીભાવ-હૃદયનો સંબંધ-અશકય.

પણ જ્યારે આ આડંબરની વચ્ચે સામાન્ય સાજે, સામાન્ય વેશે, એક હાસ્યમયી, પ્રફુલ્લમયી, અસામાન્ય રમણીને પાલખીમાંથી બહાર નીકળી ઉભેલી જોઇ ત્યારે તેનો નિરસભાવ એકદમ દૂર થઇ ગયો, તેનું હૃદય આનંદના ઉભરાથી ઉછળવા લાગ્યું. મા ફુલકુમારીનો હાથ ધરી તેને ઘરમાં તેડી ગઇ, લજ્જાવતી તેમને આવતાં જોઈ રાંધણીમાં જતી રહી. જતાંની સાથેજ થોડી હળદ લઇ જેઠાણીના વાંસા ઉપરનું લુગડું રંગ્યું! જેઠાણી ચીરડાઇને બોલી, "એ વળી શું સોહાગીપણું?" લજ્જાવતી ઉભી ઉભી હસવા લાગી. જેઠાણીનો પીત્તો બેવડો ઉકળ્યો અને ભવાં ચઢાવી તીવ્ર સ્વરે કહ્યું, "કામને વખતે એ બધી છોકરવાદી ઠીક લાગતી નથી. ઉભી ઉભી હસે છે શાની?" દેરાણીને લાગ્યું કે કામ ઠીક કર્યું નહિ, તો પણ કેમેકરી હસવું બંધ કરી શકી નહિ. જેઠાણી ફરીથી બોલી, "કંઇ રીતભાત શીખી છે કે નહિ? મસ્તીખીંગા

કરવા હોય તો તારા બાપને ત્યાં જઇ કર. અહિં તારી નાદાન્યત નહિ ચાલે." આ શબ્દો લજ્જાવતીને તીર જેવા લાગ્યા, આંખ સજળ થઇ ગઇ, તો પણ તે હસતી રહી. લાંબે વખતે તેનો બાહ્ય સ્વભાવ પાછો પ્રકટી નીકળ્યો હતો.

* * * *

હવે બારણામાંથી ચીમાઇને જોવાનું નહોતું—આ વખતે આંખો-આંખ મળી. વહુઓ ભાત, ખીર, દહિંદૂધ, ફળ, મિષ્ટાન્ન તૈયાર કરતી બેઠી હતી, સાસુ ત્યાં રસોડામાં દિકરીને લઇને આવી. રસોઇનો સરંજામ જોઇ ફુલકુમારીએ મોટી વહુને પૂછ્યું, "એ શું કરો છો, ભાભી? આટલું બધું કેમ? હું શું કંઇ ગુરૂદાકરણ થઇને આવી છું કે?"

અડધા ઘુમટામાંથી મોટી વહુએ જવાબ દીધો, "નહિ તો આટલે વર્ષે પીએર આવો કે? બેસો હવે. જોજો રસોઇની ખામી ના કાઢતા. ભાણે બેસશો ત્યારેજ ખબર પડશે કે ભાવી કે નહિ."

"પણ આટલું બધું શા માટે? હું શું રાક્ષસ બાક્ષસ છું?—આ કોણ ભાભી?"

"એને તું નહિ ઓળખતી કે, ફુલી?" ભાભીને બદલે માએ જવાબ દીધો. "એ નાની વહુ! પણ તું શાની ઓળખે? તારા સસરાએ કાળમુખાએ અમે કેટલાએ કાલાવાલા કીધા છતાં તને હેમના લગ્ન ઉપર મોકલી નહિ. એવું જાણુતે તો ત્યાં દિકરી દેતે ખરી કે?"

માના લવારા ઉપર ધ્યાન આપ્યા વગર ફુલકુમારી નાની વહુ પાસે જઇ બોલી, "આ મારાં નાનાં ભાભી! ભાભી, મોં ખોલો, જોઉં?" એમ કહી લજ્જાવતીનો ઘુમટો ખસેડયો, તેણે હસીને પાછો તાણ્યો. ફુલકુમારી હસતી હસતી બોલી ઉઠી, "ઓ મા, ફક્કડ ભાભી છે! ભાઇ છબી જેવી વહુ લાવ્યા છે!"

લજ્જાવતીએ શરમાઇને મોં ફેરવતાં ગરબડમાં ઘીની વાડકી ઢોળી નાંખી.

૩

બપોરે કામકાજમાંથી પરવારી લજ્જાવતી માળ ઉપર જતી હતી. ફુલકુમારીને એકવાર ફરીથી જોવાનું તેને મન થયું. ફુલનો પ્રફુલ્લભાવ, હસતી આંખ અને મમતાભર્યાં મધુર વચન તેના મગજમાં રમી રહ્યાં હતાં. નવોઢાની માફક હોઠ ઉપરનું મૃદુ હાસ્ય સલજ્જ આગ્રહથી દાબતી લજ્જાવતી પોતાના અધીરા ચરણ ધીરે ધીરે ઉપાડતી બીજે માળે પહોંચી ત્યાંતો પૂંટુરાણીએ આવી કહ્યું, "કાકી, મારો ચાક લાવો. ફ્રોઇ પાસે ચોટલો હોળાવવો છે." લજ્જાવતી એકાએક સ્વપ્નસ્વર્ગમાંથી પાછી પૃથ્વિ ઉપર આવી પડી. અજબ થઇ તેણે કહ્યું, "તારો ચાક? મને કયારે આપ્યો હતો?"

"સવારે," ભત્રીજીએ જવાબ દીધો." તમે શાક સમારતાં હતાં ત્યારે હું તમારી પાસે મૂકી ગઇ હતી, તે?"

"હું શું જાણું? તેં થોડોજ મને કહીને ત્યાં મૂકયો હતો?"

"પાસે મૂકી ગઇ, તેમાં વળી કહેવાનું શું?" ભત્રીજીએ મોં મરડાવી જવાબ દીધો. "ચાલો લાવો, ઝટઝટ."

છોકરી કહ્યા વગર ઘરેણું ત્યાં નાંખી ગઇ. કાકીએ લઇને ઉંચું નહિ મૂકયું તેમાં ભત્રીજીનો શું વાંક? લજ્જાવતીએ પોતાનોજ દોષ માની લીધો અને મુગીમુગી ચાક શોધવા પાછી નીચે ગઇ. ફુલકુમારીની મુલાકાત બાજુએ રહી ગઇ.

આ તરફ એક દાસીએ જઇ ગૃહિણીને કહ્યું, "દિદિમણીનું બીછાનું કરી આવી છું. પણ ઓઢવાનું બરનુસ નથી. એક આપો." ફુલકુમારી તે વખતે મોટી વહુના ઓરડામાં બેઠી બેઠી તેની સાથે વાતો કરતી હતી. ગૃહિણી એકલી હતી. દાસીની વાત સાંભળી તેણે બરનુસ માટે આમતેમ ફાંફાં માર્યાં, પણ કોઇ મેલું તો કોઇ ફાટેલું, પાધરૂં એકે હાથ આવ્યું નહિ. ફાટયું તૂટયું ઘરમાં ચાલે, પણ મોટે ઘરની વહુને કંઇ તેવું અપાય? ગૃહિણી વિચારમાં પડી—પણ વિપત કાળે જેની અક્કલ નહિ ચાલે તે સ્ત્રી કહેવાયજ નહિ. ગૃહિણીને આ આફતનો ઉપાય એક પળમાં જડી આવ્યો. તેણે દાસીને કહ્યું, "હેમ આજે બહારગામ જવાનો છે. નાની વહુનું બરનુસ ફુલીના બીછાનામાં

મૂકી આવ. બીજું એક હું જોઇ રાખું છું—આવતી વખત તે નાની વહુને માટે લેતી જજે."

દાસી જતી રહી. થોડે વારે પાછી આવી બોલી, "આવી બેદરકાર વહુ પણ જોઇ નથી. પૂંટુરાણીએ દાગીનો સોંપ્યો તે ખોઇ નાંખ્યો છે અને મને તે શોધવા બોલાવે છે. તમેજ જઇને તેનું બરનુસ ત્યાં મૂકી આવજો."

"દાગીનો ખોઇ નાંખ્યો? શું દાગીનો?"

"માથામાં ઘાલવાનો ચાક, બાઇ, ચાક. જો જો, મા, અમારી ઉપર દોષ ના મૂકતા. ખોવાય મૂકે તમારે હાથે અને મફતમાં અમે ગરીબ માણસ માર્યાં જઇએ—"

ગૃહિણી તો આ વાત સાંભળી ક્રોધથી સળગી ઉઠી. આજે આનંદનો દહાડો—દિકરી ઘણે વર્ષે ઘેર આવેલી—અને કાળમુખી વહુ ઘરેણું ખોઇ અપશુકન કરી બેઠી! પહેલાં તો મોટી વહુના ઓરડામાં જઇ ખબર આપી, "સાંભળ્યું, નાની વહુ ઘરેણું ખોઇ બેઠી છે તે? તે દહાડે ચોળીનું કપડું ખોઇ આવી, આજે આ કીર્તિ! એવી અવળચંડી વહુ—"

ફુલ બોલી, "મા, ભાભીએ તે જાણીજોઇને તો ખોયું નથીને?"

ફુલને ભાભીનો પક્ષ લેતી જોઇ માનું બાઇલર ઓર તપી ગયું. તે બોલી, "દિકરી, તું તારી ભાભીના ગુણ જાણતી નથી એટલેજ આમ કહે છે. થોડા દિવસ અહિં રહે, પછી તને બધી ખબર પડશે. બહારથી તો આવી જોવા જેવી, પણ પેટમાં પાપ. તું આજે ઘેર આવી એટલે અપશુકન કરવાને ખાતર જાણીજોઇને ખોયું છે. એના બાપનું શું જાય છે? લાગે ટકા તો આપે ગૌરીસેન!"

મોટી વહુ કંઇ બોલી નહિ. ફુલકુમારીએ કહ્યું, "વારૂં, શું છે, શું નહિ, તે જોઇએ તો ખરા." ત્રણે જણ સામટાં નાની વહુની શોધમાં નીકળ્યાં. દૂર જવું પડ્યું નહિ. નાની વહુ નીચે આખું ઘર શોધી ઉપર આવતી હતી. વરંડામાં તેનો ભેટો થતાંજ સાસુએ રાડ મારી પૂછ્યું, "વળી પાછું શું ઘરેણું ખોઇ બેઠી?" કેમ જાણે વહુ રોજ રોજ ઘરેણાં ખોઇ

નાંખતી હોયની !) લક્ષ્મી ઘરમાં રહેતી હોય તો પેટમાં દુઃખતું હશે, નહિ ? છોકરીને કેશે મોકલવી હોય તો શું પહેરાવીએ ? એનાં સાસરીઆં પૂછશે કે અમારાં ઘરેણાં કયાં ગયાં ત્યારે કયે કાળે મોંઢે જવાબ આપીએ ?"

લજ્જાવતીએ મૃદુ સ્વરે જવાબ દીધો, "એના સાસરાનો દાગીનો નહોતો. એનો મારા બાપે મને આપેલો મારો ચાક મેં પૂંદુરાણીને પહેરવા આપ્યો હતો, તે ખોવાયો છે."

"લે, મોટી લખેસરીની દિકરી આવી! બાપના ઘરનો ચાક ખોઇ નાંખ્યો ! બાઇ સાહેબને જરા કંઇ કહીએ એટલે બાપના ઘરનો હવાલો આપે ! જોયું, ફુલી, તારી ભાભી કેવા સામા જવાબ આપે છે તે ?"

મોટી વહુ ડાહી થઇ તેણે ટાપસી પૂરી, "ભલે બાપના ઘરનો દાગીનો હતો, પણ ખોયો તો ખરો કેની ?"

સાસુએ આગળ ચલાવ્યું, "ખોઇ નાંખ, ખોઇ નાંખ ! આખું ઘર લૂટાવી દે. ઘરમાં જે કંઇ છે તે બધું તારા બાપના ઘરનુંજ છે કેની ? એતો હુંજ મુઇ ચલાવી લઉં છું. બાકિ બીજી કોઇ હોત તો ખબર પડને !"

સાસુ જતી રહી અને પોતાના ઓરડામાં ભરાઇ એકલી એકલી દિલનો ઉભરો ખાલી કરતી બેઠી. નાના બાબુ બહાર ગયા હતા. સાંજે ઘેર આવ્યા ત્યારે માએ બીજી ત્રીજી વાતો કરી કહ્યું, "બાપુ, તું હવે કુટુંબકબીલાવાળો થયો. મારી તને દરકાર નથી. મને કાશી મોકલી આપ. આ ઘરમાં રહી આ બધું અપમાન હવે મારાથી ખમાતું નથી." આટલી પ્રસ્તાવના પછી માએ માવડીઆ દિકરા આગળ મરચુંમીઠું ભભરાવી બધી વાત કહી. નાના બાબુને પોતાની સ્ત્રીના વર્તનની વાત સાંભળી દુઃખ થયું. વૈરીને બીજો કોઇ દહાડો મળ્યો નહિ કે આજે મારીને પરદેશ જવાને દિવસેજ આ મોંકાણ માંડી બેઠી ? ઘરમાં જઇને તેણે લજ્જાવતીને ધમકાવી. ધમકાવીને અટકયો હોત તો ધૂળ નાંખી, પણ સાથે સાથે સંભળાવી દીધું કે "મારાથી આ પંચાત નહિ ખમાય. હું તો આ ચાલ્યો, પાછો આવીશ નહિ."

લજ્જાવતી બધી વાત સ્વામિને સમજાવીને કહેતે તો પ્રકરણ આટલું લંબાતે નહિ, પરંતુ સ્વામિના કઠોર વાકયથી તેનું હૃદય એટલું

બધું કાતર થઇ ગયું કે તેના મોંમાંથી એક શબ્દ સરખો પણ નીકળ્યો નહિ. પ્રવાસને દિવસે આ પ્રમાણે સ્નેહસંભાષણ કરી જ્યારે તેનો સ્વામિ ઓરડામાંથી બહાર ગયો, ત્યારે તે બીછાના ઉપર પછડાઇ પડી હૃદયફાટ રડવા લાગી. તે સિવાય બીજો રસ્તો તેને જડયો નહિ. જન્મનો સ્વભાવ, તે કંઇ જાય?

---

૪

ચૌદ વર્ષના લાંબા ગાળા પછી ફુલકુમારી પીએર આવી હતી, એટલે અહિં તેને બધું નવું નવું લાગતું હતું. મા આગળના જેવી જુવાન નહોતી, આજે તે ડોસી થઇ હતી; બાળિકા મોટી ભાભી આજે દહાડેવારેની થઈ હતી. ભાઇઓ મોટા થયા હતા, ઘેર ઘેર બાળક બાળિકાનાં નવાં મોઢાં—બધાંજ તેને નવાં લાગ્યાં, સૌથી વધારે નવી લજ્જાવતી અને તેના તરફ ઘરનો વ્યવહાર! તે તો જાણે રાખ ભરી રાખવાનું ભાંગેલું હાલ્લું! જેઠાણી તેને વઢે, સાસુ વઢે, સ્વામિ વઢે, છોકરીઓ—ના, દાસીઓ સુદ્ધાં તે બિચારીને વઢે! તેનો શું વાંક, ખરેખર કંઈ વાંક છે કે નહિ, તે જોવાની કોઇને દરકાર નહોતી—લજ્જાવતીને પણ પોતાનો બચાવ કરવાની દરકાર નહોતી.

ફુલકુમારી સડક થઇ ગઇ—તેનું હૃદય મમતાર્દ્ર થઇ ગયું. માને સમજાવવાની ચેષ્ટા કરી જોઇ, પણ ફોકટ—માનો મીજાસ સામો વધારે બગડયો. અહિં નિષ્ફળ થઇ સાંજને વખતે લજ્જાવતીને ધીરજ આપવાના ઇરાદાથી તે તેની ઓરડી તરફ ગઇ. બારણાં આગળ પહોંચતાંજ ભાઇનો અવાજ તેને કાને પડયો, ફુલકુમારી અંદર નહિ જતાં ત્યાંજ ઉભી રહી. તેજ વખતે ભાઇ ઓરડામાંથી બહાર નીકળ્યો તેને ઉભો રાખી કહ્યું, "દાદા, તમે ભાભીને ધમકાવો છો પણ એનો બિચારીનો કંઇ વાંક નથી."

"ત્યારે કોનો વાંક છે?" ભાઇએ પૂછયું.

"જો વાંક ગણો તો પૂંઠુરાણીનો, નહિ તો કોઇનો નહિ," ફુલકુમારીએ જવાબ દીધો. "તેણે જો ચાક ભાભીના હાથમાં સોંપ્યો હોત તો ચોરાતે ખરો?"

"પણ માની સામું બોલી તેનું કેમ?"

ફુલકુમારીએ જરા છતસ્તતઃ કરી કહ્યું, "ના, દાદા, ભાભી સામું બોલ્યાં નથી. માની સમજફેર થઇ છે. તે હવે ઘરડી થઇ છે એટલે એકને બદલે બીજુંજ સમજી લે છે. માના કહેવાપર તમે ભુલાવો ખાતા ના. શું બન્યું તે હું તમને સમજાવીને કહું છું, સાંભળો." શું વાત ઉપરથી લજ્જાવતીએ માને શું કહ્યું હતું તે વિગતવાર કહી ફુલકુમારીએ પૂછ્યું, "બોલો, દાદા, એમાં એણે કંઇ ગુન્હો કર્યો?"

"ના."

"ત્યારે તમેજ વિચાર કરો કે વિનાકારણ એ બિચારીને તમે ધમકાવો તો એને કેટલું દુઃખ થતું હશે? ખાસ કરી આજે બહારગામ જતી વખતે—છૂટા પડતી વખતે—એને એ બોલ કહ્યા તે તમારા દિલમાં કંઇ માયા મમતા છે કે નહિ, દાદા?"

વધુ બોલ્યા ચાલ્યા વગર ભાઇ પાછો ઓરડામાં ગયો. શય્યા આગળ જઇ જોયું તો લજ્જાવતી ધ્રુસકે ધ્રુસકે રડતી હતી. તેની પાસે બેસી બોલ્યો, "લજ્જાવતિ, તું શું બારેદહાડા લજ્જાવતીજ રહેશે? તેં મારી આગળ બધી વાત કેમ ન કહી? હું શું જાણું કે તું નિર્દોષ છે? થયું તે થયું. ભૂલી જા, લક્ષ્મી, ફરી કોઇ દિવસ તને વઢીશ નહિ. મને માફ કર."

રડતી લજ્જાવતીએ સ્વામિની છાતી ઉપર માથું રાખી ઉંડા સુખસાગરમાં ડૂબકી મારી.

---

## ૫.

સ્વામિ ચાલી ગયો હતો—રાત ગંભીર, ચોતરફ શાંતિ; પણ લજ્જાવતીને ઉંઘ આવી નહોતી. મહા દુઃખ પછી મેળવેલા સ્વામિના પ્રેમાદરનો તે કૃપણની માફક ધીમે ધીમે ઉપભોગ કરતી હતી. તેના મનમાં આશ્ચર્ય થતું હતું—સ્વામિએ બધી વાત શી રીતે જાણી? કોણે કહ્યું હશે? એકાએક તે ચમકી ઉઠી. ફુલકુમારી તેની પાસે આવી ઉભી અને બોલી, "ભાભી, હજીએ તમે પલંગ ઉપર સુતા નથી?" પતિને બહારના દરવાજા સુધી વળાવી તે નીચે શેતરંજી ઉપર

સૂતી પડી હતી—ત્યાંથી ઉઠી નહોતી. ફુલકુમારીને જોઇ ઝડપથી બેઠી થઇ બોલી, “અને તમેયે, ઠાકુરજી, હજી સુઇ ગયાં નથી?”

નણંદે જવાબ દીધો, “હું સુઇ ગઇ હતી. બીછાનામાંથી ઉઠી તમને જોવાને આવી છું. સબુર, જરા દીવો પાસે લઇ આવું. તમારૂં મોં બરાબર દેખાતું નથી.” ફુલકુમારીએ દીવો પાસે લાવી મૂકયો, તેની જ્યોત મોટી કરી અને પછી ભાભીની બાજુમાં જઇને બેઠી. કેટલોકવાર તેના તરફ એકી ટશે જોઇ તે બોલી, “તમારાં લગ્નને બાર વર્ષ થઇ ગયાં, હેં? તે વખતે ત્યારે તમે આથીએ નાના હશો? આજે આ એટલાં બધાં નાનાં દેખાઓ છો કે જાણે—રમવાની ઢીંગલી!”

ભોજાઇ મુગીમુગી હસી. નણંદ તેનો હાથ પોતાના હાથમાં લઇ બોલી, “ભાભી, તમે એવાં કેવાં?”

“કેવાં?”

“વાંક ન હોય તોએ બોલતાં નથી.”

“બોલું તો તેનો અર્થ ઉલટો થાય છે. કોણ જાણે શું છે તે સમજ પડતી નથી. હું કહું એક અને બધા સમજે બીજું.”

“મારા ભાઇ પણ? કેમ, મેં ભાઇને બધું કહ્યું તે તો બરાબર સમજ્યા.”

ત્યારે કેથી ફુલકુમારીએ પોતાનો પક્ષ લઇ સ્વામિને બધી વાત કરેલી દેખું! તેને લીધેજ તે સ્વામિનો પ્રેમાદર પામી હતી. લર્જ્જાવતીની આંખ કૃતજ્ઞતાના આંસુથી ભીની થઇ. તેણે કહ્યું, “તે જરા કંઇ કહે તો મને રડવું આવે છે.”

“તેથીજ તમે કોઇ વાત સ્પષ્ટ કરી કહી શકતા નથી, કેમ?”

“ના, તેમ નથી. એક વાર તેમનો મીજાસ જાય પછી કોઇ વાત પૂછતા નથી.”

“હાયરે, મારાં અભિમાની ભાભી! કોણ જાણે બધાંજ તમને કેમ વઢે છે?”

“થોડા દિવસ પછી તમેયે વઢશો. આ ઘરજ એવું છે કે જેદહાડે તેદહાડે તમે પણ બધાંના જેવાં થઇ જશો.”

"કદી નહિ."

"મારો વાંક હોય તો પણ ?"

"તો પણ નહિ. બધાજ તમને સતાવે, હું કયો જીવ લઇ સતાવીશ ?"

લજ્જાવતી નણંદના બેઉ હાથ લઇ ચાંપીને બોલી, "તેયે કદાચ બની જાય !"

આનંદાશ્રુ ભરેલી આંખો સહીત ફુલકુમારી થોડોવાર પછી જતી રહી. લજ્જાવતી બીછાને ગઇ પણ ઉંઘ કેમે કરી આવી નહિ. તે રાતની સમસ્ત ઘટના—સ્વામિનો આદર, ફુલકુમારીનાં સ્નેહવાક્ય, અકૃત્રિમ સખીભાવ, એ બધું તેના મસ્તકમાં ઘુમવા લાગ્યું. સુખી વિચારોમાં નિમગ્ન થઇ સારી રાત તેણે ઉજાગરામાં કાઢી.

સવારે ઉઠવા ગઇ તો માલમ પડયું કે માથે ચક્કર આવતાં હતાં. પાછી સુઇ ગઇ. ફુલકુમારી વ્હેલી ઉઠી તેના ઓરડામાં આવી. જોયું તો ભોજાઇ હજી સૂતેલી હતી. મચ્છરદાની ખસેડી તેણીએ અંદર ડોકિયું કર્યું એટલે લજ્જાવતી એકદમ બેઠી થઇ ગઇ. તેનો ચ્હેરો ફીકકો પડી ગયલો જોઇ ફુલકુમારીએ પૂછયું, "ભાભી, આમ કેમ દેખાઓ છો ? તમને અસુખ થાય છે ?"

લજ્જાવતીએ જવાબ દીધો, "ના."

ફુલકુમારીએ કહ્યું, "પણ તમે ધ્રુજો છો. તમને ટાઢ વાય છે ? દીલ ઉપર કંઇ ઓઢો તો ખરાં."

લજ્જાવતીએ પથારીમાં આમ તેમ જોઇ કહ્યું, "મારૂં બરનુસ અહિં દેખાતું નથી."

ગોલમાલમાં બીજું બરનુસ તેના બીછાના ઉપર મૂકવાનું રહી ગયું હતું.

"ઓ મા," ફુલકુમારી બોલી ઉઠી, "આખી રાત ટાઢમાં ઓઢયા વગર કાઢી કે ? તમારૂં ઓઢવાનું કયાં ગયું ?"

"ખબર નથી. દાસી તડકે નાંખવા લઇ ગઇ હશે તે પાછું લાવવાનું ભૂલી ગઇ લાગે છે." આમ બોલતી બોલતી લજ્જાવતી ઢોળીઆ ઉપરથી

ઉતરી ઉભી થઇ. તેના કપાળે હાથ મૂકી જોઇ ફુલકુમારી બોલી, "ભાભી, તમારૂં માથું ગરમ ગરમ લાગે છે. તમને તાવ ભરાયો છે. તમે ઉઠોના, સૂઇ રહો."

લજ્જાવતીએ હસીને કહ્યું. "ગભરાઓ ના, મને કંઇ નથી. જરા માથું ફરે છે. સ્નાન કરીશ એટલે મટી જશે. હવે સૂઇ રહેવું કેમ પરવડે?"

"કેમ નહિ પરવડે? આજે તમારી રાંધવાની વારી લાગે છે. અસુખ થયું હોય તોએ તમારે પાળો પાળવો પડશે? રહો, તમારે બદલે હું રાંધીશ."

લજ્જાવતી જીવ કાઢી બોલી, "નાની બ્હેન, ફીકર ના કરો, મને કંઇ નથી."

આવી અસંભવીત વાત લજ્જાવતીએ જીંદગીમાં કોઇ દિવસ સાંભળી નહોતી. બોલતાં બોલતાં તે ખાટલા ઉપર બેસી ગઇ. ફુલ બોલી, "મારા સમ, ભાભી, તમે સૂઇ રહો—"

આ વખતે દાસી એક બરતુસ લઇને આવી અને બીછાના ઉપર નાંખી બોલી, "આ લ્યો તમારૂં ઓઢવાનું. કાલે અહિં મૂકવાનું ભૂલી ગઇ હતી—ચુલામાં લાકડાં બળે છે. આજ કેમ કંઇ રસોઇ કરવી નથી?"

"ચાલ, આવી," લજ્જાવતીએ જવાબ દીધો.

દાસી ગઇ. ફુલે કહ્યું, "ભાભી, મારૂં માનો, મને રાંધવા દો."

લજ્જાવતી કાતર થઇ બોલી, "તમે રાંધો તે કેમ બને?"

"તેમાં ખોટું શું? તમારે મન હું હજી પારકી છું, કેમ?" આમ કહી રોષ કરી ફુલકુમારી ત્યાંથી જવા તૈયાર થઇ. લજ્જાવતીએ કહ્યું, "ના, નાની બ્હેન, તેમ નથી. પણ સાસુજી ખીજવાશે. તે કહેશે—"

"તે કહે તેનો ભાર મારે માથે."

લજ્જાવતી વિચારમાં પડી. કાલાવાલા કરતી તે બોલી, "ના, તે કોઇ કાળે નહિ બને."

"કોઇ કાળે નહિ બને? જાઓ ત્યારે, તમે રાંધો. પણ તમારી રસોઇ હું જમીશ નહિ."

ફુલ રીસાઇને ચાલી ગઇ. લજ્જાવતીએ બૂમ મારી, "નાની બ્હેન!" પણ ફુલ પાછી ફરી નહિ. લજ્જાવતીથી ખમાયું નહિ. બેઉ હાથે માથું કૂટી તે ત્યાંજ સૂઇ ગઇ. હજી પૂરો એક દિવસ પણ ગયો નહોતો ત્યાંતો નણંદ પણ તેની ઉપર નારાજ થઇ ગઇ. તે જાણતી હતી કે નણંદનો ક્રોધ તેની ઉપરના વ્હાલને લીધે હતો, તોપણ તેથી તેના હૃદયને આઘાત થયો—દુઃખથી, અભિમાનથી આંસુ ઉછળી આવ્યાં. તેણે રડતાં રડતાં મન મનાવ્યું "હાય! નણંદ પણ મારી સાથે રીસાઇ ગઇ! મારૂં મોત કેમ નથી આવતું?"

---

૬

થોડે વારે લજ્જાવતીએ નીચે રાંધણીમાં જઇ જોયું તો ફુલકુમારી ચૂલે હાંડી ચઢાવી મોટી વહુને રસોઇ વિષે જાતજાતના સવાલ પૂછતી હતી, મોટી વહુ શાક સમારતી સમારતી હસીને જવાબ દેતી હતી. ફુલના જમણા હાથમાં ચૂલા ઉપર દાળની હાંડી હતી, અને ડાબા હાથમાં કડછીમાં તેલ ગરમ થતું હતું. તેણે કહ્યું, "ભાભી, તેલ કડકડ બોલે છે—શાક લાવો." મોટી વહુ હસીને બોલી, "મકુંજે તમે નહિ રાંધો તો નહિ ચાલે? તેલનો ઉભરો શમવા દો, પછી આપું છું." ફુલે કહ્યું, "ભાભી, દાળ ઉભરાઇ ચાલી. હવે શું કરૂં? આવો, આવો."

લજ્જાવતીએ જવાબ દીધો, "આ હું આવી, નાની બ્હેન!" પણ તે આવે તે પહેલાંતો દાળ ઉભરાઇને થોડીક ફુલના પગ ઉપર પડી. પગ ફુલનો દાઝયો, તેનું દુઃખ જાણે લજ્જાવતી ભોગવતી હોય એમ લાગ્યું. આ બનાવ જોઇ તે ગભરાઇ ગઇ. વીલે મોંઢે ઝટપટ નણંદની માવજત કરવા બેઠી ત્યાં સાસુ આવી લાગી. ગાલે હાથ દઇ તે બોલી, "ઓ મા, સાચેસાચ ફુલકુમારીજ રાંધવા બેઠી છે! હું માનતી નહોતી. હેં, એટલા વારમાં પગ પણ બાળી મુકયો? વહુઓ તો જાણે રાજાની રાણીઓ! બે દહાડા નણંદ પીએર આવી, તેને દઝાડે નહિ તો મનસ્કામના કેમ પૂરી થાય?"

મોટી વહુ બોલી, "હું તો ત્યારની ના કહું છું, પણ નાની બ્હેન માને તો કેની? દેરાણીને અસુખ થયું છે, તેનાથી નહિ બને—હું રાંધને, કંઇ તેની આશા ઉપર થોડાંજ બેઠાં હતાં!"

"નાની વહુને અસુખ થયું છે!" સાસુ ચાળા પાડતી બોલી, "તેમાંજ અહિં આવીને હુસા જેવી ઉભી છે! ચાલ, ફુલી, ખબરદાર તું રાંધવા બેઠી તો! મા રે, આવી વહુ તો મેં ક્યે જોઇ નથી."

મોટી વહુ તરફ ક્રોધની નજર નાંખી ફુલકુમારીએ કહ્યું, "મને રાંધવાનો શોખ થયો એટલે અહિં આવી બેઠી. આ દાળ તરકારી રાંધીને હું આવું છું. તું જા, મા."

મા બોલી, "તું રાંધે અને વહુઓ પગ પર પગ ચઢાવી બેસીને જોયા કરે, કેમ? જો ખાસ્સી વાત લાવી તે! કહું છું કે ચાલ, નહિ તો મારા મોંઢામાંથી કંઇ સાંભળશે."

મા દિકરીનો હાથ ઝાલી તેને ત્યાંથી ખેંચી ગઇ. આખો વખત તેને પોતાની દેખદેખ હેઠળ બેસાડી મૂકી, જેથી ફુલકુમારીને છટકી જવાનો બીલકુલ લાગ મળ્યો નહિ.

---

૭.

માંદી હતી તોએ લજ્જાવતીએ રેસોઇ કીધી, પણ રસોઇ પૂરી કરી તે પોતાના ઓરડામાં જઇ સુતી તે સુતી, ફરી ઉઠવાની શક્તિ રહી નહોતી.

મોટી વહુએ પાટલા માંડ્યા. પૂંટુરાણીએ ફોઇને હાક મારી, "ફોઇ, ભાણાં પીરસ્યાં છે, જમવા ચાલો." મા દિકરી બન્ને સાથે રસોડામાં ગયાં. લજ્જાવતી ત્યાં નહોતી તે જોઇ સાસુ બોલી, "રાજાની રાણીને તો નોતરું જોઇતું હશે!" પૂંટુરાણીએ ખુલાસો કર્યો, "કાકીના જીવને સારું નથી. તે સુતાં છે."

"મને બધી ખબર છે!" સાસુએ બખાળા કાઢ્યા, "કામ કરતાં તાઢ વાગે છે!"

પણ ફુલની છાતીમાં ધ્રાસકો પડયો. તે સમજતી હતી કે વિશેષ અસુખ ન હોત તો લજ્જાવતી જરૂર ત્યાં આવતે. તે બોલી, "મા, સવારનો તેને તાવ ભરાયો છે. જોની બરાબર રંધાયું પણ નથી. તું ફાવે તેમ બોલ નહિ."

"તાવ કેવો ને વાત કેવી?" માએ કહ્યું, "બધા ઢોંગ છે ઢોંગ! બહુ બહુ તો જરા માથું દુઃખતું હશે એટલે જઇને સૂતી હશે. ગરીબ ઘેર એવી મોટાઇ કેમ ચાલે?"

ફુલકુમારી મુંગી રહી. જમી પરવારી તે લજ્જાવતીના ઓરડામાં ગઇ—મા પણ તેની સાથે ગઇ. હવેજ માની ખાત્રી થઇ કે વહુ ખરેખર માંદી હતી. ફુલ તેને કપાળે હાથ મૂકી બોલી ઉઠી, "બાપરે! જાણે ધગધગતી સગડી! ભાભી ટાઢથી ઠરઠરે છે, એનું ઓઢવાનું પાછું ક્યાં જતું રહ્યું? કાલે એ ભાભી પાસે ઓઢવાનું નહોતું—આખી રાત ઉઘાડા પડી રહેવાથી શરદી થઇ લાગે છે."

મા બોલી, "એનું બરનુસ તારા બીછાનામાં રાખ્યું હતું પણ તેને બદલે બીજું એને વાસ્તે મોકલ્યું હતું. તે પસંદ નહિ પડ્યું એટલે પાછું કાઢ્યું હશે. જો તો ખરી બાઇ સાહેબની મોટાઇ! એક દહાડો ઓઢવાનું બદલ્યું તેમાં આટલો બધો મીજાસ! ગરીબ ઘેર એવી વરણાગી કેમ પરવડે? સારૂંનરસું ભીડઅગવડે ચલાવી ન લેવાય?"

લજ્જાવતી બિચારી જાણતી પણ નહોતી કે સાસુજીએ પોતાનું બરનુસ બદલી બીજું ત્યાં રાખ્યું હતું. તેથીજ સવારે રાંધણીમાં જતી વખતે દાસી ભૂલમાં ભળતું બરનુસ મૂકી ગઇ હશે એમ સમજી તેણે તે પુંટુરાણી સાથે પાછું મોકલ્યું હતું. ફુલ બોલી, "તે ગમેતેમ હશે, હમણાંતો એક બરનુસ લાવીને એને ઓઢાડો." સાસુ તે લેવા ગઇ. લજ્જાવતીનો કરૂણકાતર ચ્હેરો જોઇ દુઃખથી ફુલ બોલી, "મેં મુઇએ હઠ કરીને રાંધ્યું કેમ નહિ? તેમ કરતે તો તમને આટલું બધું અસુખ થતે નહિ."

લજ્જાવતીની આંખમાં આંસુ આવ્યાં. તેણે કહ્યું, "ના, મને રાંધવાથી અસુખ થયું નથી. કહો, નાની બ્હેન, તમે હવે મારી ઉપર નારાજ તો નથીને? તમે પણ, બ્હેન, મારી સાથે રીસાયાં."

તેને ગળે બાઝી રડતી રડતી ફુલકુમારી બોલી, "હવે હું કદી રીસાઇશ નહિ. કહો, ભાભી, તમે કંઇ મનમાં લાવતા તો નથી કેની?"

લજ્જાવતીએ જવાબ દીધો નહિ, પોતાનું માથું નણંદની છાતી ઉપર રાખી ગંભીર, શાંત સુખે તે રડવા લાગી. એકદીલ થઇ બેઉ જણીએ અશ્રુજળમાં અશ્રુજળ મેળવ્યું.

લજ્જાવતીની રડવાની હોંસ પૂરી થઇ. આ પછી તે ફરી રડી નહિ—સ્વામિએ જે વાત કહી હતી, ફુલકુમારીએ જે વાત કહી હતી, તેજ ઠીક રહી—ફરી લજ્જાવતીને કોઇએ કંઇ કહ્યું નહિ. થોડાજ દિવસ બાદ લજ્જાવતી રોગ-શય્યામાંથી સીધી ચિતા-શય્યામાં સુતી.

સાસુએ છાતી કૂટી કલ્પાંત કર્યું, "હાય રે, ગઇ રે ગઇ—પોતાને દોષે જીવ ખોયોરે! બીજાસમાં બરતુસ પાછું કાઢ્યું રે! બીજાસમાં બોલી પણ નહિ કે અસુખ થયું છે!"

દાસ, દાસી, જેઠાણી, બધાંજ પોકી મૂકી રડયાં ફકત એક ગંભીર, શોકગ્રસ્ત, અનુતપ્ત હૃદય તેમની સાથે બેસી કલ્પાંત કરવાને બદલે એકાંતમાં અશ્રુવર્ષણ કરી રહ્યું હતું. "હાય, હાય, મેં શું કર્યું? હું તેના ઉપર કેમ રીસે ભરાઇ? એ દુઃખેજ તે મુઇ--મેંજ તેને મારી નાંખી રે! ભાભી, એક પળવાર પાછાં આવો, હું તમારૂં મન મનાવું—તમારો આદર કરૂં. આદરની ભિખારીણિ, કોઇએ તમારો આદર કર્યો નહિ—મેં પણ ન કર્યો. જીંદગીભર આ દુઃખ શૂળીની માફક મર્મેમર્મ સાળશે. હાય!"

---

# મુક્તિનો માર્ગ.



૧

નાનપણુથીજ ફકીરચંદનો સ્વભાવ ગંભીર. ઘરડા માણુસોનો સહવાસ રાખે, મોજશોખ અને ઠઠ્ઠામશકરીથી આઘો નાસે. એકતો ગંભીર અને ઉપરથી મુખમંડળની ચારે તરફ વરસનો મોટો ભાગ કાળો, ઉનનો ગળેબંધ વીંટાળી ફરે એટલે તદન બીહામણો જેવો દેખાય. અધુરામાં પૂરૂં, જુવાન વયેજ હોઠ અને ગાલનો પ્રદેશ મોટી ઝાડી જેવી દાઢીથી એવો ભરી દીધેલો કે આખા ચ્હેરા ઉપર હાસ્યવિકાસને માટે તલમાત્ર જગા મળે નહિ.

તેની સ્ત્રી હેમવતી ઉમરે નાની, આખો વખત પાર્થિવ વિષયોમાં મચીપચી રહે. તેને બંકિમચંદ્રની નોવેલો વાંચવાનો શોખ, સ્વામિની દેવતાભાવે પૂજા કરી સંતોષ ધરે નહિ. મજાકમશકરીની પણુ ભારે શોખીન. ફુલની કળી જેમ પવનલહરી અને પ્રભાતપ્રકાશ માટે તલપે તેમ તે પણુ પોતાના આ ખીલતા જોબનના વખતમાં સ્વામિના પ્રેમસંભાષણુ અને હાસ્યવિનોદ માટે તલપગાર રહે. પણુ સ્વામિ અવસર મળતાં તેને ભાગવત ભણુાવે. સાંજે ભગવદ્ગીતા વાંચી સંભળાવે અને તેની માનસીક ઉન્નતિ કરવાની મતલબથી વચ્ચે વચ્ચે શારીરીક શાસન આપવાનું એ ભૂલે નહિ. જે દહાડે હેમવતીના ઓશીકા નીચેથી "કૃષ્ણુકાંતનું વીલ" નીકળે તે દહાડે આ લઘુપ્રકૃતિ યુવતીને આખી રાત રડાવે તોજ ફકીરના જીવને કરાર વળે. આ પ્રમાણે સતત આદેશ, અનુદેશ, ઉપદેશ, ધર્મનીતિ અને દંડનીતિથી આખરે હેમવતીના મુખનો રંગ, મનનું સુખ અને જોબનનો આવેગ તદન નષ્ટ કરવામાં સ્વામિદેવ પૂરેપૂરા કૃતકાર્ય થયા.

પણુ અનાસક્ત લોકને માટે દુનિયામાં બીજું એક ભારે વિઘ્ન છે. યથાસમયે ફકીરને ત્યાં એક છોકરો અને એક છોકરી જન્મ્યાં, અને સંસારબંધન તૂટવાને બદલે સામું મજબૂત થયું. બાપની ધાકે આટલો મોટો ગંભીરપ્રકૃતિ ફકીર પણુ આફિસે આફિસે નોકરીની ઉમેદવારી કરવા રખડયો, પણુ કયાંએ પત્તો ખાધો નહિ.

આખરે તેણે સંકલ્પ કર્યો, "બુદ્ધદેવની માફક હું પણ સંસારનો ત્યાગ કરૂં." આમ વિચાર કરી એક દિવસ મધરાતે ઘર છોડી બહાર ચાલ્યો ગયો.

---

૨.

અહિં બીજો એક ઇતિહાસ લખવાની પણ જરૂર છે.

નવગ્રામનિવાસી યષ્ટીચરણને એક છોકરો, નામે માખણલાલ, હતો. લગ્ન પછી થોડો વખત સુધી બાળબચ્ચાં થયાં નહિ એટલે બાપના આગ્રહથી અને નૂતનત્વના પ્રલોભનથી માખણલાલે બીજી એક બૈરી કીધી. બીજી વારના લગ્ન પછી યથાક્રમે તેની બેઉ બૈરીને પેટે તેને ત્યાં સાત દિકરી અને એક દિકરો થયાં.

માખણ જાતે બહુ શોખીન અને ચંચળ સ્વભાવનો માણસ હતો પણ કોઇપણ જાતનો ઉદ્યમ કરવા તે અત્યંત નારાજ હતો. એક તો બાળબચ્ચાંનો ભાર, તેમાં ઉપરથી જ્યારે બેઉ કર્ણધાર તેના બેઉ કાન ખેંચી કનડવા લાગી, ત્યારે સંસાર તેને અસહ્ય થઇ પડયો. તેણે પણ એક દહાડો મધરાતે ઘર બહાર અંધકારમાં ડૂબકી મારી.

લાંબા વખત સુધી તેનો કંઇ પત્તો મળ્યો નહિ. કોઇકોઇવાર સાંભળવામાં આવતું કે એકજ બૈરીથી કેટલું સુખ મળે તેનો અનુભવ લેવા કાશી જઇ છાનામાનો તે ફરી એકવાર પરણ્યો હતો. એમ પણ સાંભળવામાં આવ્યું કે ત્યાં તે હતભાગ્યને કંઇક શાંતિ મળી હતી; દેશમાં જવાને તેને કોઇકોઇવાર મન થઇ આવતું હતું, પણ પકડાઇ જવાની બ્હીકે તે ગયો નહિ.

---

૩.

ફરતો ફરતો કેટલેક દિવસે ઉદાસી ફકીરચંદ નવગ્રામ જઇ ચઢયો. રસ્તાની બાજુએ આવેલા એક વડના ઝાડનીચે બેસી નિસાસો નાંખી તે (સ્વગત) બોલ્યો, "અહો! વૈરાગ્યમેવાભયમ. દારા, પુત્ર, ધન, જન,

કોઇ કોઇનું નહિ. કા તે કાન્તા કસ્તે પુત્રઃ" ઇત્યાદિ લવારો કરી પછી એક ગાયનની ધૂન જગાડી :—

" શુણુ રે શુણુ, અબોધ મન !
શુણુ સાધુની ઉક્તિ, શેણે મુક્તિ
તેજ સુયુક્તિ, કર ગ્રહણુ !
ભવની શુક્તિ ભાંગે મુક્તિ—મુક્તા કર અન્વેષણુ !
અરે ઓ ભોળા મન, ભોળા મનરે !—"

એકાએક ગાયન બંધ થઇ ગયું. " એ કોણુ આવે છે ? બાપા જણુાય છે. એમને મારી ભાળ મળી લાગે છે, સત્યાનાશ ! ફરી સંસારના અંધકૂપમાં નાંખશે. નાશ, મારા બાપ !"

---

૪

અકળાટ ગભરાટમાં ફકીર પાસે આવેલા એક ઘરમાં ઘુસી ગયો. ઘરનો વૃદ્ધ માલીક પડશાળમાં બેઠોબેઠો હુકકો ગઠગડાવતો હતો. ફકીરને ઘરમાં ભરાતો જોઇ તેણે બૂમ મારી, " એ કોણુ છે રે ?"

"હું સન્યાસી છું, બાબા."

"સન્યાસી! જોઉં, ભાઇ, જરા અજવાળામાં આવ, જોઉં!"

અજવાળામાં લઇ જઇ, ઘરડો બ્રાહ્મણુ જેમ મુશ્કેલીથી પોથી વાંચે તેમ ફકીરના ચ્હેરાનું બારીકીથી અવલોકન કરતો કરતો ડોસો બબડવા લાગ્યો, "નકકી, મારો માખણુલાલજ છે ! તેજ નાક, તેજ આંખ, તેજ કાન. કપાળ જરા બદલાયું છે અને ચાંદા જેવું મોં દાઢીથી ઢંકાઇ ગયું છે !" એમ કરી ડોસાએ ફકીરના દાઢીવાળા મોં ઉપર મમતાથી એક બે વાર હાથ ફેરવ્યો પછી મોટેથી કહ્યું, "બેટા માખણુ !"

કહેવાની જરૂર નથી કે આ ડોસો બીજો કોઇ નહિ પણુ પષ્ટીચરણુ હતો.

"માખણુ!" ફકીરે અજબ થઇ જવાબ દીધો, "મારૂં નામ માખણુ નથી. અગાઉ મારૂં નામે ગમે તે હશે પણુ આજે તો લોક મને કહે છે ચિદાનંદ સ્વામિ. ઇચ્છા હોય તો પરમાનંદ કહો."

"દિકરા," ડોસો બોલ્યો, "આજે તું ચિંડો હોય કે પરમાન હોય, પણ તું મારો માખણ છે એ વાત હું કેમ કરી ભૂલું?—બેટા, કયા દુઃખે તું સંસાર છોડી ગયો હતો? તને શું નહોતું? બબ્બે બૈરી, મોટી નહિ ગમે તો નાની બેઠી છે; બાળબચ્ચાંનું એ દુઃખ નથી, દુશ્મનનાં મોં કાળાં કરે એવી સાત સાત છોકરીઓ, એક છોકરો. હું ઘરડો થયો છું, જીવી જીવીને હવે કેટલાં વર્ષ જીવીશ. તારો સંસાર તારોજ રહેવાનો છે."

ફકીર ગભરાઇને બોલ્યો, "બાપરે! આતો નવી બલા વળગી!"

પણ તરતજ તે આ ઘરમાં કેમ ભરાયો હતો તે તેને યાદ આવ્યું. તેણે વિચાર કર્યો, "હરકત નહિ. બેએક દિવસ ડોસાનો દિકરો થઇ હમણાં તો અહિં ચૂપાપ રહું. મારી શોધમાં નિષ્ફળ થઇ બાપા જતા રહેશે પછી અહિંથી નાશી છૂટીશ."

ફકીરને નિરૂત્તર ઉભેલો જોઇ ડોસાના મનમાં હવે સંદેહ રહ્યો નહિ. ચાકરને બોલાવી કહ્યું, "કેષ્ટા, બધાને ખબર આપ કે આપણો માખણ પાછો આવ્યો છે."

---

## ૫

જોતજોતામાં આડોસીપાડોસીઓ યષ્ટીકરણના ઘરમાં ભેગાં થઇ ગયાં. ઘણાંખરાંએ ખાત્રીપૂર્વક કહ્યું કે એ માખણજ હતો પણ કેટલાંકને એ વિષે ભરોસો પડયો નહિ. જે થોડાં માણસોએ સંદેહ ઉઠાવ્યો તેમની ઉપર બીજાં બધાં તૂટી પડયાં. તેઓ કહેવાં લાગ્યાં કે સંદિગ્ધ-મનવાળા માણસો જાણીજોઇને રંગમાં ભંગ કરવાની દાનત રાખતા હતા—તેમને ચૂપ કરવાજ જોઇએ. તેઓ નહિ માને ભૂતપિશાચ કે નહિ માને ઇશ્વર. કોઇ આશ્ચર્યની વાત સાંભળી જ્યારે બધાને ગમત પડતી હોય ત્યારે આવા નાસ્તિક લોક જાતજાતના સવાલ કાઢી બેસે. ભૂત, ઇશ્વર વગેરેને નહિ માને તો ખેર, પણ તેનો દાખલો આગળ કરી એક બુઢા બાપને પોતાના ગુમ થયલા દિકરાથી વંચીત કરવો એતો મોટું હૃદયહીનતાનું કામ કહેવાય. આખરે બહુમતિના અભિપ્રાય આગળ સંશયીદળ નિરૂપાય થયો.

ફકીરના અતિભીષણ, ઉંડા ગાંભીર્ય તરફ નજર સરખીએ નાંખ્યા વગર બધા તેને ઘેરી લઇ બનાવવા લાગ્યા. કોઇએ ટીકા કીધી, "અરે આપણો માખણ આજે મોટો રૂષી બન્યો છે! લાંબો વખત ચારબાજીમાં ગાળી એકાએક મહામુની જમદગ્નિ થઇ ગયો!"

મોટા મનવાળા ફકીરને આ ટીકા ગમી નહિ, પણ નિરૂપાયે સાંભળી રહ્યો. એક જણ તેની આગળ ધસી આવ્યો અને પૂછ્યું, "પણ માખણ, તું તો કંઇક શ્યામળો હતો—તું આવો ગોરો ગોરો કેવી રીતે થયો?"

"યોગાભ્યાસ વડે," ફકીરે જવાબ દીધો.

બધાં સામટાં બોલી ઉઠયાં, "અહો, યોગનો કેવો આશ્ચર્ય પ્રભાવ!"

એક જણે કહ્યું, "એમાં આશ્ચર્ય શાનું? શાસ્ત્રમાં લખ્યું છે કે ભીમ જ્યારે હનુમાનનું પૂછડું ધરી તેને ખેંચવા ગયો ત્યારે પૂછડું જરાએ હાલ્યું નહિ. તે કેમ? તે પણ યોગબળથી."

આ વાત બધાને સ્વીકારવી પડી.

ષષ્ટીચરણે આવી ફકીરને કહ્યું, "ભાઇ, હવે તું અંતઃપુરમાં જા."

ફકીરે આ વાતનો ખ્યાલ કર્યો નહોતો—એકાએક તેને માથે વજ્રાઘાત થયો. કેટલોક વાર ચૂપ રહી, પાડોશીઓના તાણાજાણી અને ઠઠ્ઠામશ્કરી વચ્ચે આ વાતનો તોડ કાઢી આખરે તે બોલ્યો, "બાબા, હું સન્યાસી, મારાથી અંતઃપુરમાં નહિ જવાય."

ષષ્ટીચરણે પાડોશીઓને કહ્યું, "ત્યારે તો તમે સર્વે મહેરબાની કરી અહિંથી જાઓ. વહુમાતાઓને અહિં આવવું પડશે. તેઓ બહુ અધીરાં થયાં છે."

બધાં બહાર ગયાં. ફકીરને મન થયું કે આ વેળા અહિંથી નાસી જાઉં. પરંતુ રસ્તામાં પહોંચતાંજ લોક કૂતરાંની માફક તેની પાછળ પડશે એ બ્હીકથી તે નિસ્તબ્ધ થઇ ત્યાંજ બેસી રહ્યો.

માખણલાલની બેઉ સ્ત્રીઓ દાખલ થઇ. શિર નમાવી ફકીરે તેમને કહ્યું, "મા, હું આપનું સંતાન!"

તત્કાળ ફકીરના નાક સામે એક બંગડીવાળો હાથ ખંજર જેવો હવામાં નાચતો દેખાયો અને કાંસાના ખખડાટને જોરે મૂકે એવા અવાજે

એક જણી બોલી, "મા તારી હોય તે! ફાટી મુવા, તું મા કોને કહે છે?"

વળી એક બીજો કંઠ તેથી પણ મોટા અવાજે આખું ઘર ગજાવતો હોય તેમ ઝણકાર કરતો સંભળાયો, "લોકમાં ફજેતી કરાવવા બેઠો છે? તું મરી કેમ નહિ ગયો?"

પોતાની સ્ત્રીને મોંઢેથી આવી સભ્ય ભાષા સાંભળવાની ફકીરને ટેવ નહોતી, એટલે કાતર થઇ બેઉ હાથ જોડી તે બોલ્યો, "આપની ભૂલ થાય છે. હું અજવાળામાં ઉભો રહું છું. જરા બરાબર મને જુવો."

પહેલી તથા બીજી એક પછી એક બોલી, "શું જોવાનું છે? જોઇ જોઇને તો આંખ ફુટી ગઇ છે! તું નાનો કીકો નથી કે નથી જન્મ્યો આજે! તારા દૂધીઆ દાંત પડી ગયાને વર્ષો થઇ ગયાં છે! દાઢીમુછથી કંઇ તારૂં મોં ઢંકાય? જમ ભલે તને ભૂલી જાય પણ અમે ભૂલીએ?"

માટી (?) બૈયર વચ્ચે આ પ્રમાણે એક તરફી વાતચીત ક્યાં સુધી ચાલતે તે કહી શકતા નથી—કારણ ફકીર બીલકુલ વાક્શક્તિ-રહિત થઇ નીચું મોં કરી ઉભો રહ્યો હતો. પણ અંદર અત્યંત ગરબડ થતી સાંભળીને તેમજ બહાર રસ્તામાં લોક ટોળે થતાં હતાં તે જોઇને ષષ્ટીચરણે ત્યાં આવી કહ્યું, "આટલા દિવસ મારૂં ઘર સ્મશાન જેવું શાંત હતું—હુંકારો પણ સંભળાતો નહોતો. આજે મારો માખણ પાછો આવવાથી ઘર ગાજી રહ્યું છે!"

ફકીર હાથ જોડી બોલ્યો, "મહાશય, આપની પુત્રવધુઓના હાથમાંથી મને બચાવો."

ષષ્ટીચરણ બોલ્યો, "બચ્ચા, ઘણે દહાડે આવ્યો છે એટલે શરૂઆતમાં તને બધું અસહ્ય લાગે છે. મા, તમે હવે ઘરમાં જાઓ. ભાઇ માખણ હવે અહિંજ રહેવાનો છે એટલે તમારે ફીકર કરવા જેવું નથી. હવે કોઇ પણ કારણે હું એને જવા દઇશ નહિ."

બેઉ લલનાઓ ગઇ પછી ફકીરે ષષ્ટીચરણને કહ્યું, "મહાશય, આપનો પુત્ર સંસાર ત્યાગ કરી કેમ જતો રહ્યો તેનો મને પૂરેપુરો અનુભવ થયો છે. પ્રણામ, મહાશય, હું જાઉં છું."

આ સાંભળી ડોસાએ એવી મોટેથી પોક મૂકી કે મહોલ્લામાં ઉભેલાં લોક સમજ્યાં કે માખણે બાપને માર્યો હશે. હાં હાં કરતાં તેઓ અંદર દોડી આવ્યાં. બધાંએ ફકીરને નોટીસ આપી કે તેના જેવા ભંડતપસ્વીની તેમને પરવા નહોતી અને જો સીધોપાધરો ત્યાં નહિ રહ્યો તો કંઇ જોવા જેવું થશે. એક જણ બોલ્યો, "એને પરમહંસ કોણ કહે? એતો પરમબક!"

ગંભીરતા, ધાડીદાઢી અને ગળેબંધનું આવું હડહડતુ અપમાન ફકીરે જીંદગીમાં આજે પહેલવહેલુંજ અનુભવ્યું. તે નાશી નહિ જાય તેનો પાડોશીઓએ ખુબ બંદોબસ્ત કર્યો. ખુદ ગામનો જમીનદારે પણ યષ્ટીચરણની વ્હારે આવ્યો.

---

૬.

ફકીરે જોયું કે પ્હેરો સખત હતો અને મુવા વગર કોઇ તેને ઘરની બહાર કાઢે તેમ નહોતું. ઘરમાં એકલો બેસી તે લલકારવા લાગ્યો:—

"શુણુ સાધુની ઉકિત, શેણે મુક્તિ,
તેજ સુયુક્તિ, કર ગ્રહણ."

કહેવું જોઇએ કે ગાયનનો આધ્યાત્મિક અર્થ હવે બહુ ક્ષીણ થઇ ગયો હતો. હાલ તરતતો તેનું ધ્યાન આત્માની મુક્તિને બદલે શરીરની મુક્તિની સુયુક્તિ શોધવામાં રોકાયું હતું.

માખણના પાછા ફર્યાના સમાચાર સાંભળી બેઉ સ્ત્રી તરફના સગાંઓમાંથી તેનો એક શાળો અને એક શાળી ત્યાં આવી ચઢયાં. આવતાંની સાથેજ પહેલાં તો તેમણે ફકીરનાં દાઢીમૂછ ખેંચવાં માંડયાં. તેમના અભિપ્રાય પ્રમાણે દાઢીમૂછ ખરેખરાં નહોતાં, માત્ર વેષ છૂપાવવાને ખોટાં વાળ લાહીથી ચોંટાડેલાં હતાં! નાકની નીચેના બાળની ખેંચતાણ થતાં ફકીર જેવા અત્યંત મહાપુરૂષને પણ માહાત્મ્યરક્ષા કરવી મુશ્કેલ થઇ પડી. વધારામાં કાનનો ઉપદ્રવ ચાલુ થયો. શાળોશાળી કાન ખેંચતાં હતાં એટલુંજ નહિ પણ એવો ભાષાપ્રયોગ કરતાં હતાં કે ખેંચતે નહિ તો પણ કાન લાલ થઇ જતે!

ઉપરથી તેમણે ફકીરને એવાં ગાયન ગાવાની ફરમાસ કરી કે જેની કોઇ પણ રીતે આધ્યાત્મિક વ્યાખ્યા કરવામાં આજના ભલાભલા નૂતન પંડિતો પણ હાર ખાય. નિદ્રાકાળે તેમણે ફકીરના ગાલ ઉપર જે થોડી જગામાં બાળ ઉગ્યાં નહોતાં ત્યાં ચુનો અને મેંષ ચોપડયાં. આહાર વખતે ગંડેરીની જગાએ કચૂ,[1] નાળીએરના પાણીને બદલે હૂકાનું પાણી, અને દૂધની જગાએ વાટેલા ચોખાનું પાણી આપ્યું. પાટલા નીચે સોપારી રાખી તેને ગુલાંટ ખવડાવી, પૂછડી વળગાડી, અને એવી એવી અનેક મશકરી કરી ફકીરનું અભ્રભેદી ગાંભીર્ય સુવડાવી દીધું.

ગુસ્સો, ધુરકાધુરકી, મુક્કા, લાત, ઇત્યાદિ કોઇપણ દમદાટીથી ફકીર પોતાને હેરાન કરનારના મનમાં ધાક બેસાડી શકયો નહિ. ઉલટો વધારે ચાટ પડતો ગયો. નફામાં અંદરના ભાગમાંથી કોઇનો મોટેથી પણ મધુર સ્વરે હસવાનો અવાજ તેને કાને પડયો. આ અવાજ તેને જાણીતો લાગ્યો અને તેની મુઝવણ વધી પડી.

જાણીતો અવાજ વાંચકને અજાણ્યો નહોતો. અત્રે કહેવું જોઇએ કે યષ્ટીચરણ હેમવતીનો મામો થતો હતો. વિવાહ પછી સાસુના સંતાપમાંથી છૂટવા માબાપ વગરની હેમવતી અવારનવાર કોઇકોઇ સગાને ત્યાં જઇ રહેતી હતી. હાલ તે મામાને ઘેર આવી રહી હતી અને અંદરથી બધો તમાસો જોયા કરતી હતી. તેની સ્વભાવિક રંગપ્રિયતા અને પ્રતિહિંસાપ્રવૃત્તિનો આ વખતે ઉદય થયો હતો કે કેમ તે નક્કી કરવાનું કામ અમે ચરિત્રતત્વજ્ઞ પંડિતોને સોંપીએ છીએ—અમારૂં તેટલું ગજું નથી.

મશ્કરીખોર લોક વચ્ચે વચ્ચે વિશ્રામ લે, પણ આત્મીયજનોના સ્નેહમાંથી બચવું મુશ્કેલ છે. સાત છોકરી અને એક છોકરો ફકીરને જરાએ વીલો મૂકે નહિ. બાપનો સ્નેહ કબજે કરવા મા તેમને ચાલુ મોકલ્યા કરતી. બેઉ મા વચ્ચે હરીફાઇ ચાલતી, બેઉ એવી ચેષ્ટા કરતી કે જેથી પોતાના બાળકનેજ અધિક આદર મળે. બેઉ પોતપોતાના બાળકને બાપ પાસે ધકેલે—બાળકો વીંટળાઇ વળી બાપને ગળે બાઝે, ખોળે બેસે, મુખચુંબન કરે. આમ અનેક પ્રકારે બાપને રાજી કરવાની તેઓ વચ્ચે પણ હરીફાઇ જામી હતી.

---

[1] એક જાતની વનસ્પતિ, જે ખાઈએ તો મોંઢામાં વવળે છે.

કહેવું જોઇએ કે ફકીરને બાળકો માટે લાગણી નહોતી. હોત તો પોતાનાં કુમળાં બાળકોનો ત્યાગ કરતે ખરો? બાળકોને ભક્તિ કરતાં આવડે નહિ, સાધુ પાસે હાથ જોડી અદબથી બેસે નહિ, એટલે ફકીરને બાળકો ઉપર જરાએ પ્રેમ નહોતો. બાળકો જાણે કીડાં પતંગીઆં હોય તેમ તે તેમને પોતાની પાસેથી દૂર કરવાની ઇચ્છા રાખતો. આજે બાળકોથી વીંટળાયલો ફકીર પહેલેથી છેલ્લે સુધી બર્જેઇસ ટાઇપની નાની મોટી નોટથી ભરેલા ઇતિહાસપ્રબંધ જેવો શોભી રહ્યો હતો! તેમની ઉમરમાં મોટો તફાવત હતો અને બધાંજ ઉમરે પુગેલા માણુસ માફક અદાથી વર્તતાં નહોતાં તે જોઇ અણિશુદ્ધ ફકીરની આંખમાં આંસુ આવ્યાં—પણ તે આનંદાશ્રુ નહોતાં.

પારકાંના છોકરાંઓ જ્યારે ખુશખુશાલ "બાપા, બાપા," કહી તેનો સત્કાર કરવા લાગ્યાં ત્યારે પોતાની સાંપ્રાતીક પાશવશક્તિનો ઉપયોગ કરવાનું તેને બહુ મન થયું, પણ બ્હીકનો માર્યો હાથપગ ઉગામી શકયો નહિ. આંખ મોં વિકૃત કરી ચૂપ બેસી રહેવાની તેને ફરજ પડી. આખરે કંટાળીને બોલી ઉઠયો, "હું જાઉં છું. જોઉં છું મને કોણ અટકાવે છે તે!"

એટલે ગામલોકે એક વકીલને લાવી ખડો કર્યો. તેણે કહ્યું, "ખબર છે આપને બે સ્ત્રી છે તે?"

"જી, અહિં આવ્યા પછી પહેલીજવાર ખબર પડી."

"અને આપને સાત દીકરી અને એક દીકરો પણ છે. તેમાંથી બે દિકરી વિવાહ યોગ્ય થઇ છે."

"જણાય છે કે આપ મારા કરતાં પણ વધારે જાણો છો."

"આપના કુટુંબના ભરપોષણનો ભાર આપ નહિ ઉપાડશો તો બેઉ સ્ત્રીઓ કોર્ટનું રક્ષણ માગશે—હું આપને આગળથી ચેતાવી દઉં છું."

ફકીરને સૌ કરતાં કોર્ટની વધારે બ્હીક. તે જાણતો હતો કે કોસ કરતી વખતે વકીલો મહાપુરૂષોનાં માનમર્યાદાની પરવા કરતા નહોતા—ફાવે તેમ અપમાન કરતા હતા અને છાપામાં તેનો રિપોર્ટ છપાવતા હતા. આંખમાં આંસુ લાવી ફકીરે વકીલને પોતાની ખરી ઓળખાણ આપવા

તજવીજ કરી—વકીલ તેની હુશીઆરી, તેની હાજરજવાબીની પ્રશંસા કરવા લાગ્યો. તે સાંભળી ફકીરને પોતાના હાથપગ કરડવાનું મન થયું.

ફકીરને નાશી જવાની તજવીજ કરતો જોઇ યષ્ટીચરણ શોકથી અધીરો થઇ રડવા લાગ્યો. પાડોશીઓ ફકીરની આસપાસ ફરી વળ્યા અને ખુબ ગાળો દેવા લાગ્યા. વકીલે પણ એવો દમ ભરાવ્યો કે ફકીર ચૂપ થઇ ગયો. પણ જ્યારે આઠ બાળકો ચારે તરફથી તેને વળગ્યાં અને તેનો દમ રૂંધાઇ ગયો ત્યારે અંદરના ભાગમાં બેઠેલી હેમવતી રડવું કે હસવું તે નક્કી કરી શકી નહિ.

મુક્તિનો એકે માર્ગ રહ્યો નહિ એટલે લાચાર થઇ ફકીરે બાપને એક કાગળ લખી સઘળી વિગત જણાવી. ચીઠ્ઠી મળતાંજ ફકીરનો બાપ હરિચરણ બાબુ ત્યાં આવી ચઢયો. તેની વાત કોઇએ માની નહિ. પાડોશીઓ, જમીનદાર તેમજ વકીલ કોઇ રીતે દખલ છોડતા નહોતા. તેઓએ તે ફકીર નહિ પણ માખણ હતો તેના એક હજારને એક અચુક પૂરાવા રજુ કર્યા. રહીસહી જે ધાવે માખણને મોટો કર્યો હતો તેને પણ લાવી હાજર કીધી. બુઢી ધ્રુજતે હાથે ફકીરનું માથું ધરી મોં તરફ જોઇ તેની દાઢી ઉપર દરવિગલિત ધારા સાથે અશ્રુપાત કરવા લાગી! તેમ છતાં ફકીર નકાર કરતો હતો તે જોઇ બેઉ સ્ત્રીઓ માટે તાણી ત્યાં આવી ઉભી. પાડોશી લોક શરમાઇને બહાર ગયાં. કેવળ બે બાપ, બે સ્ત્રી, ફકીર અને આઠ બાળકો ત્યાં રહ્યાં.

મોટી સ્ત્રીએ ફકીરને પૂછ્યું, "કયા ચૂલામાં, જમના કયા બારણામાં, જવું છે?"

ફકીર તે સ્પષ્ટ કહી શકયો નહિ એટલે નિરૂત્તર રહ્યો. પરંતુ તેના મોંના ભાવ ઉપરથી માલમ પડયું કે જમના કોઇ ખાસ બારણાં માટે તેને પક્ષપાત નહોતો—જે બારણું જડે તે બારણે જવાને રાજી હતો, માત્ર આ ઘરમાંથી છૂટવું જોઇએ. સૌ એકમેકનાં મોં જોતાં ઉભાં હતાં ત્યાં એક નવી રમણીમુર્તિએ દાખલ થઇ ફકીરને પ્રણામ કર્યાં.

ફકીર તેને જોઇ પહેલાં તો અવાક્ થઇ ગયો પણ પછી એકદમ ખુશાલીના આવેશમાં આવી જઇ બોલ્યો, "હેમવતિ!"

પોતાની કે પારકી સ્ત્રીને જોઇ તેના દિલમાં આટલો પ્રેમ આજ-સુધી કોઇવાર પ્રકટ્યો નહોતો. તેને લાગ્યું કે મુર્તિમતી મુક્તિ સાક્ષાત્ તેની સામે આવી ઉભી હતી.

---

બીજું એક માણસ મોઢે સાલ ઓઢી અંદરથી તમાસો જોઇ રહ્યું હતું. એક અજાણ્યા, નિરીહ માણસનો પોતાની જગાએ અભિષેક થતો જોઇ તે સુખાનંદ અનુભવતો હતો. પણ જ્યારે તેણે હેમવતીને ત્યાં જોઇ ત્યારે તે સમજી ગયો કે ઉક્ત નિરપરાધી માણસ બીજો કોઇ નહિ પણ તેનો પોતાનો બનેવી હતો, અને દિલમાં દયા લાવી આગળ આવી બોલ્યો, "તમને બધાને આ આફતમાં નાંખવા એ મહા પાપ છે." બેઉ બૈરીઓ તરફ વારાફરતી આંગળી કરી તેણે કહ્યું, "આ મારી દડી, આ મારી કલસી!"

માખણુલાલની આ અસાધારણ ઉદારતા અને બહાદુરી જોઇ પાડોશીઓ દંગ થઇ ગયા!

